તેણે તેમને પાછાં આપવાની સાફ ના પાડી દીધી અને રાજકુમારને કહ્યું કે;-"જ્યાં સુધી તું એક વાર્તા મને કહીશ નહિ, ત્યાં સુધી હું કદાપિ આ કબૂતરો તને પાછાં આપવાની નથી."

"તમે મારા મુખથી શી વાર્તા સાંભળવા માગો છો, માતા?" દાડિમકુમારે નમ્રતાથી પૂછ્યું.

"મારા પ્રિય પુત્ર! એ કાંઈ એવી ખાસ મહત્ત્વની વાર્તા નથી; કિંતુ તારું જીવન શામાં રહેલું છે, એટલું જ માત્ર હું જાણવા માગું છું." સાવકી માતાએ માગણી કરી.

"માતા, આ તમે કેવા પ્રકારનો પ્રશ્ન કરો છો વારુ? મારું જીવન મારા દેહવિના અન્યત્ર ક્યાં રહી શકે એમ છે વારુ?" રાજકુમારે સરળતાથી જણાવ્યું.

"મારા પુત્ર! મારા કહેવાનો આશય આ નથી. તારી માતાને એક સાધુએ કહેલું છે કે, તારું જીવન કોઈ વસ્તુ સાથે બંધાયલું છે એટલે જેની સાથે તારું જીવન બંધાયલું છે તે વસ્તુ કઈ છે તે હું જાણવા માગું છું." અણમાનીતી રાણીએ ખુલાસો કર્યો.

"પરંતુ, માતા! મેં તો આવી કશી વાર્તા સાંભળી જ નથી, તો પછી આપને શું જણાવું વારુ?" રાજકુમારે પોતાની અજ્ઞતા દર્શાવી.

"ખરી વાત છે; પણ જો તું આ વિશે તારી માતાને પૂછવાનું અને તારી માતા જે કાંઈ કહે તે અહીં આવીને મને કહી સંભળાવવાનું વચન આપતો હોય, તો જ હું તારાં કબૂતરોને પાછાં તારા હાથમાં સોંપું; અને નહિ તો તારાં કબૂતરો તને મળવાનાં નથી." ઓરમાન માતાએ પોતાના સ્વાર્થને સિદ્ધ કરનારું વચન માગ્યું.

"બહુ સારું; હું એ વિશે મારાં માતુશ્રીને પૂછીશ અને તેઓ જે કાંઈ કહેશે તે તમને આવીને કહી સંભળાવીશ. હવે તો મારાં કબૂતરો મને પાછાં આપશો કે નહિ?" રાજકુમારે વચન આપ્યું.

"મારે હજી એક બીજી શર્ત કરવાની છે અને તે એ કે, આ રહસ્યને જાણવાની મેં ઇચ્છા કરી છે, એ વાત તારે તારી માતાને કહેવી નહિ, એનું પણ મને તારી પાસેથી વચન મળવું જોઈએ." સાવકી માતાએ કુમારને વચનથી બરાબર બાંધી લેવાનો પ્રયત્ન કર્યો.

"હું આ વાર્તાને ગુપ્ત રાખવાનું પણ વચન આપું છું." કુમારે તેની ઇચ્છા પ્રમાણેનું બીજું વચન પણ આપી દીધું.

અણમાનીતી રાણીએ એ પછી કબૂતરોને રાજકુમારના હાથમાં સોંપી દીધાં અને દાડિમકુમાર પોતાનાં અત્યંત પ્રિય પક્ષીઓ પાછાં પોતાના હાથમાં આવતાં પોતાની ઓરમાન માતા સાથે થએલા સંભા-

પત્રના પ્રત્યેક અક્ષરને સર્વથા ભૂલી ગયો; કારણ કે, તેના આનં અવધિ થયો હતો અને આનંદના અતિરેકમાં આવી વાતોનું વિસ્મર થઈ જાય એ સર્વથા સ્વાભાવિક હતું. પરંતુ બનાવ એવો બન્યો બીજે દિવસે પણ કબૂતરો પાછાં તેની ઓરમાન માતાના આવાસ ચાલ્યાં ગયાં. તેમને લેવામાટે દાડિમકુમાર ઓરમાન માતાના આવ સમાં ગયો અને તે અણમાનીતી રાણીએ તેની પાસેથી પોતાની ઇચ્છિ વસ્તુની યાચના કરી. કુમારે તે જ દિવસે પોતાની માતાને એ વાર પૂછવાનું બીજીવાર વચન આપ્યું અને કબૂતરોને છોડી દેવામાટે અત્યં આગ્રહ કર્યો. તે વચનને માન આપીને અણમાનીતીએ કબૂતરોને છો. દીધાં. અર્થાત્ એ દિવસની કબૂતરો સાથેની રમત પૂરી થયા પછ રાજકુમાર પોતાની માતા પાસે ગયો અને કહેવા લાગ્યો કે;–"માતુશ્રી મારું જીવન શામાં રહેલું છે, એ કૃપા કરીને મને જણાવશો કે? પોતાના પુત્રના આ અસાધારણ પ્રશ્નથી અત્યંત આશ્ચર્યચકિત થઈ તેની માતા–માનીતી રાણી–કહેવા લાગી કે;–"મારા પુત્ર! આ પ્ર પૂછવામાં તારો શો આશય સમાયલો છે, તે હું સમજી શકતી નથી. એના ઉત્તરમાં રાજકુમારે જણાવ્યું કે;–"માતા, મેં એમ સાંભળ્યું ં કે, એક પવિત્ર સાધુએ તમને એમ જણાવ્યું છે કે, મારા જીવનનો કો અન્ય વસ્તુ સાથે સંબંધ રહેલો છે; એટલે જે વસ્તુ સાથે મારું જીવ સંબંધ ધરાવે છે, તે વસ્તુ શી છે, તે જાણવાની મારી ઇચ્છા છે." વાર્તા સાંભળીને માનીતી રાણી પોતાના પુત્રને ઉદ્દેશીને કહેવા લાગ કે;–"મારા બાળક, મારી આંખોના તારા, મારા સ્વર્ણચન્દ્ર! કૃ કરીને આવો અશુભ પ્રશ્ન મને ન પૂછ. મારા શત્રુઓનાં મોઢાં કાળ થાય અને મારો દાડિમકુમાર ચિરંજીવ રહે!" માતાએ આવી રીતે તે મનાવવાની ઘણી ચેષ્ટા કરી, પરંતુ કુમારે તે રહસ્યને જાણવામાટેન પોતાના હઠનો લેશ માત્ર પણ પરિત્યાગ કર્યો નહિ. તેણે સ્પષ્ટતાથે જણાવી દીધું કે;–"જ્યાં સુધી એ રહસ્ય મને જણાવવામાં નહિ આવે ત્યાં સુધી હું અન્ન અને જળને હસ્તસ્પર્શ પણ કરવાનો નથી." માનીત રાણીએ પોતાના પ્રાણપ્રિય પુત્રના આવા હઠયુક્ત આગ્રહને જોઈને અં તેને તેના જીવનરહસ્યની કથા સંભળાવી દીધી. એને વખતે દિવ દુર્ભાગ્યવશાત્ કુમારનાં કબૂતરો પાછાં ઉડીને અણમાનીતી રાણીના આવ સમાં જઈ ચડ્યાં અને દાડિમકુમાર તેમને લેવામાટે ત્યાં ગયો. અણ માનીતીએ પોતાના મીઠામીઠા શબ્દોથી રાજકુમારને ભોળવી નાખ્યે અને પોતાને જે રહસ્ય જાણવાનું હતું તે તેના મુખથી જાણી લીધું.

અણમાનીતીએ દાડિમકુમારના જીવનરહસ્યને જાણી લીધા પ તેનો પોતાની અશુભ ભાવનાને પૂર્ણ કરવાના કાર્યમાં ઉપયોગ કરી દે

ક પળ માત્રનો પણ વિલંબ કર્યો નહિ. તેણે પોતાની દાસીઓને સણના ડવાનાં થોડાંક સૂકાયલાં ડીચકાં લાવવામાટેની આજ્ઞા આપી દીધી. ડીચકાં બહુ જ ખરડ થાય છે અને દાબવાથી એક જાતનો વિલક્ષણ નિ કરે છે કે જે લગભગ માણસના શરીરમાંનાં હાડકાંના ટચાકડા વો જ હોય છે. એ સણનાં ડીચકાંને તેણે પોતાની શય્યાની નીચે માવ્યાં અને ત્યારપછી તે શય્યાપર પોતે લંબાવીને 'રાણી સાહેબ બહુ જ દાં છે,' એવી અફવા બહાર ફેલાવી દીધી. રાજાનો જો કે તેનામાં નીતી રાણી જેટલો પ્રેમ નહોતો, છતાં પણ આવા સમયમાં તેની કૃતિની પૃચ્છા કરવામાટે આવવાને એક પતિ તરીકે તે બંધાયલો જ હતો. ણીએ એવો દંભ દર્શાવ્યો હતો કે, જાણે તેનાં હાડકાંનો ભાંગીને ભૂકો જ ઈ જાય છે; અને એ નાટકને સત્ય કરી બતાવવામાટે જ્યારે તે શય્યામાં ક તરફથી બીજી તરફ પાસું બદલતી હતી, તે વેળાએ સણનાં ડીચ-પર ભાર આવતાં તેમાંથી તેની ધારણા પ્રમાણેનો હાડકાંના કડકવાનો નિ નીકળતો હતો. અણુમાનીતી રાણીની રુગ્ણતા વિશે રાજાનો નિશ્ચય નાં તેણે પોતાના સર્વોત્કૃષ્ટ વૈદ્યને તેના ઉપચારો કરવાની આજ્ઞા આપી ધી. હવે એ વૈદ્ય સાથે અણુમાનીતી રાણીનો પ્રથમથી જ સંપ હતો ને તેથી વૈદ્યે રાજાને જણાવ્યું કે, "રાણીના રોગનિવારણનો માત્ર ક જ ઉપાય છે અને તે એ કે, રાજમહાલયની સ્હામેના તળાવમાંના ોલ' નામક મત્સ્યના શરીરમાંના અમુક ભાગનો લેપ કરીને રાણીના રીરપર લગાડવો જોઇએ. એ વિના અન્ય કોઈ પણ ઉપાય નથી." ત્કાળ રાજાએ માછીમારોને બોલાવ્યા અને રાજમહાલય સ્હામેના તળા-માંથી તે 'બોલ' મત્સ્યને પકડી લાવવાનો તેમને હુકમ સંભળાવ્યો. થમ જાળમાં જ તે મત્સ્ય પકડાઈ ગયો. એ વેળાએ બનાવ એવો બન્યો , તળાવથી થોડા જ અંતરપર બીજા બાળકો સાથે દાડિમકુમાર પણ મતો હતો. એટલે જેવો તે મત્સ્ય જાળમાં સપડાયો કે તત્કાળ કુમા-ને શરીરમાં કાંઇક અસ્વસ્થતા જણાવા લાગી અને મત્સ્યને જેવો પૃથ્વી-ર લાવવામાં આવ્યો કે તે ક્ષણે જ કુમાર પૃથ્વીપર પછડાઈ પડ્યો અને જાણે તેના પ્રાણ નીકળી જવાની તૈયારીમાં હોયની! એવાં ભયંકર ચન્હો દર્શાવવા લાગ્યો. તેને તત્કાળ તેની માતાના આવાસમાં લઈ જવામાં આવ્યો, અને જ્યારે રાજાને કુમારની આવી અસ્વસ્થતાના મમાચાર મળ્યા એટલે તે તો બિચારો પોતાના એ એકના એક પુત્ર અને ઉત્તરાધિકારીની એ સ્થિતિની વાર્તા સાંભળી દિગ્મૂઢ જેવો જ બની ગયો. વૈદ્યની આજ્ઞાથી તે મત્સ્યને અણુમાનીતી રાણીના ઓરડામાં લાવવામાં આવ્યો અને ત્યાં ભૂમિપર જેવી રીતે તે પછાડા ખાવા લાગ્યો

તે જ પ્રમાણે દાડિમકુમાર પણ પોતાની માતાના ખોળામાં પછાડા ખા લાગ્યો. મત્સ્યના શરીરને ચીરતાં તેમાંથી કાષ્ઠની એક પેટી નીકળ અને તે પેટીમાં એક સ્વર્ણમાળા પડેલી હતી. જેવી રાણીએ તે સ્વર્ણ માળાને પોતાના ગળામાં ધારણ કરી કે તે ક્ષણે જ દાડિમકુમારે પોતાન માતાના આવાસમાં પોતાના પ્રાણને ત્યાગી દીધા

જ્યારે રાજકુમાર અથવા તો યુવરાજના મૃત્યુની વાર્તા રાજા સાભળવામા આવી એટલે તેના શોકનો અવધિ થયો અને તે શોક મહાસાગરમાં ડૂબી ગયો. અણમાનીતી રાણીના રોગમુક્ત થવાના સમ ચારથી પણ તેનો એ શોક લેશ માત્ર પણ ન્યૂન થયો નહિ. તે પોતાન પુત્રના મૃત શરીરપર પછડાઈ પછડાઇને એવો તો હૃદયભેદક વિલા કરવા લાગ્યો કે, તેના મન્ત્રીઓનો તો એવો જ નિશ્ચય થઈ ગયો કે રાજાની માનસિક શક્તિમાં અવ્યવસ્થા થઈ ગઈ છે, અને તેથી મહ રાજા કદાચિત્ સદાને માટે ઉન્માદને વશ થઈ જશે. રાજાએ પોતાન પુત્રના મૃત શરીરને યથાશાસ્ત્ર અગ્નિદાહ આપવાની અનુમતિ ન આપ તેના પુત્રનું મરણ એવું તો અચાનક અને કોઈ પણ કારણવિ થયુ હતુ કે, તેના મરણના રહસ્યની તે કલ્પના માત્ર પણ કરી શકે નહિ. રાજાએ પોતાના પુત્રના શબને પોતાના ઉપવનગૃહોમાના એ ઉપવનગૃહમા લઈ જવાની અને ત્યા તેને સભાળીને રાખવાની પોતાન અનુચરોને આજ્ઞા આપી દીધી. એ ઉપરાંત તેણે એમ પણ કહી દી કે, 'જાણે તરુણ રાજકુમારને પ્રત્યેક વસ્તુની આવશ્યકતા છે, એ પ્રમા ણેની માન્યતાથી તે ઉપવનગૃહમા સર્વ પ્રકારના સાધનો તમારે તયાર રાખવા.' એ પછી એક એવા પ્રકારની આજ્ઞા આપવામા આવી કે, 'તે ઉપવનગૃહનાં દ્વારો દિવસ અને રાત તાળાં વાસીને બંધ રાખવાં અને તેમા રાજકુમારના અત્યંત પ્રિયમિત્ર એટલે કે પ્રધાનપુત્ર વિના અન્ય કોઈ પણ મનુષ્યે પ્રવેશ કરવો નહિ. એ પ્રધાનપુત્રને તે ગૃહની કૂંચી આપવામા આવી અને તેણે પ્રતિદિવસ એકવાર ત્યાં જવું, એવો તેને અધિકાર અપાયો.

પોતાના પુત્રના મરણથી અગાધ શોકસાગરમાં ડૂબેલી માનીતી રાણી પોતાનો સર્વ સમય એકાંતવાસમા વીતાડવા લાગી અને તેથી રાજાએ પોતાની સર્વ નિશાઓ અણમાનીતી રાણીના અંતઃપુરમા વીતા ડવાનો આરંભ કરી દીધો. તે વેળાએ રાજાના મનમાં કોઈ પણ પ્રકા રના સંશયને ઉત્પન્ન ન થવા દેવામાટે તે અણમાનીતી રાણી નિશાના સમયમા રાજા આવતો હતો ત્યારે પોતાના ગળામાની તે સુવર્ણમાળાને ઉતારીને જ રાજાનો સત્કાર કરતી હતી. હવે એ સુવર્ણમાળામા એક

એવું રહસ્ય સમાયલું હતું કે જ્યાં સુધી એ સ્વર્ણમાળા અણુમાનીતી રાણીના ગળામાં હોય ત્યાં સુધી જ દાડિમકુમાર મૃત અવસ્થામાં રહે; અર્થાત્ વિધિની આવી વ્યવસ્થા હોવાથી જ્યારે રાણી એ સ્વર્ણમાળાને પોતાના ગળામાંથી કાઢી નાખતી હતી, તે વેળાએ દાડિમકુમાર પોતાના સ્થાનમાં પાછો જીવિત અવસ્થામાં આવી જતો હતો. સારાંશ કે, પ્રત્યેક નિશામાં રાણી અને સ્વર્ણમાળા ભિન્ન રહેતાં હતાં, તે વેળાએ દાડિમકુમારને જીવન પ્રાપ્ત થતું હતું અને પ્રભાતમાં રાણી સ્વર્ણમાળાને ગળામાં ધારણ કરતી એટલે કુમાર પાછો મૃતની અવસ્થામાં પડી જતો હતો. જ્યારે દાડિમકુમાર નિશાના સમયમાં પુનર્જીવિત થતો હતો, તે વેળાએ ત્યાં સર્વ પ્રકારના ભોજ્ય અને પેય પદાર્થોનો ભંડાર ભરેલો હોવાથી પોતાની ઇચ્છા પ્રમાણેના પદાર્થ ખાતો હતો, ઉપવનગૃહમાં સર્વત્ર ફરતો હતો અને પોતાના ભાગ્યવિશેના વિચારમાં નિમગ્ન થતો હતો. તેનો મિત્ર પ્રધાનપુત્ર કે જે માત્ર દિવસના સમયમાં જ તેને જોવામાટે આવતો હતો, તે તો જ્યારે આવે ત્યારે રાજકુમારને મૃત અવસ્થામાં—એક શબના સ્વરૂપમાં—જ પડેલો જોતો હતો, પરંતુ કેટલાક દિવસ પછી તેના મનમાં જે એક આશ્ચર્યનો આઘાત થયો તે એ હતો કે, ઘણા દિવસ વીત્યા તોપણ રાજકુમારના શરીરને તેણે જેવા રૂપમાં પ્રથમ દિવસે જોયું હતું તેવા જ રૂપમાં તે નિત્ય દેખાતું હતું; એટલે કે, માત્ર નિર્જીવતા અને પાંડુતા વિના તે શબમાં બીજી કોઈ પણ પ્રકારની વિકૃતિ થઈ નહોતી; શરીર જેવું ને તેવું તાજું અને વિકૃતિહીન હતું. આ અગમ્ય પ્રમેયના નિર્ણયની શક્તિ તેનામાં ન હોવાથી એ ભેદને જાણવામાટે એ શબને વિશેષ સૂક્ષ્મતાથી જોવાનો એટલે કે કોઈ વાર દિવસે તો કોઈ વાર નિશાના સમયમાં તેના નિરીક્ષણમાટે આવવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. જ્યારે પ્રથમવાર નિશાના સમયમાં તે ત્યાં આવ્યો, તે વેળાએ રાજકુમાર ઉપવનમાં ઇતસ્તતઃ ભ્રમણ કરી રહ્યો હતો અને તેથી એ દૃશ્યને જોઇને તે સર્વથા આશ્ચર્યચકિત થઈ ગયો. આ દૃશ્યને જોઇને પ્રથમ તો તેણે એવું જ અનુમાન કર્યું કે, તે કદાચિત્ તેના મૃત મિત્રનું ભૂત જ હશે; પરંતુ તેના કેટલાક સૂક્ષ્મ નિરીક્ષણ અને પરીક્ષણ પછી તેનો નિશ્ચય થયો કે, રાજકુમાર મૃત નહિ પણ જીવિત હતો અને તે પોતે જ અત્યારે ઉપવનમાં ભ્રમણ કરતો હતો. છેવટે બન્ને મિત્રો મળ્યા અને દાડિમકુમારે તેના પોતાના મરણ સાથે ગુંથાયલા સર્વ સંયોગોની કથા પોતાના મિત્રને કહી સંભળાવી; અને છેવટે તેઓ એવા નિર્ણયપર આવી લાગ્યા કે, રાત્રિના સમયે અણુમાનીની રાણી રાજાના આગમન સમયે પોતાની ગ્રીવામાંથી સ્વર્ણમાળાને કાઢી નાખે છે અને તેથી જ માત્ર

નિશાના સમયમાં રાજકુમારને જીવનાવસ્થા પ્રાપ્ત થાય છે. અર્થાત્ રાજકુમારના જીવનનો એ સ્વર્ણમાળાપર જ આધાર હોવાથી બન્ને મિત્રોએ જો બની શકે તો તે રાણી પાસેથી તે સ્વર્ણમાળાને પોતાના કબ્જામાં લઈ લેવામાટેની કોઈ યુક્તિને શોધી કાઢવાનો વિચારદ્વારા પ્રયત્ન કરવા માંડ્યો. તેઓ નિત્ય રાત્રિના સમયે એ જ વિષયનો વિચાર કરતા હતા અને એવી રીતે વિચારમાં ને વિચારમાં તેમની અનેક રાત્રિઓ વીતી ગઈ; છતાં એવી કોઈ પણ યુક્તિ તેમની કલ્પનામાં આવી શકી નહિ. પરંતુ અંતે ઈશ્વરે એક આશ્ચર્યકારક સ્વરૂપમાં દાડિમકુમારના ઉદ્ધારનો સંયોગ લાવીને ઉપસ્થિત કરી દીધો.

આપણે અત્યારે જે સમયનું વર્ણન કરીએ છીએ તેથી કેટલાંક વર્ષ પૂર્વે વિધાતા પુરુષની ભગિનીએ એક પુત્રીને જન્મ આપ્યો હતો. એ કન્યાનો જન્મ થતાં ઉત્કંઠાથી ભરેલી માતાએ પોતાના બંધુને તેણે તે કન્યાના ભાગ્યમાં શો લેખ લખ્યો હતો, એ વિશે પૂછ્યું અને એના ઉત્તરમાં વિધાતા પુરુષે જણાવ્યું કે;–"ભગિની, તારી કન્યાનો એક મૃત વર સાથે લગ્નસંબંધ થશે, એવો લેખ લખાયેલો છે. પોતાની કન્યાના ભાગ્યમાં આવો અશુભ લેખ લખાયાથી તે જો કે અત્યંત શોકાતુર અને નિરાશ થઈ ગઈ; છતાં તેણે પોતાના ભ્રાતાને એ વિશે કાંઈ પણ કહ્યું નહિ; કારણ કે, વિધાતા પુરુષ એકવાર લખેલા પોતાના લેખને કદાપિ ફેરવતો નથી, એ નિયમને તે સારી રીતે જાણતી હતી અને તેથી એ વિષયમાં કાંઈ પણ બોલવું સર્વથા મિથ્યા હતું. તે કન્યા પોતાના વયમાં જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ વધારે અને વધારે સુંદર થતી ગઈ અને યૌવનમાં આવતાં તો તે અલૌકિક લાવણ્યમયી દેખાવા લાગી. આમ છતાં પણ તેના ભાગ્યમાં લખાયલા વિલક્ષણ લેખના યોગે માતાને પોતાની આવી દેવકન્યા સમોવડ કન્યાને જોઈને લેશ માત્ર પણ આનંદ થતો નહોતો. જ્યારે એ કન્યા લગ્નને યોગ્ય અવસ્થામાં આવી લાગી, તે વેળાએ પુત્રીના દુર્ભાગ્યને ટાળવાના ... માતાએ પુત્રીને સાથે લઈને તે દેશમાંથી પલાયન કરી જવાનો નિશ્ચય કર્યો. પરંતુ ... વિધાતાના લેખોને મિથ્યા કરી શકાતા નથી. ભટકતી ભટકતી એ માતા અને પુત્રી જે ઉપવનગૃહમાં આપણા દાડિમકુમારના મૃત દેહને રાખવામાં આવ્યો હતો, તે ઉપવનના દ્વારમાં આવી લાગી. એ વેળાએ સંધ્યાનો સમય થયો હતો. કન્યાએ માતાને કહ્યું કે;–"મને અત્યારે અતિશય તૃષા લાગી છે અને તેટલામાટે મારે જળપાન કરવું છે." માતાએ પુત્રીને ઉપવનના દ્વારમાં બેસાડી અને તે પોતે આસપાસનાં ઝૂપડાંમાં પાણીનો શોધ ચલાવવા અને તે મળે તો લઈ આવવા માટે ચાલી ગઈ

પાછળથી સહજ સ્વભાવે નવયૌવના બાળાએ ઉપવનના દ્વારને જરા ધક્કેલ્યું અને તેમ કરતાંની સાથે જ તે દ્વાર ઊઘડી ગયું. દ્વાર ઊઘડવાથી તે નવયુવતીએ ઉપવનમાં પ્રવેશ કર્યો, અને ત્યાં એક મહાલય તેના જોવામાં આવ્યું. તે પાછી બહાર આવતી હતી, પણ એટલામાં ઉપવનનાં દ્વાર પોતાની મેળે જ વસાઈ ગયાં અને તેથી તેનાથી બહાર નીકળી શકાયું નહિ. એ પછી નિશાનો આરંભ થતાં રાજકુમાર જીવતો થયો અને ઉપવનમાં ભ્રમણ કરતાં ઉપવનનાં દ્વાર પાસે એક મનુષ્યાકૃતિ તેના જોવામાં આવી. તે તેના નિકટમાં ગયો અને જોયું તો તે એક દેવાંગનાતુલ્ય સૌન્દર્યવતી સ્ત્રીની આકૃતિ હતી, એમ તેના જાણવામાં આવ્યું. દાડિમકુમારે તેના ત્યાંના આગમનના કારણની પૃચ્છા કરતાં ઉત્તરમાં તે યુવતીએ પોતાના ભાગ્યનો જે અલ્પ ઇતિહાસ હતો, તે સમસ્ત તેને કહી સંભળાવ્યો. અર્થાત્ તે અત્યંત નમ્રતાથી કહેવા લાગી કે;–"વિધાતા પુરુષ મારા મામા થાય છે અને તેમણે મારા જન્મસમયે મારા ભાગ્યમાં એવો લેખ લખ્યો છે કે, મૃત પતિ સાથે મારો લગ્નસંબંધ થશે. મારા ભાગ્યમાં આવો અશુભ લેખ લખાયાથી મને જોઇને મારી માતાને લેશ માત્ર પણ આનંદ થતો નથી અને તેના પોતાના હૃદયમાંથી હર્ષનો સર્વથા અસ્ત જ થઈ ગયો છે. હું યૌવનકાળને પ્રાપ્ત થતાં એ અશુભ ઘટનાને ટાળી દેવામાટે મને સાથે લઇને મારી માતાએ ગૃહનો ત્યાગ કર્યો છે અને અનેક સ્થાનોમાં પ્રવાસ કરતાં કરતાં આજે અમો માતા અને પુત્રી આ સ્થાનમાં આવી પહોંચ્યાં છીએ. આ ઉપવનના દ્વારપર આવતાં હું તૃષાતુર થઈ અને તેથી મારી માતા મારા માટે પાણી લાવવાને ગઈ છે. પાછળથી ઉપવનનાં દ્વાર સહજ હસ્તસ્પર્શથી ઊઘડી જતાં મેં કૌતુકથી તેમાં પ્રવેશ કર્યો, પણ પછીથી દ્વાર વસાઈ જતાં મારાથી બહાર નીકળી શકાયું નહિ અને એટલામાં આપ અહીં આવી પહોંચ્યા." આ પ્રમાણેની તે નવયૌવનાની સરળ અને કરુણાપૂર્ણ કર્મકથા સાંભળીને દાડિમકુમારે કહ્યું કે;–"વિધાતા પુરુષે તારા ભાગ્યમાં લખ્યા પ્રમાણેનો મૃત વરરાજા હું પોતે જ છું અને તેટલામાટે તારે મારી સાથે લગ્નસંબંધ કરવો જ જોઇએ. ચાલ આવ મારી સાથે મારા મહાલયમાં." કુમારના આ ઉદ્દગાર સાંભળીને તે સુંદરી આશ્ચર્યથી કહેવા લાગી કે;–"તમે આમ મારી સાથે વાર્તાલાપ કરતા ઊભા છો છતાં તમને મૃત વરરાજા કોણ કહી શકે એમ છે વારુ? મૃત મનુષ્યો બોલતાં હશે ખરાં કે? તમારું આ કથન અસત્ય છે." એના ઉત્તરમાં દાડિમકુમાર બોલ્યો કે;–"આ રહસ્ય પછીથી તારા જાણવામાં આવશે; હમણાં તો તું મારી સાથે આવ." યુવતી કુમારની આજ્ઞા

પાછળથી સહજ સ્વભાવે નવયૌવના બાળાએ ઉપવનના દ્વારને જરા ધકેલ્યું અને તેમ કરતાંની સાથે જ તે દ્વાર ઊઘડી ગયું. દ્વાર ઊઘડવાથી તે નવયુવતીએ ઉપવનમાં પ્રવેશ કર્યો, અને ત્યાં એક મહાલય તેના જોવામાં આવ્યું. તે પાછી બહાર આવતી હતી, પણ એટલામાં ઉપવનનાં દ્વાર પોતાની મેળે જ વસાઈ ગયાં અને તેથી તેનાથી બહાર નીકળી શકાયું નહિ. એ પછી નિશાનો આરંભ થતાં રાજકુમાર જીવતો થયો અને ઉપવનમાં ભ્રમણ કરતાં ઉપવનનાં દ્વાર પાસે એક મનુષ્યાકૃતિ તેના જોવામાં આવી. તે તેના નિકટમાં ગયો અને જોયું તો તે એક દેવાંગનાતુલ્ય સૌન્દર્યવતી સ્ત્રીની આકૃતિ હતી, એમ તેના જાણવામાં આવ્યું. દાડિમકુમારે તેના ત્યાંના આગમનના કારણની પૃચ્છા કરતાં ઉત્તરમાં તે યુવતીએ પોતાના ભાગ્યનો જે અલ્પ ઇતિહાસ હતો, તે સમસ્ત તેને કહી સંભળાવ્યો. અર્થાત્ તે અત્યંત નમ્રતાથી કહેવા લાગી કે;–"વિધાતા પુરુષ મારા મામા થાય છે અને તેમણે મારા જન્મસમયે મારા ભાગ્યમાં એવો લેખ લખ્યો છે કે, મૃત પતિ સાથે મારો લગ્નસંબંધ થશે. મારા ભાગ્યમાં આવો અશુભ લેખ લખાયાથી મને જોઇને મારી માતાને લેશ માત્ર પણ આનંદ થતો નથી અને તેના પોતાના હૃદયમાંથી હર્ષનો સર્વથા અસ્ત જ થઈ ગયો છે. હું યૌવનકાળને પ્રાપ્ત થતાં એ અશુભ ઘટનાને ટાળી દેવામાટે મને સાથે લઇને મારી માતાએ ગૃહનો ત્યાગ કર્યો છે અને અનેક સ્થાનોમાં પ્રવાસ કરતાં કરતાં આજે અમો માતા અને પુત્રી આ સ્થાનમાં આવી પહોંચ્યાં છીએ. આ ઉપવનના દ્વારપર આવતાં હું તૃષાતુર થઈ અને તેથી મારી માતા મારા માટે પાણી લાવવાને ગઈ છે. પાછળથી ઉપવનનાં દ્વાર સહજ હસ્તસ્પર્શથી ઊઘડી જતાં મેં કૌતુકથી તેમાં પ્રવેશ કર્યો ... વસાઈ જતાં મારાથી બહાર નીકળી શકાયું ... તથા પગનાં તળિયાંને અહીં આવી પહોંચ્યા." આ પ્રસંગે અને પગના અંગૂઠાને રંગવામાટે ... પૂર્ણ ... વસ્તુઓની એક પોટલી બાંધી લીધી. એ પોટલીને ... હાથમાં લઇને પોતાના બે બાળકો સાથે તે રાજમહાલયનાં ... પાસે આવીને ઊભી રહી. તેણે પોતાને હજામણ તરીકે ઓળખાવી અને માનીતી રાણીને મળવાની પોતાની ઇચ્છા દર્શાવી. માનીતી રાણીએ તરત તેને પોતા પાસે બોલાવી અને તેના બે બાળકોને જોતાં તે ક્ષણે જ તે માનીતી રાણીને પોતાના પુત્ર દાડિમકુમારની સ્મૃતિ થઈ આવી. તેણે કહ્યું કે, "આ બન્ને બાળકો મારા કુમારની પ્રતિમા જ છે !" પોતાના ખોવાયલા પુત્રરત્નના સ્મરણથી તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો; છતાં એ બન્ને બાળકો તેના પોતાના

નથી. એ પછી દાડિમકુમારે પોતાના મરણ સાથે જોડાયલા સંયોગોની સર્વ કથા પોતાનાં માતાપિતાને કહી સંભળાવી અને રાજાએ અત્યંત ક્રોધાયમાન થઇને અણુમાનીતી રાણીને પોતા સમક્ષ બોલાવી મગાવી. એ પછી તેણે એક માણસની ઉંડાઇનો એક મોટો ખાડો જમીનમાં ખોદાવ્યો, તેમાં અણુમાનીતી રાણીને ઉભી ને ઉભી ઉતારવામાં આવી, ત્યારપછી તેની આસપાસ તીક્ષ્ણ કાંટા ભરવામાં આવ્યા અને ઉપરથી ધૂળ વાળીને તે દુષ્ટાને જીવતી ને જીવતી જ દાટી દેવામાં આવી. કુમાર દાડિમકુમાર પોતાની પત્ની અને પોતાના બાળકો તેમ જ માતાપિતાસાથે આનંદમાં કાળ વીતાડવા લાગ્યો અને પિતાના પરલોકવાસ પછી રાજ્ય તથા સિંહાસનનો સ્વામી પણ તે જ થયો.

---

## ફકીરચંદ

એક રાજપુત્ર હતો અને એક પ્રધાનપુત્ર હતો. તે ઉભય મિત્રો હતા અને તેમનો પરસ્પર અત્યંત સ્નેહભાવ હતો. તેઓ સાથે જમતા, સાથે રમતા, સાથે ભમતા અને સાથે જ સૂતા તથા બેસતા હતા. એવી રીતે એક બીજાના સહવાસમાં તેમનાં ઘણાં વર્ષો વીતી ગયાં અને ત્યારપછી તેમના મનમાં અન્ય ભૂમિમાં પ્રવાસ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. એ ઇચ્છાના પરિણામે એક સારો દિવસ જોઇને તેઓ પ્રવાસમાટે બહાર નીકળ્યા. એક રાજપુત્ર અને અન્ય પ્રધાનપુત્ર હોવાથી જો કે તેઓ ધનાઢ્ય અને સાધનસંપન્ન હતા, તોપણ તેમણે એક પણ અનુચરને પોતાની સાથે લીધો નહોતો; તેઓ બન્ને એકલા જ અશ્વારૂઢ થઇને પ્રવાસમાટે નીકળ્યા હતા. તેમના અશ્વો જેમ દેખાવમાં અત્યંત સુંદર હતા તે જ પ્રમાણે ચાલવામાં તેઓ પક્ષી સમાન હોવાથી તેઓ પક્ષિ-રાજના નામથી ઓળખાતા હતા. રાજપુત્ર અને પ્રધાનપુત્ર કેટલાક દિવસ પર્યન્ત પ્રવાસમાં આગળ વધતા જ રહ્યા અને ચાલતાં ચાલતાં તેઓ ઘણાંક મેદાનો, નગરો, પુરો, ગ્રામો, જલહીન અને વૃક્ષહીન રણો તેમ જ સિંહ અને વ્યાઘ્રના નિવાસસ્થાનરૂપ નિબિડ અરણ્યોમાંથી પસાર થયા. એક દિવસ નિશાના સમયમાં તેઓ એક એવા સ્થાનમાં આવી લાગ્યા કે, જ્યાં મનુષ્યવસતિનું કશું પણ ચિન્હ દેખાતું નહોતું અને નિશાદેવીના અંધકારનો વિશેષ અને વિશેષ અધિકાર વિસ્તરતો જતો હતો. તેઓ એક વિશાળ વૃક્ષ તળે આવીને અશ્વપરથી ઉતર્યાં, અશ્વોને વૃક્ષના થડ સાથે બાંધી દીધા અને ત્યાર પછી તેઓ પોતે વૃક્ષપર ચઢીને તેની પર્ણોચ્છન્ન ઘન શાખાઓપર જઇને બેસી ગયા. એ વૃક્ષ એક તળા-

વના તીરપર જ ઉગેલું હતું અને તે તળાવનું પાણી કાકના નેત્ર સમાન સ્વચ્છ હતું. રાજપુત્ર અને પ્રધાનપુત્ર વૃક્ષપર બની શકે તેટલા આરામથી બેઠા; કારણ કે, એ વૃક્ષપર જ તેમને આજની યુગસમાન આખી રાત વીતાડવાની હતી. નિર્જનતાની ભયંકરતાને ન્યૂન કરવામાટે તેઓ કેટલીકવાર અત્યંત મંદ સ્વરથી એક બીજા સાથે વાર્તાલાપ કરતા હતા, તો વળી કેટલીકવાર અત્યંત મૌનને ધારણ કરી લેતા હતા. છેવટે તેઓ નિદ્રિત થવાની તયારીમાં હતા એટલામાં એક મહાભયંકર દશ્ય અચાનક તેમના જોવામાં આવ્યું અને તેમાં તેમનું ધ્યાન આકર્ષાયું.

તળાવના મધ્યભાગમાંથી અનેક પ્રવાહોના એકત્ર ધસારા જેવો ધ્વનિ અચાનક સંભળાયો અને ત્યારપછી જળના તલભાગમાંથી એક મહાભયંકર રાક્ષસના આકારનો નાગ ઊછળીને બહાર નીકળતો દેખાયો. પ્રથમ તો કેટલીવાર સુધી તે ત્યાં જ ડોલતો રહ્યો, ત્યારપછી તરીને તીરપ્રાંતમાં આવ્યો અને છેવટે આમતેમ ભ્રમણ કરવા લાગ્યો. પરંતુ સર્વથી વિશેષ જે વસ્તુએ ઉભયમિત્રોનાં નેત્રોનું આકર્ષણ કર્યું, તે વસ્તુ તે નાગના મસ્તિષ્કમાં શોભી રહેલું મહાતેજસ્વી મણિ રત્ન હતું. એ માણિક્યનો ચમકાટ હજાર હીરા જેટલો હતો અને તેના પ્રકાશથી તળાવ, તીરપ્રાંત અને આસપાસનો અન્યભાગ આદિ પ્રકાશિત થઈ ગયાં હતાં. નાગે પોતાના મસ્તિષ્કમાંથી તે મણિને કાઢીને પૃથ્વીપર નાખી દીધું અને ત્યારપછી તે ભક્ષના શોધમાં આગળ ચાલ્યો ગયો. વૃક્ષપર બેઠેલા બન્ને મિત્રોએ આશ્ચર્યકારક તેજસ્વી અને આસપાસની સર્વ વસ્તુઓને પ્રકાશિત કરનાર માણિક્યની મુક્ત કંઠે પ્રશંસા કરી. પૂર્વે તેમણે એવી વસ્તુ કદાપિ જોઈ નહોતી; તેમણે માત્ર એટલું સાંભળ્યું હતું ખરું કે, એવા નાગમણિનું મૂલ્ય સપ્ત રાજ્યોના મૂલ્ય જેટલું હોય છે. પરંતુ અલ્પ કાળમાં જ તેમનો આનંદ શોકના સ્વરૂપમાં બદલાઈ ગયો; કારણ કે, તે ભયંકર નાગ વિલક્ષણ ધ્વનિ કરતો તે વૃક્ષની નીચે આવી પહોંચ્યો અને ત્યાં જે બે અશ્વો આંધેલા હતા તેમને એક પછી એક કરીને ક્ષણમાત્રમાં સ્વાહા કરી ગયો, એટલે કે, આખાને આખા જ ગળી ગયો. આ દશ્યને જોઇને તેમને એવો ભય થવા લાગ્યો કે, હવે આપણે પણ એના ભક્ષ થઈ જઇશું; પણ એટલામાં તેમના સદ્ભાગ્યના યોગે તે ભયંકર નાગ ત્યાંથી પાછો વળ્યો અને ચાલતો ચાલતો ઘણો છેટો નીકળી ગયો. પ્રધાનપુત્રે તેને દૂર નીકળી ગયેલો જોઇને મનમાં વિચાર કર્યો કે, જો આ અમૂલ્ય અને તેજસ્વી મણિ આપણા હાથમાં આવી જાય તો સારું. તેણે એમ સાંભળેલું હતું કે, એ નાગમણિના પ્રકાશને કેવળ ગાયના છાણથી અથવા તો ઘોડાની લાદથી જ ઢાંકી

શકાય છે; એ વિના અન્ય કોઈ વસ્તુ તેના પ્રકાશને આચ્છાદિત કરી શકતી નથી. હવે ગાયનું છાણ તો ત્યાં નહોતું, પણ ઘોડાની લાદ હતી. એટલે પ્રધાનપુત્ર વૃક્ષ પરથી નીચે ઊતર્યો, તેણે ઘોડાની લાદને હાથમાં ઉપાડી લીધી અને તેનું તે મણિપર આચ્છાદન કરીને પાછો તે વૃક્ષપર ચઢી ગયો. નાગે દૂરથી પોતાના મસ્તકમણિના પ્રકાશને અદૃશ્ય થએલો જોઈને અત્યંત ક્રોધથી તેનો જ્યાં ત્યાગ કર્યો હતો તે સ્થાનપ્રતિ આવવા માંડ્યું. તેના શ્વાસોચ્છ્વાસ અને પછાડા અત્યંત ભયંકર હતા. તે, તે લાદથી ઢંકેલા મણિની આસપાસ ભ્રમણ કરીને પાષાણોપર મસ્તક પછાડતો પછાડતો છેવટે મરણને શરણ થઈ ગયો. પ્રભાતમાં રાજપુત્ર અને પ્રધાનપુત્ર બન્ને વૃક્ષપરથી નીચે આવ્યા અને જ્યાં તે નાગમણિ પડ્યો હતો ત્યાં ગયા. ભયંકર નાગ ત્યાં શબના સ્વરૂપમાં પડ્યો હતો. લાદથી લિપ્ત મણિને પ્રધાનપુત્રે પોતાના હાથમાં લઈ લીધો અને બન્ને મિત્રો તેને ધોવામાટે તળાવના આરે ગયા. જ્યારે તેનાપરની બધી લાદ પાણીથી ધોવાઇને નીકળી ગઈ એટલે તે મણિ પાછો આગળની પેઠે જ ચમકવા લાગ્યો. તેણે તળાવના જળમાં સર્વત્ર પ્રકાશ પાડી દીધો અને તેના યોગે તે તળાવમાં તરતી અને વિહરતી અસંખ્ય માછલીઓના આનંદદાયક દૃશ્યને તેઓ જોઈ શક્યા. પરંતુ જ્યારે તે મણિના પ્રકાશથી તેમણે તે તડાગજળના તળભાગમાં એક મહાભવ્ય મહાલયની વિશાળ દીવાલોને જોઈ એટલે તો તેમના આશ્ચર્યનો અવધિ જ થઈ ગયો. સાહસી સ્વભાવના પ્રધાનપુત્રે રાજપુત્રને કહ્યું કે, "ચાલો આપણે આ જળમાં ડુબકી મારીએ અને આ જળતળમાંના મહાલયની ખબર કરી આવીએ." બન્નેએ પાણીમાં ડુબકી મારી તે વેળાએ પેલો મણિ પ્રધાનપુત્રના હાથમાં હતો અને ક્ષણ માત્રમાં જ તેઓ તે મહાલયના દ્વાર સમક્ષ આવીને ઊભા રહ્યા. દ્વાર ઉઘાડાં જ હતાં, અને ત્યાં માનુષી કે અમાનુષી કિંવા દૈવી કોઈ પણ વ્યક્તિ તેમના જોવામાં આવી નહિ. તેમણે દ્વારમાં પ્રવેશ કર્યો અને ત્યાં મહાલયની આસપાસ એક સુંદર તથા મનોહર ઉદ્યાનને વિસ્તરેલું જોયું. મહાલય તે ઉદ્યાનના મધ્યભાગમાં હતું. તે ઉદ્યાનમાં જે જાતનાં પુષ્પો હતાં, તેવાં પુષ્પો રાજપુત્ર તથા પ્રધાનપુત્રે કદાપિ જોયાં નહોતાં. ત્યાં અનેક જાતિના ગુલાબ, મોગરા, બેલ, મલ્લિકા, ચંપક પુષ્પ અને અન્ય સહસ્ર જાતિનાં સૌગંધ્યપૂર્ણ પુષ્પો ખીલેલાં હતાં; એટલું જ નહિ પણ તેમાંની પ્રત્યેક જાતિનાં કુસુમોની સંખ્યા પણ ભયંકર હતી. અહીં એક સો ગુલાબનાં વૃક્ષો હોય તો ત્યાં કેટલાક વીઘાની જમીન મોગરાનાં ફૂલોથી વ્યાપ્ત અને ત્રીજે સ્થળે વળી તૃતીય જાતિનાં પુષ્પોનો ભંડાર, એ પ્રમાણેની વ્યવસ્થા હતી.

સર્વ વૃક્ષો પુષ્પથી પરિપૂર્ણ અને સર્વ પુષ્પો પ્રફુલ્લ હોવાથી ત્યાંનો વાયુ પણ સૌગંધ્યયુક્ત થઈ ગયો હતો; અર્થાત્ તે સ્થાનને જો સૌગંધ્યની જન્મભૂમિ કહેવામાં આવે, તો તેમાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નહોતો. તે સૌગંધ્યના સ્વર્ગમાંથી ચાલતા તેઓ તે પ્રાસાદ ભણી જવાને આગળ વધ્યા કે, જેની આસપાસ વિશાળ વૃક્ષો વિસ્તરેલાં હતાં. તેઓ તે મહાલયના દ્વાર સમીપ આવીને ઉભા રહ્યા. તે એક સ્વર્ગીય પ્રાસાદ હતો. તેની દીવાલો સોનાની હતી અને તેમાં સ્થળે સ્થળે હીરા અને માણિક્ય આદિ નાના પ્રકારનાં રત્નો જડેલાં હતાં. ત્યાં પણ તેમણે કોઈ પણ માનુષ અથવા અન્ય જાતિની વ્યક્તિને જોઈ નહિ. તેઓ મહાલયના અંતર્ભાગમાં ગયા કે જે ભાગ નાના પ્રકારની વસ્તુઓથી શૃંગારાયલો હતો. તેમણે એક પછી એક સઘળા ઓરડામાં ભ્રમણ કર્યું; પણ ક્યાંય કોઈ માનવ પ્રાણી, દાનવ પ્રાણી કે દેવપ્રાણી તેમના જોવામાં આવ્યું નહિ. તે જાણે નિર્જન કિંવા ઉજ્જડ ગૃહ હોયની તેવો જ રંગ દેખાયો. છેવટે એક ઓરડામાંના એક સ્વર્ણપર્યંકની શય્યામાં એક નિદ્રાધીનવત્ દેખાતી સુન્દરી તેમના જોવામાં આવી. તે લલના અતુલ લાવણ્યવતી હતી, તેની ત્વચાનો રંગ મરડેલો હતો અને વયમાં તે ષોડશવર્ષીયા બાળા હતી. રાજપુત્ર અને પ્રધાનપુત્ર આનંદથી તેના વદનબિંદુનું અવલોકન કરવા લાગ્યા; પરંતુ અલ્પ કાળમાં જ તે સૌન્દર્યાવતાર સુંદરીએ પોતાનાં કમલનેત્રોને ઉઘાડ્યાં અને પોતાની સ્હામે બે અજ્ઞાત પુરુષોને ઉભેલા જોઈને તે કહેવા લાગી કે;–"હે દુર્ભાગી મનુષ્યો! અહીં તમે શામાટે અને કેમ આવ્યા છો? સત્વર અહીંથી ચાલ્યા જાઓ. આ એક સમર્થ નાગનું નિવાસસ્થાન છે કે જેણે મારાં માતા, પિતા, ભ્રાતા અને અન્ય સંબંધિ જનોનો નાશ કરી નાખ્યો છે. અમારા કુટુમ્બમાંથી માત્ર મને એકલીને જ તેણે જીવતી રહેવા દીધી છે. જો તમારા હૃદયમાં જીવવાની આશા હોય, તો આ ક્ષણે જ અહીંથી પલાયન કરી જાઓ; નહિ તો જો તે નાગ અહીં આવી લાગશે, તો તમો બન્નેનો પળમાત્રમાં જ ગ્રાસ કરી જશે." પ્રધાનપુત્રે તે સુન્દરીની એ કથા સાંભળીને તે નાગનો કેવી રીતે અંત આવી ગયો હતો, તેનો મણિ તેમના અધિકારમાં કેવી રીતે આવ્યો હતો અને તે મણિના પ્રકાશથી તેઓ તે જળતળગત પ્રાસાદમાં કેવી રીતે આવી પહોંચ્યા હતા, એ વિશેનો સમસ્ત વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળીને પોતાને તે માનવજાતિના શત્રુ નાગના અત્યાચારમાંથી છોડવવામાટે તે સુંદરીએ તેમનો આભાર માન્યો; એટલું જ નહિ, પણ તેમને તે પ્રાસાદમાં જ સદાને માટે વસવાનો અને પોતાને ત્યાગીને દૂર ન થવાનો અતિશય આગ્રહ

કર્યો. રાજપુત્ર અને પ્રધાનપુત્રે તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો. તે રાજકુમારીના સૌન્દર્યથી મુગ્ધ થએલા રાજપુત્રે થોડા દિવસ પછી તેની સાથે લગ્નસંબંધ કરી લીધો; એટલે કે, એ લગ્ન ગાંધર્વ વિધિથી જ કરાયું; કારણ કે, પુરોહિતનો અભાવ હોય ત્યાં લગ્નના એ વિધિનો જ ક્ષત્રિયોને આશ્રય લેવો પડે છે. અસ્તુ.

તે રાજનંદિની જેવી સૌન્દર્યમાં અલૌકિક હતી, તેવી જ તે માયાળુ અને મળતાવડા સ્વભાવની હોવાથી તેના સહવાસમાં રાજકુમારને અવર્ણ્નીય આનંદની પ્રાપ્તિ થતી હતી; તેમ જ પ્રધાનપુત્રની પત્ની જો કે પૃથ્વીપટપર તેને ઘેર હતી, તો પણ પોતાના મિત્રના આનંદને જોઇને તેને પણ અતિશય આનંદ થતો હતો. એવી રીતે સુખ અને આનંદમાં જ તેમનો કેટલોક સમય વીતી ગયો અને ત્યાર પછી રાજકુમારના મનમાં પોતાના દેશમાં પાછા જવાની ઇચ્છા થઈ આવી અને ત્યાં તે રાજકુમારીને સાથે લઇને ધામધૂમથી જવાની આવશ્યકતા હોવાથી એવી વ્યવસ્થા કરવામાં આવી કે, તે ભૂમિગર્ભમાંથી પ્રથમ પ્રધાનપુત્રે પૃથ્વીતલપર જવું, ત્યાંથી તેણે રાજા પાસે જવાને પ્રયાણ કરવું અને ત્યાંથી અનુચરો, અશ્વો અને ગજરાજોને તે દંપતીના સત્કારમાટે તળાવના તીરપ્રાંતમાં લઈ આવવા. હવે જળમાર્ગમાંથી બહાર નીકળવામાટે નાગમણિની આવશ્યકતા હોવાથી રાજકુમાર પણ પ્રધાનપુત્રની સાથે તળાવના તીરપ્રાંત પર્યન્ત આવ્યો અને ત્યાંથી પ્રધાનપુત્રને પ્રણામ સહિત વિદાય કરીને તે પાછો પોતાની પ્રિયતમાના પ્રાસાદમાં આવી લાગ્યો. ત્યાંથી પ્રયાણ કરવા પૂર્વે પ્રધાનપુત્રે આડંબરનાં સાધનો સહિત તળાવના તીરપ્રાંતમાં પોતાના આવવાનો દિવસ નક્કી કરીને તે દિવસે રાજકુમારને તેની પત્ની સહિત નાગમણિની સહાયતાથી તીરપ્રાંતમાં આવવાનું કહી રાખ્યું હતું.

તાથી ભૂમિતલપર આવી પહોંચી. ત્યાં કોઈ પણ મનુષ્યે તેને જોઈ નહિ. તળાવમાં સ્નાન કરનારાની સગવડમાટે પગથિયાંવાળો જે ઘાટ બાંધેલો હતો તેનાં પગથિયાંપર તે બેઠી. ત્યાં શરીર તથા કેશ આદિને ચોળીને તેણે સ્નાન કર્યું અને ત્યારપછી તીરપ્રાન્તમાં ભ્રમણ કરીને ત્યાંના નૈસર્ગિક દશ્યની તે પોતાના મનમાં અત્યંત પ્રશંસા કરવા લાગી. એ પછી તે પાછી પોતાના પ્રાસાદમાં આવી અને જોયું તો તેનો પતિ અદ્યાપિ ગાઢ નિદ્રામાં જ પડ્યો હતો. જ્યારે તે જાગ્રત થયો, ત્યારે રાજકુમારીએ તેને પોતાના સાહસકર્મ વિશે કાંઈ પણ જણાવ્યું નહિ. બીજે દિવસે એ જ વેળાયે જ્યારે તેનો પતિ મધ્યાહ્ન ભોજન પછી નિદ્રાવશ થયો, તે વેળાયે પાછી તે પૃથ્વીપટપર ગઈ અને કોઈ પણ મનુષ્યની દૃષ્ટિયે પડ્યા વિના પાછી પોતાના પ્રાસાદમાં આવી પહોંચી. બે વારના સાહસમાં વિજય મળવાથી અને કશું પણ વિઘ્ન ન આવવાથી તેની છાતી કાંઈક દૃઢ થઈ ગઈ અને તેથી તેણે ત્રીજીવાર પૃથ્વીપટપર જવાનું સાહસ કર્યું. એ વેળાયે એવો બનાવ બન્યો કે, જે રાજાની રાજ્યસીમામાં તે તળાવ આવેલું હતું તે રાજાનો કુમાર મૃગયામાટે અરણ્યમાં આવ્યો હતો અને તે, તે તળાવથી થોડા જ અંતરપર છાવણી નાખીને પડ્યો હતો. તે રાજકુમારના અનુચરો મધ્યાન્હ ભોજનમાટે રસોઈ બનાવવાના વ્યવસાયમાં રોકાયલા હતા, તે વેળાયે રાજકુમાર તળાવના તીરપ્રાંતમાં ભ્રમણ કરીને પોતાનો સમય વીતાડી રહ્યો હતો અને ત્યાં પાસે જ એક વૃદ્ધ સ્ત્રી કાષ્ઠને એકત્ર કરવાના અને વૃક્ષની શાખાઓને ઈંધનમાટે ચકવવાના કાર્યમાં નિમગ્ન થએલી દેખાતી હતી. અર્થાત્ જે વેળાએ તે રાજકુમાર અને તે વૃદ્ધ સ્ત્રી તળાવના નિકટમાં જ હતાં, તે વેળાએ જ રાજકુમારી તળાવના જળમાંથી બહાર નીકળી. તેણે જળમાંથી પોતાના મસ્તકને બહાર કાઢ્યું, આસપાસ દૃષ્ટિપાત કર્યો અને ત્યાં એક પુરુષ તથા એક સ્ત્રીને જોતાં જ તે પાછી જળમાં અદૃશ્ય થઈ ગઈ. પરંતુ એટલા સમયમાં રાજકુમાર તેમ જ કાષ્ઠને એકત્ર કરતી વૃદ્ધ સ્ત્રીએ તે રાજકુમારીના સૌન્દર્યદર્શનનો લાભ લઈ લીધો. તેના અદૃશ્ય થવા પછી પણ રાજકુમાર તો જળપર જ પોતાની દૃષ્ટિને સ્થિર કરીને ઉભો રહ્યો; કારણ કે, આવી લાવણ્યમયી લલના કોઈ વાર પણ તેના જોવામાં આવી નહોતી. જે દેવકન્યાઓ વિશે તેણે કેટલાક ગ્રંથોમાં વર્ણનો વાંચ્યાં હતાં, તેવી એક દેવકન્યા સમાન જ તે રાજકુમારી દેખાઈ. દેવાંગનાઓના વિષયમાં તેણે એમ સાંભળ્યું હતું કે તેઓ કેટલીકવાર વિહાર કરવામાટે પૃથ્વીપર આવે છે, પરંતુ તેઓ કોઈક વાર જ મનુષ્યની દૃષ્ટિએ પડે છે અને તેથી તેણે એમ જ ધારી લીધું કે, એ પણ દેવકન્યા જ હશે અને પૃથ્વીપટપર

વિહારમાટે જ આવેલી હોવી જોઇએ. જો કે રાજકુમારીનું અલૌકિક સૌન્દર્ય એક ક્ષણ બે ક્ષણ પર્યન્ત જ તેના જોવામાં આવ્યું હતું, છતાં તેનું તેના મનમાં એવું તો પ્રબળ પરિણામ થઈ ગયું કે તેના યોગે તેનું મન સર્વ પ્રકારે અસ્વસ્થ થઈ ગયું. તે અલૌકિક નારીમૂર્તિને પુનઃ જોવાની આશાથી દીર્ઘકાળ પર્યન્ત તે જળમાં પોતાની દૃષ્ટિને સ્થિર રાખીને તળાવના તીરપ્રાંતમાં ઉભો રહ્યો; પરંતુ તેની એ આશા ફળીભૂત થઈ નહિ; કારણ કે, રાજકુમારી પુનઃ દૃષ્ટિગોચર ન થઈ. રાજકુમાર તેના પ્રેમથી ગાંડો બની ગયો. તે ઉન્માદમાં જ બબડવા લાગ્યો કે;-"હજી હમણાં જ અહીં હતી અને એટલીવારમાં ક્યાં અદૃશ્ય થઈ ગઈ વારુ?" જ્યાં સુધી તેને શોધવાને આવેલા તેના અનુચરોએ આવીને તેને ત્યાંથી બળાત્કારે ખસેડ્યો નહિ, ત્યાં સુધી તે પોતાની મેળે ત્યાંથી એક ડગલું પણ ખસ્યો નહિ. તેને જ્યારે તેના પિતાના મહાલયમાં લઈ જવામાં આવ્યો, તે વેળાયે તે એવો તો ઉન્માદને વશ થઈ ગયો હતો કે, તે પાછો શુદ્ધિમાં આવશે, એવી કોઇને પણ આશા નહોતી. તે કોઇની સાથે કાંઈ પણ બોલતો નહોતો, કિંતુ આખો દિવસ રડ્યા જ કરતો હતો અને રાત્રે સૂતો પણ નહોતો. પ્રતિક્ષણે તેના મુખમાંથી જે શબ્દો નીકળતા હતા તે માત્ર એ જ કે:-"અરે હજી હમણાં જ અહીં હતી, અને એટલીવારમાં તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ વારુ?" રાજા-તેના પિતા-ને આ ઘટનાથી શોકનો કેવો આઘાત થયો હશે, એની સહજમાં જ કલ્પના કરી શકાય એમ છે. તે, તેના પુત્રની મનસ્થિતિ શા કારણથી આટલી બધી બદલાઈ ગઈ હશે, એની કશી પણ કલ્પના કરી શક્યો નહિ. "અરે હજી હમણાં જ અહીં હતી અને એટલીવારમાં તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ વારુ?" એ તે રાજકુમારના મુખમાંથી વારંવાર નીકળતા શબ્દો રાજાને કોઈ રહસ્ય સમાન ભાસતા હતા; કારણ કે, તે એ શબ્દોના અર્થને સમજી શકતો નહોતો. તેમ જ તેના અનુચરો પણ એ ભેદવિશે કશો પ્રકાશ પાડી શકતા નહોતા. રાજ્યના સર્વ ઉત્કૃષ્ટ વૈદ્યોને બોલાવીને તેમનો અભિપ્રાય લેવામાં આવ્યો, પણ તેનું પણ કશું જાણવાયોગ્ય કિંવા લાભકારક પરિણામ આવ્યું નહિ. તે વૈદ્યો અથવા ધન્વંતરિપુત્રો રાજકુમારના ઉન્માદના નિદાનને જ જાણી શકતા નહોતા, તો પછી તેનો ઉપચાર તો તેઓ ક્યાંથી જ કરી શકે વારુ? વૈદ્યોએ રાજકુમારને અનેક પ્રશ્નો પૂછ્યા, પણ તે સર્વનું એ જ નિયત ઉત્તર મળ્યું કે;-"અરે હજી તો હમણાં જ અહીં હતી અને એટલીવારમાં તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ વારુ?"

પોતાના પુત્રના બુદ્ધિભ્રંશના કારણથી અત્યંત વિડંબનામાં આવી પડેલા અને શોકાતુર થયેલા રાજાએ રાજધાનીમાં પડો વગડાવીને એમ

જાહેર કરાવી દીધું કે, "જે કોઈ પણ રાજકુમારના પ્રમાદના કારણને દર્શાવી શકશે અને તેના ઉન્માદને મટાડી દેશે, તે પુરુષને અર્ધ રાજ્ય અને રાજકુમારીનો હસ્ત આપવામાં આવશે." એ પડો રાજધાનીના પ્રત્યેક ભાગમાં વગાડવામાં આવ્યો, પરંતુ રાજકુમારના ઉન્માદના કારણને કોઈ પણ જાણતું ન હોવાથી તેને કોઈએ પણ હસ્તસ્પર્શ કર્યો નહિ. અંતે એક વૃદ્ધ સ્ત્રીએ તે પડાને હસ્તસ્પર્શ કર્યો અને કહ્યું કેઃ—"હું રાજકુમારના ઉન્માદના કારણને તો વ્યક્ત કરીશ જ, પરંતુ તે સાથે તેના એ રોગનું નિવારણ પણ કરી નાખીશ." એ વૃદ્ધ સ્ત્રી તે બીજી કોઈ નહિ, પણ જે વેળાએ રાજકુમારની દૃષ્ટિ રાજકુમારીપર પડી, તે વેળાએ તળાવના તીરપ્રાંતમાં કાષ્ઠોને એકત્ર કરતી બેઠી હતી તે જ વૃદ્ધ સ્ત્રી હતી, અને તેથી તે રાજકુમારના ઉન્માદના કારણને સારી રીતે જાણતી હતી. તે ડોશીનો ચસકેલા મગજનો ફકીરચંદ નામનો એક દીકરો હતો અને તેથી લોકો તે ડોશીને ફકીરાની મા કહીને બોલાવતા હતા. તે ડોશીને જ્યારે રાજા પાસે લાવીને હાજર કરવામાં આવી, તે વેળાએ રાજા અને તેની વચ્ચે નીચે પ્રમાણેનો વાર્તાલાપ થયોઃ—

રાજાએ કહ્યું કેઃ—"પડાને હસ્તસ્પર્શ કરનારી સ્ત્રી તું છે, એટલે મારા કુમારના ઉન્માદનું કારણ શું છે, તે તું જાણે છે ખરી કે?"

"ન્યાયાવતાર! હું રાજકુમારના ઉન્માદના કારણને સારી રીતે જાણું છું; પણ જ્યાં સુધી મારા હસ્તે રાજકુમારના એ ઉન્માદરોગનું નિવારણ નહિ થઈ જાય, ત્યાં સુધી હું એ કારણને વ્યક્ત કરીશ નહિ." ફકીરાની માએ ઉત્તર આપ્યું.

"તુ મારા પુત્રના રોગનું નિવારણ કરી શકીશ, એનો મને વિશ્વાસ કેમ આવે? કારણ કે, જ્યાં મોટા મોટા વૈદ્યરાજો પણ હારી ગયા છે, ત્યાં તારું શું ગજું?" રાજાએ સંશય દર્શાવ્યો.

"અત્યારે તમારે મારા વચનમાં વિશ્વાસ રાખવાનું કાંઈ પણ કારણ નથી, મારા રાજન્; કિન્તુ જ્યારે રાજકુમાર મારા હાથે સાજા નરવા થાય ત્યારે જ મારા વચનમાં વિશ્વાસ લાવજો. મહારાજા! કેટલાક ભેદો એવા હોય છે કે, જે અમારા જેવી વૃદ્ધ સ્ત્રીઓના જાણવામાં જ હોય છે; અને સારા સારા પંડિતો તે ભેદને જરા પણ જાણતા નથી." ફકીરાની માએ ગંભીરતાથી કહ્યું.

"વારુ; ત્યારે તારામાં જે સામર્થ્ય હોય તે અમને બતાવી દે. પણ રાજકુમારને તું કેટલાક સમયમાં સાજો કરીશ વારુ?" રાજાએ તેની પ્રજ્ઞાને આધીન થઈને કહ્યું.

"અત્યારે જ સમયની સીમા બાંધી શકાય તેમ નથી; પરંતુ આપ ધર્માવતારની સહાયતાથી આ કાર્યનો હું અત્યંત શીઘ્રતાથી આરંભ કરી દઇશ." ડોશીએ ઉત્તર આપ્યું.

"તને મારી શી સહાયતા જોઇશે તે જણાવી દે." રાજાએ આતુરતાથી કહ્યું.

"જે તળાવના તીરપ્રાંતમાં પ્રથમ રાજકુમારને ઉન્માદની બાધા થઈ હતી, તે તળાવના તીરપ્રાંતમાં સર્વથી પ્રથમ તો મને એક પર્ણકુટી કૃપા કરીને બંધાવી આપો; કારણ કે થોડા દિવસ મારો તે પર્ણકુટીમાં રહેવાનો વિચાર છે. એ ઉપરાંત તે પર્ણકુટીથી એક સો વારના અંતરપર કેટલાક અનુચરોને તૈયાર રાખવાની વ્યવસ્થા પણ આપે કરી આપવાની છે કે જેથી કામ પડતાં મારાથી તેમને તરત બોલાવી શકાય અને જોઇતી સહાયતા લઈ શકાય." ફકીરાની માએ સહાયતાની માગણી કરી.

"બહુ સારું; આ પ્રમાણેની વ્યવસ્થા સત્વર જ કરી આપવામાં આવશે. એ ઉપરાંત અન્ય કશી આવશ્યકતા છે કે?" રાજાએ કહ્યું.

"અત્યારે એ ઉપરાંત બીજી કશી પણ તૈયારીની આવશ્યકતા નથી. પરંતુ જે શર્તથી રાજકુમારને ઉન્માદમુક્ત કરવાના કાર્યનો ભાર હું મારા શિરપર લઉં છું, તે શર્ત મારે આપ શ્રીમાનને અત્યારે જ જણાવી દેવી જોઇએ કે જેથી પાછળથી કાંઈ પણ વાંધો કે વિવાદ ઉપસ્થિત ન થવા પામે. રાજકુમારને જે કોઈ પણ આ રોગથી મુક્ત કરે તેને આપે અર્ધ રાજ્ય અને પોતાની રાજકુમારીનો હસ્ત આપવાનું વચન આપેલું છે. પણ હું પોતે પણ એક અબળા હોવાથી આપની પુત્રી સાથે મારાથી પરણી શકાય તેમ ન હોવાથી મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, જો મારા ઉપચારથી રાજકુમાર રોગમુક્ત થઈ જાય, તો મારો પુત્ર ફકીરચન્દ્ર આપની કન્યા સાથે પરણશે અને અર્ધ રાજ્યનો સ્વામી પણ તે જ થશે." આ શર્ત આપને માન્ય છે કે કેમ, એ જણાવવાની કૃપા કરશો." ફકીરાની માતાએ યોગ્ય શર્ત રજૂ કરીને કહ્યું.

"એ શર્તને માન્ય રાખવામાં મને કશો પણ વાંધો નથી." રાજાએ પોતાની અનુમતિ દર્શાવી.

અલ્પ સમયમાં જ તે તળાવના તીરપ્રાંતમાં એક કાચું ઝુંપડું બાંધીને તૈયાર કરવામાં આવ્યું અને ફકીરાની મા ત્યાં રહેવામાટે ગઈ. ત્યાંથી થોડાક અંતરપર નોકરોના રહેવામાટેનું સ્થાન પણ નક્કી કરવામાં આવ્યું કે જે નોકરોને રાજાએ તે જ્યારે માગે ત્યારે તેને જોઇતી સહાયતા આપવાની આજ્ઞા આપી દીધી હતી. ફકીરાની માતાએ એવો

સખ્ત હુકમ ફર્માવી દીધો હતો કે, તેના પોતાના વિના અન્ય કોઈ પણ મનુષ્યે તે તળાવના નિકટમાં આવવું નહિ. ચાલો ત્યારે આપણે ફકીરાની માતાને તેના કાર્યમાં નિમગ્ન રહેવા દઇને ભૂગર્ભમાંના મહાલયમાં રાજપુત્ર તથા રાજકુમારી કેવી અવસ્થામાં છે અને શું કરે છે, એનું અવલોકન કરીએ.

જ્યારથી રાજકુમારીએ પૃથ્વીપટપરના પોતાના છેલ્લા ગમનસમયે માનવજાતિનાં દર્શન કર્યાં હતાં, ત્યારથી પછી તેણે ઉપર જવાના વિચારને પોતાના મનમાંથી કાઢી નાખ્યો હતો. પરંતુ સાધારણતઃ પુરુષો કરતાં સ્ત્રીઓનાં મન અધિક ચંચળ હોય છે અને આપણી તે રાજકુમારી સ્ત્રીજાતિના સ્વભાવના એ નિયમના અપવાદરૂપ તો નહોતી જ. એટલે એક દિવસ તેનો પતિ નિત્યના નિયમ પ્રમાણે મધ્યાહ્ન ભોજન પછી નિદ્રાવશ થએલો હતો, તે વેળાયે નાગમણિને પોતાના હાથમાં લઇને તે મહાલયમાંથી બહાર નીકળી અને આગળ પ્રમાણે બાહ્ય જગત્‌માં આવી પહોંચી. જેવો તળાવના જળના મધ્યમાં કાંઇક ખળભળાટ થયો કે તરત તે વેળાયે તળાવના તીરે બેઠેલી ફકીરાની મા દોડીને પોતાની ઝુપડીમાં ચાલી ગઈ અને અંદર છુપાઇને ઝુપડીની ચટાઇઓની બાંધેલી દીવાલમાંનાં છિદ્રોમાંથી સાંની ચર્યાને જોવા લાગી. રાજકુમારી આસપાસમાં કોઈ પણ માણસને ન જોવાથી તીરપ્રાંતમાં આવી અને ત્યાં બેસીને પોતાના શરીરને સ્નાનથી શુદ્ધ કરવામાટે ચોળવા લાગી. એ ક્ષણે ડોશી પોતાની ઝુપડીમાંથી બહાર નીકળી આવી અને રાજકુમારીને સંબોધીને અત્યંત મૃદુ તથા આકર્ષક સ્વરથી કહેવા લાગી કે;–"આવ, મારી પુત્રી, મારી સૌન્દર્યદેવી, અહીં મારી પાસે આવ એટલે હું તને ન્હવડાવું." એમ કહીને તે ડોકરી રાજકુમારીની પાસે આવી લાગી. રાજકુમારીએ તેને પોતાના જેવી એક સ્ત્રી જાણીને નિકટમાં આવવા દીધી અને તે ન્હવડાવવા બેઠી તોપણ રાજકુમારી કાંઈ બોલી નહિ. ડોશીએ રાજકુમારીનું માથું ધોતાં તેના હાથમાંના નાગમણિને જોઈ લીધો અને તેથી કહ્યું કે;–"જ્યાંસુધી તું સ્નાનના કાર્યથી મુક્ત થાય, ત્યાં સુધી આ તારા હાથમાંના મણિને અહીં મૂકી દે." રાજકુમારીએ ભોળાભાવથી મણિને નીચે મૂક્યો અને તે ક્ષણે જ ફકીરાની માએ તેને પોતાના અધિકારમાં લઈ સાલ્લાના છેડામાં બાંધીને કમરે ખોસી દીધો. હવે રાજકુમારીના છટકી જવાની ઘટના અશક્ય હોવાથી તેણે રાજાના અનુચરોને બોલાવ્યા અને તેમણે ત્યાં આવીને ફકીરાની માની આજ્ઞા થતાં જ રાજકુમારીને તત્કાળ પોતાની બંદિની બનાવી લીધી.

ફકીરાની મા એક અદ્‌ભુત જગદેવીને પકડી લાવી છે, એ વાર્તા

જ્યારે લોકોના જાણવામાં આવી, ત્યારે તેમના આનંદનો અવધિ થયો અને તેઓ એ જળદેવીના દર્શનમાટે અત્યંત આતુર બની ગયા. સમસ્ત નગરનાં સ્ત્રીપુરુષો તે જળવાસિની સુંદરીના અવલોકનમાટે આવીને એકઠાં થઈ ગયાં. જ્યારે એ જળદેવીને રાજમહાલયમાં લાવીને ઉન્મત્ત થએલા રાજકુમાર સમક્ષ ઉભી રાખવામાં આવી, એટલે તેને જોતાં જ તે પોકાર કરીને બોલવા લાગ્યો કેઃ-"મને મારી વસ્તુ મળી, મને મારી વસ્તુ મળી!" અર્થાત્ તેના બુદ્ધિરૂપ સૂર્યપર જે ઉન્માદનો મેઘ છવાયો હતો તે તત્કાળ દૂર થઈ જવાથી તેના બુદ્ધિસૂર્યનો પ્રકાશ પૂર્વવત્ વિસ્તરતો દેખાયો. તેનાં જે નેત્રો અત્યાર સુધી અનિમેષ અને નિસ્તેજ દેખાતાં હતાં, તે નેત્રો હવે બુદ્ધિના અગ્નિથી પ્રજ્વલિત થએલાં દેખાયાં અને તેની જે જિહ્વા, "હજી તો હમણાં જ અહીં હતી અને એટલીવારમાં તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ?" એ વિના અન્ય કોઈ પણ શબ્દને ઉચ્ચારતી નહોતી, તે જિહ્વાએ હવે અન્ય શબ્દોનો પણ ઉચ્ચાર કરવા માંડ્યો, એટલે કે, તે પાછો શુદ્ધિમાં આવી ગયો. રાજાના હૃદયમાં જે આનંદ થયો, તે શબ્દોવડે વર્ણવી શકાય તેવો નહોતો. નાગરિકોના હર્ષનો પણ અવધિ થયો અને તેઓ ફકીરાની માતાના શિરપર ધન્યવાદની વૃષ્ટિ વર્ષાવતા તે જળદેવી સાથે રાજકુમારના લગ્નોત્સવના આનંદને સત્વર જોવાની અભિલાષા રાખવા લાગ્યા. પરંતુ રાજકુમારીએ ફકીરાની માતા દ્વારા રાજાને એમ જણાવ્યું કેઃ-"મેં એક વર્ષ પર્યન્ત મારા જળગર્ભમાં વસતા સ્વામી વિના અન્ય કોઈ પણ પુરુષના મુખને ન જોવાની પ્રતિજ્ઞા કરી છે અને તેટલામાટે એક વર્ષ પર્યન્ત મારાથી તમારા પુત્ર સાથે લગ્નસંબંધ કરી શકાશે નહિ." રાજકુમારીની આ વાર્તાથી જો કે રાજકુમાર કાંઈક નિરાશ તો થયો, છતાં પણ તેણે તે સૌન્દર્યદેવીના વચનનો સ્વીકાર કરી લીધો અને એક વર્ષ પર્યન્ત થોભી જવાની એમ ધારીને અનુમતિ આપી કે, 'ધીરજનાં ફળ મીઠાં હોય છે અને ઉતાવળથી આંબા પાકતા નથી.' અસ્તુ.

એ કહેવાની આવશ્યકતા તો છે જ નહિ કે, રાજકુમારી પોતાના દિવસો અત્યંત શોક તથા નાના પ્રકારના તર્ક વિતર્કોમાં વીતાડવા લાગી અને તેનાં સર્વ સુખોનો સર્વથા લોપ થઈ ગયો. પોતાના પતિને જળગર્ભમાં ત્યાગીને પૃથ્વીપટપર જવાની ઇચ્છાને પોતાના મનમાં ઉપજાવનાર સ્ત્રીજાતિના ચંચળ સ્વભાવને તે અતિશય ધિક્કારવા લાગી અને પોતાની મૂર્ખતા વિશે વારંવાર પશ્ચાત્તાપ કરવા લાગી. તેનો પતિ જળના તળભાગમાં એકલો જ છે, એ વાર્તાનું જ્યારે તેને સ્મરણ થઈ આવતું હતું, ત્યારે તેના કમલનેત્રોમાંથી અવિરલ અશ્રુધારા વહી નીકળતી હતી.

તેના હૃદયમાં પલાયનની ઇચ્છા વારંવાર થઈ આવતી હતી, પરંતુ તેને સાત દુર્ગના મધ્યમાંના એક મહાલયમાં રાખેલી હોવાથી તેની એ ઇચ્છાની સફળતા થવાનો લેશ માત્ર પણ સંભવ નહોતો. છતાં ધારો કે, તે એ મહાલયમાંથી અને નગરમાંથી બહાર નીકળી પણ જાય, તો પણ તેથી શો લાભ થવાનો હતો? કારણ કે, નાગમણિ તેની પાસે ન હોવાથી તે પોતાના પતિ પાસે પહોંચી શકે તેમ તો હતું જ નહિ. મહાલયમાંની સ્ત્રીઓએ તથા ફકીરાની માતાએ તેના મનને ફેરવવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તેમના તે સર્વ પ્રયત્નો સર્વથા વ્યર્થ જ થયા. તેને કોઈ પણ વસ્તુથી આનંદ મળતો નહોતો, તે કોઈની સાથે કાંઈ પણ બોલતી નહોતી અને દિવસ તથા નિશાનો કાળ કેવળ રોવામાં જ વીતાવ્યા કરતી હતી. તેની પ્રતિજ્ઞાના વર્ષના અંતનો આરંભ થવા માંડ્યો હતો, છતાં તેની નિરાશાના અંતનો લેશ માત્ર પણ આરંભ થયો નહોતો. કોઈપણ પ્રકારે એ લગ્નસમારંભ તો થવો જ જોઇએ, એવી રાજાની ધારણા હોવાથી રાજાએ પોતાના જ્યોતિર્વિદોને બોલાવ્યા અને તેમની સહાયતાથી લગ્નમાટેના શુભ દિવસ તથા શુભ ઘટિકાનો નિશ્ચય કરવામાં આવ્યો. કંદોઇઓ રાત અને દિવસ પોતાના મીઠાઈ બનાવવાના કાર્યમાં રોકાયલા રહેવા લાગ્યા, દૂધ દહિંના વ્યાપારીઓએ મહાલયમાં દહિંનાં તળાવો ભરવાનો ઇજારો રાખી લીધો, લગ્નપ્રસંગે આતશબાજીના દેખાવો કરવામાટે દારૂ બનાવવાનું કામ મોટા પાયાપર ચાલવા લાગ્યું, મહાલયના દ્વારપર બાંધેલા માચડાપર બેસીને ગાયકો નોબત અને શરણાઇઓ વગેરે મધુરાં વાદ્યો વગાડવા લાગ્યા અને સમસ્ત નગરમાં રાજકુમારના લગ્નની ધામધૂમ ચાલી રહી.

હવે આપણે આપણી કથાના ઉપનાયક પ્રધાનપુત્રનો કાંઇક વિચાર કરવો જોઇએ કે જે પોતાના મિત્ર રાજકુમારને ભૂમ્યંતર્ગત મહાલયમાં રાજકુમારીના સહવાસમાં મૂકીને તેમને ધામધૂમથી ત્યાંથી લઈ જવામાટે પોતાના નગરમાંથી અશ્વ, ગજ, રથ, પાલખી તથા અનુચરો આદિ સાધનોને લાવવામાટે રવાના થયો હતો. આ સર્વ તૈયારી કરવામાં તેનો કેટલાક મહિનાનો કાળ વીતી ગયો અને જ્યારે સઘળી તૈયારી થઈ ગઈ ત્યારે પોતાની સાથે અશ્વ, ગજ અને અનુચરોના ભવ્ય સમુદાયને લઇને તેણે તે તળાવના તીરપ્રાંતમાં જવામાટેના પોતાના પ્રવાસનો પ્રારંભ કર્યો. તે નિયત કરેલા દિવસથી બેત્રણ દિવસપૂર્વે સઘળી તૈયારી સાથે તળાવના તીરપ્રાંતમાં આવી પહોંચ્યો. એ તળાવની પાસે જ આવેલા એક આમ્રવનમાં અનુચરો અને અશ્વ તથા ગજ આદિના નિવાસની વ્યવસ્થા કરવામાં આવી તેમ જ ત્યાં તંબૂઓ ઊભા કરીને છાવણી

બનાવી દેવામાં આવી, અને ત્યાર પછી પ્રધાનપુત્ર નિરંતર પોતાની દષ્ટિને તળાવના નિરીક્ષણમાં જ લીન રાખવા લાગ્યો. જે નિયત દિવસ હતો તે પણ ઊગ્યો અને ઉપરે તે દિવસનો સૂર્ય અસ્તાચલમાં ચાલ્યો ગયો, તોપણ જળના તલપ્રદેશમાં વસતાં રાજકુમાર અને રાજકુમારીએ આવવાનાં કશાં પણ ચિન્હો દર્શાવ્યાં નહિ. રાજપુત્રની વાટ જોવામાં પ્રધાનપુત્રે બીજા પણ બે ત્રણ દિવસ વીતાડી દીધા, છતાં પણ તળાવમાંથી કોઈ બહાર નીકળ્યું નહિ. ત્યારે રાજપુત્ર અને તેની પત્નીની શી અવસ્થા થઈ હશે વારુ? તેઓ મૃત્યુને આધીન તો નહિ થયાં હોય? જે નાગ મૃત્યુને વશ થયો હતો તેના સાથી કોઈ બીજા નાગે તે ઉભયને મારી તો નહિ નાખ્યાં હોય? અથવા તો કોઈ પણ રીતે તેમણે નાગમણિને ખોઈ તો નહિ નાખ્યો હોય? કિંવા તેઓ સપાટીપર અહીં પૃથ્વીપટપર બહાર નીકળતાં પકડાઈ તો નહિ ગયાં હોય? આવા પ્રકારની કલ્પનાઓ અને તર્કવિતર્કો પ્રધાનપુત્રના મનને અસ્વસ્થ કરવા લાગ્યાં. તેની ચિંતા અને તેના શોકનો અવધિ થયો. જે સમયથી તે એ તળાવના તીરપ્રાન્તમાં આવ્યો હતો ત્યારથી નિરંતર ત્યાંથી નિકટમાં જ આવેલા એક નગરમાંથી આવતો વાદ્યોનો ધ્વનિ તેનાં શ્રવણોમાં આવીને અથડાયા કરતો હતો. અર્થાત્ તેણે એ વાદ્યધ્વનિ શા કારણથી થતો હતો, એ વિશે ત્યાંથી આવતા જતા લોકોને પૂછ્યું અને એ પૃચ્છાના પરિણામે તેના જાણવામાં આવ્યું કે, તે રાજ્યના રાજાનો કુમાર એક અલૌકિક સ્ત્રી સાથે પરણવાનો હતો કે જે સ્ત્રી અત્યારે તે જે તળાવના તીરપ્રાન્તમાં છાવણી નાખીને પડ્યો હતો તે તળાવના જળમાંથી જ નીકળી હતી અને આ લગ્નસમારંભ એક બે દિવસમાં જ મોટી ધામધૂમ સાથે થવાનો હોવાથી જ એ વાદ્યધ્વનિ થતો હતો. આ સમાચાર સાંભળીને પ્રધાનપુત્રે પોતાના મનમાં અનુમાન કરી લીધું કે, સરોવરમાંની જે સુંદરી સાથે તે રાજ્યના રાજકુમારનો લગ્નસંબંધ થવાનો હતો, તે સુંદરી તેના પોતાના મિત્ર રાજપુત્રની પત્ની વિના અન્ય કોઈ પણ હોઈ શકે જ નહિ. આ કારણથી તેણે એ ઘટનાના રહસ્યને જાણવામાટે અને જો બની શકે તો તે સરોવરની સુંદરીને સંકટમાંથી ઉદ્ધારવામાટે નગરમાં જવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના અનુચરોને અશ્વો તથા હાથીઓને લઇને પાછા ઘર ભણી ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી; અને તે પોતે તે રાજાના નગરમાં આવીને ત્યાં એક બ્રાહ્મણના ગૃહમાં રહેવા લાગ્યો.

મધ્યાહ્ન સમયે ભોજન લીધા પછી કિંચિત્ વિશ્રાંતિ લેવામાટે પ્રધાનપુત્ર બેઠો હતો એટલામાં ગૃહસ્વામી વિપ્ર તેની પાસે આવ્યો અને તેથી

પ્રધાનપુત્રે તેને પૂછ્યું કે;–"અહીં જે અમુક નિયત સમયે નગરમાં વાદ્યધ્વનિ સંભળાયા કરે છે, તેનો શો હેતુ છે વારુ?" પ્રધાનપુત્રના એ પ્રશ્નથી આશ્ચર્યચકિત થઇને બ્રાહ્મણ સ્હામો પૂછવા લાગ્યો કે;–"તમે વિશ્વના કયા ભાગમાંથી આવ્યા છો વારુ કે જેથી આ વાદ્યધ્વનિનું કારણ અદ્યાપિ તમારા જાણવામાં આવ્યું જ નથી? અહીંના એક નિકટના વનમાંના એક સરોવરમાંથી એક અલૌકિક લાવણ્યવતી સુંદરી નીકળેલી છે અને પરમ દિવસે અમારા રાજાના કુમાર સાથે તે સુંદરીનો લગ્નસંબંધ થવાનો હોવાથી એ આનંદને દર્શાવવામાટે જ આ વાદ્યો વાગ્યાં કરે છે અને તેમનો ધ્વનિ જ તમારા સાંભળવામાં આવ્યા કરે છે."

"મેં આ ઘટનાવિશે કાંઈ પણ સાંભળ્યું નથી. હું એક અત્યંત દૂરના દેશમાંથી અહીં આવ્યો છું અને મારા દેશ સૂધી અદ્યાપિ આ ઘટનાના સમાચાર પહોંચ્યા નથી. કૃપા કરીને મને આ ઘટનાનું વિસ્તારપૂર્વક વર્ણન કરી સંભળાવશો, તો આપનો મારાપર મોટો ઉપકાર થશે." પ્રધાનપુત્રે કહ્યું.

"કેટલાક સમય પૂર્વે અમારા રાજાનો પુત્ર વનમાં મૃગયામાટે ગયો હતો અને અહીંથી પાસે જ આવેલા એક વનમાં એક તળાવના તીરે પોતાની છાવણી નાખીને તે રહ્યો હતો. એક દિવસ રાજપુત્ર તે તળાવના તીરપ્રાંતમાં વિચરતો હતો એટલામાં એક અલૌકિક સુંદરી અથવા તો જળદેવીને તેણે તળાવના મધ્યભાગમાંથી બ્હાર નીકળેલી જોઈ. તે જળદેવીએ ક્ષણ કે બે ક્ષણ આમ તેમ દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી તત્કાળ તે જળના ગર્ભમાં પાછી અદૃશ્ય થઈ ગઈ. રાજાનો પુત્ર કે જેણે તેના સ્વર્ગીય સૌન્દર્યનું સંપૂર્ણ નિરીક્ષણ કરી લીધું હતું, તે તેનામાં અતિશય મોહમુગ્ધ થઈ ગયો અને તેનો મનોવિકાર એટલો બધો પ્રબળ થયો કે છેવટે તેથી તેની બુદ્ધિનો લોપ થતાં તે ઉન્માદને વશ થયો. અને ઉન્મત્તની અવસ્થામાં જ અનુચરો તેને ઘેર લઈ આવ્યા. તે ઉન્માદમાં રાત અને દિવસ જે શબ્દો ઉચ્ચારતો હતો તે માત્ર એટલા જ હતા કે;–'અરે હજી તો હમણાં જ તે અહીં હતી અને એટલીવારમાં તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ વારુ?' પોતાના પુત્રને એ ઉન્માદરોગથી મુક્ત કરવામાટે રાજાએ પોતાના રાજ્યમાંના સર્વ ઉત્કૃષ્ટ વૈદ્યોને બોલાવ્યા; પરંતુ તેમના સર્વ ઉપચારો નિષ્ફળ જ નીવડ્યા. છેવટે રાજાએ એવા આશયનો પડો વગડાવ્યો કે, જે કોઈ પણ રાજકુમારને તેના ઉન્માદરોગથી મુક્ત કરશે, તેને અર્ધરાજ્ય આપવામાં આવશે એટલુ જ નહિ, પણ રાજકુમારી સાથે તેનો લગ્નસંબંધ પણ કરી આપવામાં આવશે. એક વૃદ્ધ સ્ત્રી કે જે નગરમાં ફકીરાની માના નામથી સાધારણતઃ ઓળ-

ખાય છે, તેણે એ પડાને સ્પર્શ કર્યો અને રાજાના પુત્રને રોગમુક્ત કરવાને તે પોતે સમર્થ છે, એમ દર્શાવ્યું. જે તળાવના તીરપ્રાંતમાં રાજકુમાર ઉન્મત્ત થઈ ગયો હતો, ત્યાં એ ફકીરાની માતામાટે એક ઝૂપડી બાંધવામાં આવી અને તેની પર્ણકુટીથી થોડા અંતરપર તેને આવશ્યકતાની વેળાએ સહાયતા આપવામાટે મોકલેલા અનુચરોના નિવાસમાટેની વ્યવસ્થા કરવામાં આવી. ત્યારપછી બનાવ એવો બન્યો કે, તે જળદેવી જળમાંથી બહાર આવી, ફકીરાની માતાએ અનુચરોની સહાયતાથી તેને પકડી લીધી અને અનુચરો તેને પાલખીમાં બેસાડીને રાજમહાલયમાં લઈ આવ્યા. તે જળદેવીને જોતાં જ રાજકુમારના ઉન્માદનો લોપ થયો અને તે પાછો તત્કાળ શુદ્ધિમાં આવી ગયો; અને કદાચિત્ તે વેળાએ જ જળદેવી સાથે તેનો લગ્નસંબંધ થઈ ગયો હોત; પણ જળદેવીએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, એક વર્ષ પર્યન્ત પોતાના જળના તલભાગમાં વસતા પોતાના પતિ વિના અન્ય કોઈ પણ પુરુષના મુખને જોવું નહિ અને તેથી એ લગ્ન તે વખતે થતાં અટકી ગયાં હતાં. હવે તે એક વર્ષના અવધિનો અંત થવા આવ્યો છે અને જે વાદ્યોનો ધ્વનિ તમારા સાંભળવામાં આવ્યા કરે છે, તે રાજાના મહાલયમાંથી જ આવે છે; કારણ કે, પરમ દિવસે એ લગ્નસમારંભ થવાનો છે. સંક્ષેપમાં એ કથા આ પ્રમાણેની છે." બ્રાહ્મણે એ પ્રમાણેનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

"ખરેખર આ એક અત્યંત આશ્ચર્યકારક કથા છે. પણ હા, ફકીરાની મા અથવા તો ફકીરચન્દ પોતે રાજાની પુત્રીના હસ્તને અને અર્ધ રાજ્યને એ કાર્યના ઇનામમાં મેળવી તો ચૂક્યો હશે જ, ખરું કે નહિ?" પ્રધાનપુત્રે વિશેષ ભેદને જાણવાના ઉદ્દેશથી પૂછ્યું.

"નહિ, અદ્યાપિ એ વિધિ થયો નથી; કારણ કે, ફકીરચંદ હજી હાથમાં આવ્યો નથી. તે એક અડધો ગાંડો અથવા તો બિલકુલ ગાંડા જેવો છોકરો છે, અને તે આજે એક વર્ષથી ક્યાંક ચાલ્યો ગયો છે. તે ક્યાં છે અને ક્યાં નહિ, એની કોઈને કશી પણ ખબર નથી. તેનો એ સ્વભાવ જ થઈ ગયો છે કે, ઘણીકવાર તે લાંબા વખત સુધી ક્યાંક ચાલ્યો જાય છે, પાછો ઘેર આવે છે અને પાછો અદૃશ્ય થઈ જાય છે. પરંતુ તેની માતા એમ ધારે છે કે, હવે તે થોડા વખતમાં જ પાછો ઘેર આવવો જોઇએ." બ્રાહ્મણે ખુલાસો કરી સંભળાવ્યો.

"તે ફકીરચન્દનો રંગ, આકાર અને દેખાવ કેવા છે? અને જ્યારે તે ઘેર પાછો આવે છે ત્યારે શો વ્યવસાય કરે છે વારુ?" પ્રધાનપુત્રે એક વિશિષ્ટ ઉદ્દેશથી પોતાની પ્રશ્નપરંપરાને આગળ લંબાવીને પૂછ્યું.

એના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે;-"એ કે તે વયમાં તમારા કરતાં કાંઈક ન્હાનો છે, છતાં તેની ઉંચાઈ લગભગ તમારા જેટલી જ છે. તે પોતાની કમરે એક ન્હાનું પંચિયું વીંટાળે છે, આખા શરીરે ભભૂત ચોળે છે, વૃક્ષની શાખાઓને પોતાના હાથમાં ધારણ કરે છે અને પોતાની માતાની પર્ણકુટીના દ્વારમાં જઇને 'ધૂપ, ધૂપ, ધૂપ!' એવી રીતે બોલતો નાચ્યા કરે છે. તેના શબ્દોચ્ચાર અત્યંત અસ્પષ્ટ છે અને જ્યારે તેની માતા તેને એમ કહે છે કે;-'ફકીર! હવે થોડા દિવસ તું મારી સાથે રહે!' એટલે તેનો તત્કાળ તે એવો જ જવાબ આપે છે કે:-'નહિ, હું રહેવાનો નથી, હું રહેવાનો નથી!' અને જ્યારે તેની 'હા'નો જવાબ આપવાની ઇચ્છા હોય છે, ત્યારે તે 'હુમ્' એટલો જ શબ્દ ઉચ્ચારે છે અને તેનો તેની ધારણા પ્રમાણેનો અર્થ 'હા' થાય છે. બ્રાહ્મણે ફકીર વિશેનો જે ભેદ હતો તે પ્રધાનપુત્રને કહી સંભળાવ્યો.

બ્રાહ્મણ સાથેના એ સંવાદથી પ્રધાનપુત્રના હૃદયમાં એક પ્રકારનો નવીન પ્રકાશ પડવા માંડ્યો. સર્વ વસ્તુસ્થિતિ તેના ધ્યાનમાં આવી ગઈ. તેણે પોતાના મનમાં જાણી લીધું કે, પાતાળમાંના મહાલયમાંથી એકલી રાજકુમારી જ સાહસ કરીને બહાર આવેલી હોવી જોઇએ અને તેથી નાગમણિ તેની પાસે જ હશે; મારો મિત્ર રાજપુત્ર સાથે ન હોવાથી તે એકલી જ બંદિની થઈ હશે અને ત્યાર પછી તે નાગમણિ ફકીરાની માના હાથમાં ગયો હશે. અર્થાત્ મારો મિત્ર રાજપુત્ર જળતળમાંથી બહાર આવવાનું સાધન તેની પાસે ન હોવાથી એકલો જ ત્યાં બંદિવાન્ જેવી અવસ્થામાં પડેલો હોવો જોઇએ. પોતાના મિત્રની અત્યંત નૈરાશ્યજનક અને દુઃખદાયક અવસ્થાના વિચારથી પ્રધાનપુત્રના હૃદયમાં શોકની જ્વાળા ઉદ્ભવવા લાગી. રાત્રિનો ઘણો ખરો ભાગ તેણે જાગરણમાં વિચાર કરી કરીને જ વીતાડી દીધો. તેણે મનમાં વિચાર કર્યો કે, શું મારા મિત્રનો તેના અત્યારના સ્થાનમાંથી ઉદ્ધાર કરવો, એ કાર્ય સર્વથા અશક્ય જ છે? જો કોઈ પણ ઉપાયથી ફકીરાની મા પાસેનો નાગમણિ મારા હાથમાં આવી જાય, તો પછી એ અશક્યતા કેટલીવાર ટકી શકે એમ છે વારુ? ત્યારે શું જે ફકીરચંદના સત્વર આવવાની તેની માતા આશા રાખે છે, તે ફકીરચંદનો પોતાનો જ વેશ ભજવીને મારાથી એ કાર્યમાં વિજય ન મેળવી શકાય કે? અને બહુધા એ જ યુક્તિથી હું અહીંના રાજાના મહાલયમાંથી મારા મિત્રની પત્નીને પણ અવશ્ય છોડવી શકીશ. અર્થાત્ વળતે દિવસે ફકીરચન્દની ભૂમિકા ભજવવાના દૃઢ નિશ્ચયપર તે આવી લાગ્યો. પ્રભાતમાં તે બ્રાહ્મણના ગૃહમાંથી નીકળી ગયો, ગામની બહારના નિર્જન ભાગમાં આવી પહોંચ્યો, ત્યાં તેણે પોતાનો હમેશનો

પોશાક કાઢી નાખ્યો, ત્યાર પછી ગોઠણ સુધી પણ ભાગ્યે જ પહોંચે એવું એક ન્હાનું પંચિયું પહેરી લીધું, શરીરે વિભૂતિનો લેપ કર્યો, એક વૃક્ષની બે શાખાઓને તોડીને હાથોમાં ધારણ કરી લીધી અને એવી રીતે નવા રૂપમાં આવ્યા પછી તે ફકીરાની માતા જે પર્ણકુટીમાં વસતી હતી તે પર્ણકુટીના દ્વાર સમક્ષ આવીને ઉભો રહ્યો. તેણે ત્યાં આવ્યા પછી ધૂપ ધૂપ ધૂપના ધ્વનિ સહિત અતિશય ભયંકર સ્વરૂપના નૃત્યથી પોતાના કાર્યનું મંગલાચરણ કર્યું. આ નૃત્યે ફકીરાની માનું આકર્ષણ કર્યું અને તે પોતાના પુત્રને આવેલો ધારી દ્વારમાં આવીને કહેવા લાગી કે:-"મારા દીકરા ફકીરા, તું આવ્યો કે? આવ, મારા વ્હાલા દીકરા, આવ! છેવટે ઈશ્વરે આપણાપર કૃપા કરી અને આપણે મળ્યાં!" એના ઉત્તરમાં વેશધારી ફકીરચંદે માત્ર એટલા જ શબ્દનો ઉચ્ચાર કર્યો કે;-"હુમ્" અને ત્યાર પછી હાથમાંની ડાળીને ઉછાળનો વળી તે આગળ કરતાં પણ અધિક ભયંકરતાથી નૃત્ય કરવા મંડી ગયો. એક તો ફકીરાની મા આંખે ઓછું જ દેખતી હતી અને તેમાં વળી ભયંકર અંધકાર વ્યાપી ગયો હતો, એટલે, તે પ્રધાનપુત્ર અથવા વેશધારી ફકીરચંદને ઓળખી શકી નહિ. એથી એ આગંતુકને ઉદ્દેશીને તે કહેવા લાગી કે:-"અરે ઓ બેટા ફકીરા! હવે તું અહીંથી ચાલ્યો જઇશ, ખરો કે? જો વારંવાર તું આમ કર્યા કરીશ, તો પછી હું તને ઘરમાં પેસવા પણ નહિ દઉં, સમજ્યો ને?"

એના ઉત્તરમાં વેશધારી ફકીરાએ માત્ર "ના, ના"નો ઉચ્ચાર જ કર્યો અને વળી પાછો તે ધૂપ ધૂપ ધૂપના ધ્વનિ સાથે ભયંકર પ્રકારનું નૃત્ય કરવા લાગ્યો. આ જોઇને ફકીરાની માએ તેને પ્રસન્ન કરવાના આશયથી તેને ઉદ્દેશીને કહ્યું:-"ભાઈ ફકીરા! હવે તું યોગ્ય વયનો થઈ ચૂક્યો છે અને પ્રસંગ પણ સારો જ મળ્યો છે, માટે તારાં લગ્ન સત્વર કરી નાખવાં જોઇએ. વારુ, તારો પોતાનો એ વિષયમાં શો અભિપ્રાય છે? લગ્ન કરવામાં તો તું રાજી છે ને?"

વેશધારી ફકીરચંદે પુનઃ "હુમ્" શબ્દનો ઉચ્ચાર કર્યો અને ધૂપ ધૂપનો ધ્વનિ કરીને એક વિચિત્ર પ્રકારના નૃત્યનો આરંભ કરી દીધો. આ જોઇને ફકીરાની માએ વિચાર્યું કે, વિવાહની વાર્તા સાંભળીને મારા ફકીરાને અતિ આનંદ થયો છે, અને તેથી જ એ આવા પ્રકારની ચેષ્ટાઓ કરી રહ્યો છે. ત્યાર પછી ફકીરાની માએ તે વેશધારી ફકીરાને રાજકન્યાની સાથે તેનાં લગ્ન કેવી રીતે થવાનાં છે અને તેને અર્ધ રાજ્ય મળવાનું છે, આદિ સર્વ વૃત્તાંત સંભળાવ્યો. ત્યાર પછી ચીથરાંની એક પોટલીમાંથી એક મણિ બહાર કાઢીને નવીન વેશધારી

ફકીરાના હાથમાં આપીને તે બોલી કે;–"બેટા ફકીરા! હું તને જે મણિવિશેની વાર્તા કહેતી હતી, તે મણિ આ જ છે. જો તો ખરો કે, એ કેવો સુંદર, સુશોભિત અને કીમતી જણાય છે! વારુ. હજી તેં પાતાલવાસિની રાજકન્યાને તો જોઈ જ નથી, પણ જ્યારે જોશે ત્યારે તારું મન બાગ બાગ થઈ જશે. જો હાલ તરત તારે તેને જોવી હોય, તો મારી સાથે રાજમહાલયમાં ચાલ; હું તને તેની આગળ તેડી જઇશ."

એના પ્રત્યુત્તરમાં વેશધારી ફકીરચંદે "હુમ્ હુમ્" શબ્દનો ધ્વનિ કરીને એક બાજૂ પડેલા એક વસ્ત્રને પોતાના શરીરપર ઢાંકી દીધું અને પેલા મણિને તેમાં ગુપ્ત રીતે છુપાવી દીધો. ફકીરાની માએ વિચાર્યું કે, મારા દીકરાએ સાવચેતીથી મણિને પોતાના વસ્ત્રમાં બાંધી રાખ્યો છે, એટલે હવે તેની ગાંડાઈ દૂર થઈ છે અને તેની બુદ્ધિમાં કાંઈક સુધારો થવા લાગ્યો છે. આ પ્રમાણે વિચાર કરીને ફકીરાની મા પોતાના મનમાં ને મનમાં અત્યંત પ્રસન્ન થવા લાગી અને ત્યાર પછી પોતાના વેશધારી પુત્રને સાથે લઇને રાજમહાલય તરફ જવાને વિદાય થઈ.

રાજમહાલયમાં તે વખતે ફકીરાની માતાની સારી પ્રતિષ્ઠા હતી અને રાજસભામાં પણ તેનું સારું સન્માન થતું હતું; કારણ કે, થોડા દિવસમાં તેના પુત્ર ફકીરા સાથે રાજકન્યાનાં લગ્ન થવાનાં હતાં. ફકીરાની માતાએ રાજમહાલયના દ્વાર પાસે આવીને કહ્યું કે:–"હું પાતાલવાસિની રાજકન્યા પાસે મારા પુત્રને લઈ જવા માગું છું, માટે મારી સાથે એક પ્રહરીએ આવીને તેના અંત:પુરનો માર્ગ બતાવવો." આ સાંભળીને એક પ્રહરી ફકીરાની માતાને તથા તે ગુપ્તવેશધારી ફકીરાને પાતાલવાસિની રાજકન્યાના અંત:પુરમાં લઈ ગયો. વેશધારી ફકીરાએ ત્યાં આગળ જઇને જોયું તો, ખરેખર પાતાલવાસિની કન્યા જ ત્યાં બેઠેલી હતી. આ સમયે કન્યા બેઠી બેઠી રડ્યા કરતી હતી, અને ત્યાંથી છૂટવાનો અથવા ઉગરવાનો વિચાર કરી રહી હતી. ફકીરાની માતાએ રાજકન્યાની સાથે કેટલીક વાર સુધી વાર્તાલાપ કર્યા પછી વેશધારી ફકીરાને કહ્યું કે;–"ચાલ બેટા, હવે આપણે આપણા ઘર તરફ જઇએ. હવે વિશેષ વિલંબ કરવાથી, માર્ગમાં કદાચિત્ કાંઇક વિઘ્ન આવી પડવાની સંભાવના રહે છે; કારણ કે અંધકાર ધીમે ધીમે વધતો જ જાય છે, માટે ચાલ આપણે સત્વર ચાલ્યાં જઇએ."

વેશધારી "નાના" શબ્દનું ઉચ્ચારણ કરીને ફરીવાર ધૂપ ધૂપ કરતો નાચવા લાગ્યો. ફકીરાની માએ ધાર્યું કે, મારા ફકીરાની ઇચ્છા અહીં જ રહેવાની છે, તેથી નાના કહી રહ્યો છે. આમ ધારીને તેણે એક પ્રહરીને કહ્યું કે;–"મારો ફકીરો હમણાં અહીં જ રહેવાનો છે,

માટે જ્યાં સુધી તેની ઇચ્છા હોય, ત્યાં સુધી રહેવા દેજો. હું અત્યારે મારા ઘર તરફ જાઉં છું."

આમ કહીને ફકીરાની મા ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઈ, એટલે વેશધારી ફકીરાએ કેટલીક વાર સુધી ગાંડાઈનો ડોળ બતાવીને પછીથી પોતાના મૂળ સ્વરૂપને ધારણ કર્યું. ત્યાર પછી ઘણી જ રાત્રિ વીતી ગઈ અને મહાલયમાંના સર્વજનો નિદ્રાવશ થયાં એટલે વેશધારીએ પાતાલવાસિની કન્યા પાસે જઈને કહ્યું કેઃ-"રાજકન્યા! હું જ તમારા તે રાજપુત્ર સ્વામીનો મિત્ર પ્રધાનપુત્ર છું અને આ સ્થળમાંથી તમારો ઉદ્ધાર કરવામાટે જ આવા વિચિત્ર વેશને ધારણ કરીને અહીં આવ્યો છું; તમે મને ઓળખો છો, ખરાં કે?"

વેશધારી ફકીરાની આવી આશ્વાસનજનક વાર્તા સાંભળીને પાતાલવાસિની રાજકન્યાની આંખોમાંથી દડદડ આંસૂ વહેવા લાગ્યાં અને તેનું મલિન મુખ વિશેષ મલિનતાને ધારણ કરવા લાગ્યું. કેટલીકવાર સુધી આંસૂ વહાવ્યા પછી તે બોલી કેઃ-"બન્ધુ મંત્રિપુત્ર! આજે તમે મારાપર મોટો ઉપકાર કર્યો છે, પરંતુ જો આજ રાત્રે તમે મારો ઉદ્ધાર નહિ કરી શકો તો, પ્રભાત થતાંની સાથે જ આ દેશના રાજકુમાર સાથે મારો લગ્નસંબંધ થઈ જશે અને તમારા મિત્રની પત્ની અન્યના હાથમાં ચાલી જશે. મારી સર્વ શુભ ધારણાઓ ધૂળમાં મળશે અને મારે મારા પ્રિયતમનો ત્યાગ કરીને અન્ય પુરુષની પત્ની થઈને રહેવું પડશે; એટલું જ નહિ, પણ કદાચિત્ વિષ ખાઇને પણ મારે મરવું પડશે."

આ સાંભળીને મંત્રિપુત્રે તેને શાન્ત કરવાના હેતુથી કહ્યું કેઃ-"પ્રિયભગિની! આમ વૃથા શોક કરવાનું કાંઈ પણ કારણ નથી, ભગવાન્ તમારી લજ્જાનું રક્ષણ કરશે અને પ્રભાત પૂર્વે જ આ સ્થાનમાંથી તમારો ઉદ્ધાર થઈ જશે. હું મારાથી બનતા સર્વ પ્રયત્ન કરી છૂટીશ, એટલે હવે તમારે ભય રાખવાનું પ્રયોજન નથી."

આમ કહીને તે પાતાલવાસિનીના અંતઃપુરમાંથી ચાલ્યો આવ્યો અને મહાલયમાંથી બહાર નીકળવાના મુખ્ય દરવાજા આગળ આવી લાગ્યો. તેને આટલી મોડી રાત્રે દરવાજા બહાર જતો જોઇને દરવાને પૂછ્યું કે;-"અરે ઓ, તું કોણ છે? આટલી બધી રાતે મહાલયની બહાર કેમ જાય છે."

વેશધારી ફકીરચન્દે ઉત્તર આપ્યું કે;-"હું એક જરૂરી કામમાટે બહાર જાઉં છું અને હમણાં જ પાછો ચાલ્યો આવું છું." આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો અને અલ્પ સમયમાં જ દ્વાર આગળથી અટો ત્મારીને પાતાલવાસિની રાજકન્યાના અંતઃપુરમાં આવી પહોંચ્યો. આ

પ્રમાણે પાંચ સાત વખત તેણે આવજાવ કરવા માંડી એટલે દ્વારપાલે વિચાર્યું કેઃ–"આ ગાંડા ફકીરાએ તો હવે અંત લીધો, એ તો આખી રાત આવ જાવ કરીને કોઇને પણ જંપવા દે તેવો નથી; માટે તે ભલે ગમે તેમ કર્યાં કરે, પણ હવે આપણે તો ઊંઘી જઇએ. એની પંચાતમાં ને પંચાતમાં મેં તો અડધી ઊંઘ પણ ખોઈ નાખી, માટે હવે ચાલ સત્વર ઊંઘી જાઉં." આ પ્રમાણે વિચાર કરીને દ્વારપાલ સૂવાની તૈયારી કરવા લાગ્યો.

રાત્રિ જ્યારે લગભગ ત્રણેક પ્રહર વીતવા આવી ત્યારે વેશધારી ફકીરો જોઈ આવ્યો કે, મહાલયમાંના સર્વ પ્રહરીઓ અને દ્વારપાલો નિદ્રાદેવીને વશ થઇને ઘોર ઉંઘમાં નસકોરાં ઘરડતા ઊંઘી રહ્યા છે, એટલે, ન્હાસી જવાના માર્ગમાં આ સર્વ લોકો કોઈ પણ પ્રકારની બાધા નાખી શકે તેમ નથી અને આવો અવસર પણ પ્રાપ્ત થાય તેમ નથી, એમ ધારીને તે કન્યા પાસે આવીને કહેવા લાગ્યો કેઃ–"પાતાલવાસિની રાજકન્યા, ચાલો હવે આપણે અહીંથી છટકી જઇએ; કારણ કે આવો સુયોગ વારંવાર મળવો કઠિન છે. માટે હૈયામાં હામ ભીડો અને મારી સાથે આવવામાટે સત્વર તૈયાર થાઓ. તમે તમારા સ્ત્રીવેશનો ત્યાગ કરીને હમણાં જ આ પાસે પડેલા પુરુષના પોશાકને ધારણ કરો."

આ સાંભળીને રાજકન્યાએ પશ્ચિમ બાજૂના દરવાજાની રક્ષા કરનાર દ્વારપાલના જેવા પોશાકને તરત જ પોતાના શરીરપર ધારણ કરી લીધો અને મસ્તકપર પાઘડી બાંધી લીધી. ત્યાર પછી મંત્રિપુત્રે કહ્યું કેઃ– "ચાલો ત્યારે હવે મારી પાછળ પાછળ ચાલ્યાં આવો." એમ કહીને તે ચાલવા લાગ્યો અને રાજકન્યા પણ તેની પાછળ પાછળ ચાલી નીકળી. મહાલયમાંથી નીકળતી વેળાએ ભયને લીધે રાજકન્યાનું હૃદય થરથર કમ્પતું હતું. ત્યાર પછી કેટલીકવારે વેશધારી ફકીરો અથવા મંત્રિપુત્ર કન્યાને લઇને નગરની બહારના ભાગમાં આવી પહોંચ્યો અને તે સરોવર તરફ જવા લાગ્યો. ત્યાં આગળ જઇને તેણે પોતાના વસ્ત્રમાં છુપાવેલા મણિને બહાર કાઢ્યો અને ત્યાર પછી તેના પ્રકાશવડે તે તથા તેની સાથેની રાજકન્યા જળમાં ડુબકી મારીને પાતાળમાં રાજમહાલયનાં દ્વાર પાસે જઈ પહોંચ્યાં અને છેવટે રાજપુત્ર જ્યાં આગળ રોદન કરતો બેઠો હતો, ત્યાં આવીને હાજર થયાં. રાજપુત્ર પોતાના મિત્રને તથા તે રાજકન્યાને જેઇને ઘણો જ પ્રસન્ન થયો, જાણે તેના હાથમાં આકાશનો ચંદ્રમા આવી લાગ્યો! કન્યા રાજપુત્રના પગ પકડીને પુષ્કળ રડવા લાગી અને તેની આજ્ઞા વિના પાતાળમાંના રાજમહાલયનો ત્યાગ કરીને સરોવરના તીરપ્રાંતમાં જવાથી જે વિષમ પરિણામ આવ્યું હતું તેની ક્ષમા માગવા લાગી.

ત્યાર પછી તેઓ કેટલાક દિવસ સુધી અત્યંત આનંદ ઉત્સવ ઉજવતાં પાતાળપુરમાં જ રહ્યાં. રાજપુત્ર અને પાતાલવાસિની રાજપુત્રી, મંત્રિપુત્રનો ઘણો જ ઉપકાર માનવા લાગ્યાં અને તેને અનેક પ્રકારના ધન્યવાદ આપવા લાગ્યાં. એક દિવસ રાજપુત્ર અને મંત્રિપુત્ર ઉભય આનંદપૂર્વક વાર્તાલાપ કરી રહ્યા હતા, તે સમયે રાજપુત્રે પોતાના મિત્ર મંત્રિપુત્રને ઉદ્દેશીને કહ્યું કે;-"ભાઈ! તેં મારાપર જે એક મહાન્ ઉપકાર કર્યો છે, તેના બદલામાં હું તારી સાથે સદાને માટે મિત્રતાના સૂત્રમાં બંધાવા માગું છું. આજથી આપણે બન્ને મિત્ર નહિ પણ બન્ધુ જ છીએ, એમ આપણે બન્નેએ માનવાનું છે. તારા લીધે જ હું આ મહાલયમાં જીવી શક્યો છું, જો તું અહીં ન આવ્યો હોત, તો આજે મારું મૃત્યુ પણ થઈ ચૂક્યું હોત; માટે હવેથી હું તારી સલાહ સિવાય એક પગલું પણ નહિ ભરું."

ત્યાર પછી તેઓ ત્રણેએ પોતાના દેશ તરફ જવાનો નિશ્ચય કર્યો. રાજપુત્ર, મંત્રિપુત્ર અને રાજકન્યા તે મણિને હાથમાં લઇને તે રાજમહાલયમાંથી સરોવરના તીરે આવી પહોંચ્યાં. તે વખતે ત્યાં આગળ હાથી, ઘોડા, રથ અને ગાડાં આદિ કાંઇ નહોતું; કારણ કે, મંત્રિપુત્રે પ્રથમથી જ તે સર્વને પોતાના દેશમાં મોકલાવી દીધાં હતાં. એટલે કોઈ પણ પ્રકારનું વાહન નહિ મળી શકવાથી તેઓ ત્રણે પગે ચાલીને જ દેશ તરફ જવાને રવાના થયાં. પાતાલવાસિની કન્યાને પગે ચાલવાથી ઘણું જ દુઃખ થતું હતું; છતાં પણ તે ધીમે ધીમે ચાલી જતી હતી. આ પ્રમાણે ચાલતાં ચાલતાં એક દિવસ તેઓ એક અતિ મોટા વટવૃક્ષ પાસે આવી પહોંચ્યાં, તે વખતે સન્ધ્યા પણ થઈ ચૂકી હતી અને ત્યાં આગળ કોઈ પણ મનુષ્ય વસતું હોય તેવાં ચિન્હો જણાતાં નહોતાં, તેથી તેમણે ત્યાં આગળ જ રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. મંત્રિપુત્રે કહ્યું;-"તમો બન્ને ઊંઘી જાઓ, હું અત્યારે તમારી રક્ષા કરવામાટે જાગતો રહીશ." એમ કહીને તે જાગવા લાગ્યો અને રાજપુત્ર તથા રાજકન્યા નિદ્રાને આધીન થયાં.

તેઓ જે વૃક્ષ નીચે ઉતર્યાં હતાં, તે વૃક્ષની એક ડાળીપર એક પક્ષી અને પક્ષિણીનો એક માળો હતો. રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા, તે સમયે રાજપુત્ર અને રાજકન્યા બન્ને ઊંઘતાં હતાં અને મંત્રિપુત્ર જાગતો જાગતો તે પક્ષીઓ વચ્ચે ચાલતા સંવાદને સાંભળતો હતો. પક્ષી પોતાની પત્ની પક્ષિણીને સંબોધીને કહેવા લાગ્યો કે;-"પક્ષિણી! મંત્રિપુત્ર તો અનેક કષ્ટ વેઠીને રાજપુત્રને બચાવી લાવ્યો, પરંતુ છેવટ તે તેની રક્ષા કરી શકશે નહિ."

પક્ષિણીએ પૂછ્યુંઃ—"કેમ નહિ કરી શકે વારુ ?"

પક્ષીએ ઉત્તર આપ્યુંઃ—"રાજપુત્રપર અનેક આપત્તિઓ આવવાની સંભાવના છે; કારણ કે રાજા પોતાના પુત્રને તથા પુત્રવધૂના પોતાની રાજધાની તરફ આવવાના સમાચાર સાંભળીને એક મોટું લસ્કર તથા હાથી ઘોડા આદિનું સામૈયું મોકલાવશે અને જ્યારે રાજકુમાર તે હાથીની અંબાડીપર આરોહણ કરશે કે તરત જ તે અંબાડીપરથી નીચે પડીને મરણ પામશે."

પક્ષિણીએ પૂછ્યુંઃ—"અને જો કદાચિત્ કોઈ રાજપુત્રને હાથીપર ચઢવા જ ન દે તો, તેના પ્રાણ બચી શકશે ખરા કે ?"

પક્ષીએ ઉત્તર આપ્યુંઃ—"હા, તેમ કરવાથી તેની રક્ષા થઈ શકશે, પરંતુ તેના ઉપર બીજી પણ એક આપત્તિ આવવાની છે. રાજપુત્ર જ્યારે પોતાની રાજધાનીના સિંહદ્વારમાં પ્રવેશ કરીને રાજમહાલય તરફ જશે કે તરત જ તે દ્વાર તૂટી પડીને રાજકુમારના મસ્તકપર ઢળી પડશે અને તેથી થોડા જ વખતમાં રાજકુમારનું મૃત્યુ થશે."

પક્ષિણીએ પૂછ્યુંઃ—"કદાચિત્ કોઈ રાજપુત્રને સિંહદ્વારમાં પ્રવેશ કરવા ન દે, કિંવા રાજપુત્રના ત્યાં જવા પહેલાં જ તે સિંહદ્વારને તોડાવી નાખવામાં આવે, તો તેની તે આફત અળગી થઈ શકે ખરી કે ?"

પક્ષીએ ઉત્તર આપ્યુંઃ—"હા, તેમ કરવાથી તે આફતમાંથી પણ તે બચી શકે તેમ છે, પરંતુ એક બીજી આપત્તિ પણ તેના માથે આવવાની છે. રાજપુત્ર મહાલયમાં ગયા પછી, જ્યારે એક મોટા મત્સ્યના માંસનો આહાર કરશે, ત્યારે તે મત્સ્યના એક હાડકાનો કટિ રાજપુત્રના ગળામાં ખૂંચી જશે અને તેના યોગે તે તરત જ મરણ પામશે."

પક્ષિણીએ પૂછ્યુંઃ—"વારુ, કદાપિ કોઈ રાજપુત્રના ભાણામાંથી મત્સ્યના તે માંસનો આહાર કાઢી લઇને પોતે જ આરોગી જાય, તો રાજપુત્રનું મૃત્યુ થતું અટકી શકે કે નહિ?"

પક્ષીએ ઉત્તર આપ્યુંઃ—"હા, તેમ કરવાથી તે વિઘ્ન પણ દૂર થઈ શકે તેમ છે અને તેથી કદાચિત્ તેના જીવનની રક્ષા થવાનો પણ સંભવ છે. પરંતુ, આ દંપતીપર બીજી પણ એક આપત્તિ આવવાની છે અને તે આપત્તિ ભયંકર છે. રાજપુત્ર અને તેની વધૂ જ્યારે પોતાના શયનગૃહમાં નિદ્રાવશ થશે, ત્યારે વધૂના નાકમાંથી એક સર્પ બહાર નીકળી આવશે અને તે સર્પના દંશથી રાજપુત્રના શરીરમાં સર્વત્ર વિષનો સંચાર થશે તથા તે વિષનો સંચાર થવાથી તત્કાળ તેનું મૃત્યુ થશે."

પક્ષિણીએ પૂછ્યું કેઃ—"કદાચિત્ તે સર્પને કોઈ મારી નાખે, તો રાજકુમારનું જીવન બચી શકે ખરું કે ?"

પક્ષીએ ઉત્તર આપ્યું:–"બચી શકે ખરું, પરંતુ જે વ્યક્તિ રાજપુત્રને બચાવશે, તે જો આપણી વચ્ચે થતી વાર્તા સાંભળીને, બીજા કોઇને કહી દેશે, તો તરત જ તે વ્યક્તિ પત્થર થઇને પૃથ્વીપર ઢળી પડશે."

પક્ષિણીએ પૂછ્યું:–"વારુ ત્યારે તેને બચાવવાનો કાંઈ પણ ઉપાય છે ખરો કે ?"

પક્ષીએ ઉત્તર આપ્યું:–"હા, એક ઉપાય છે ખરો, પરંતુ તે ઉપાયને યોજવામાં ભયંકર જોખમ સમાયલું છે. આ વૃક્ષ તળે સૂતેલી કન્યાના ગર્ભમાંથી જે પ્રથમ પુત્રસંતાનનો ઉદ્ભવ થશે, તે પુત્રને કાપી નાખીને તેના રક્તથી જો તે પત્થરને પલાળવામાં આવશે તો, તે પત્થર પ્રથમ જેવો પુરુષ હતો, તેવા જ પુરુષના રૂપમાં પરિણત થઈ જશે."

આ પ્રમાણે પક્ષી પક્ષિણીનો વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો, તે વેળાએ રાત્રિ લગભગ વીતી જવા આવી હતી. પણ પક્ષીઓનો અથવા વિહંગોનો કલરવ સાંભળીને રાજપુત્ર તથા રાજકન્યા નિદ્રામાંથી જાગ્રત થયાં અને ત્યાર પછી પુનઃ પોતાના પ્રવાસમાં આગળ વધવા લાગ્યાં. કેટલેક દૂર ગયા પછી તેમણે જોયું કે, હાથી ઘોડા અને રથ આદિનું રાજકુમારના પિતા તરફથી કેટલાક સૈનિકો અને સામંતો સામૈયું લઇને સ્હામા આવેલા હતા. તેમાંના એક રાજકુમાર પાસે આવીને વંદન કર્યા પછી કહ્યું કે:–"યુવરાજ બહાદુર, રાજા સાહેબે આપ રાજધાની તરફ પધારવાના છો, એવા સમાચાર સાંભળીને હાથી, ઘોડા અને સામંતો સહિત મને આપને સન્માનપૂર્વક રાજધાનીમાં લઈ જવામાટે મોકલ્યો છે. આ અંબાડીવાળો હાથી આપને માટે છે, આ અશ્વ મંત્રિપુત્રને માટે તથા આ પાલખી રાજકન્યાને માટે મોકલવામાં આવ્યાં છે." અનુચરની આ વાર્ત્તા સાંભળીને મંત્રિપુત્રે રાજપુત્રને ઉદ્દેશીને કહ્યું કે:–"ભાઈ ! મને આજે હાથીપર બેસવાની ઘણી જ ઇચ્છા થઈ આવી છે, માટે તમે મારા અશ્વપર બેસો અને મને તમારા હાથીપર બેસવા દ્યો." આમ કહીને તરત જ તે હાથીની અંબાડીપર ચઢી બેઠો. આ જોઇને રાજપુત્રને ઘણું જ આશ્ચર્ય થયું, પરંતુ તે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર પોતાના મનમાં જ વિચારવા લાગ્યો કે:–"મંત્રિપુત્ર મારો મિત્ર છે અને તેણે મારાપર અનેક ઉપકાર કર્યા છે, માટે મારે પણ તેની ઇચ્છાને પૂર્ણ કરવી જોઇએ."

ત્યાર પછી રાજકુમાર પોતાના સૈનિકોને સાથે લઇને રાજધાની તરફ ચાલવા લાગ્યો. કેટલીક વાર પછી તેઓ બધા રાજધાનીના સિંહદ્વાર આગળ આવી પહોંચ્યા. એટલે, મંત્રિપુત્રે હાથીપરથી ઉતરી પડીને

રાજકુમાર પાસે જઇને કહ્યું કે:—"ભાઈ! મારી ઇચ્છા એવી છે કે, તમે આ સિંહદ્વારમાં પ્રવેશ કરો, તે પહેલાં જ આ સિંહદ્વારને તોડાવી નાખો. તમારે મારી આ યાચનાનો સ્વીકાર કરવો જ પડશે; માટે એ સિંહદ્વારને સત્વર તોડાવી નાખો અને પછી તમે આનંદથી રાજધાનીમાં પ્રવેશ કરો."

મંત્રિપુત્રની આ વાર્તા સાંભળીને રાજપુત્ર મનમાં ને મનમાં અતિ ખિન્ન થયો. પરંતુ તે ખિન્નતા પોતાના હૃદયમાં જ છુપાવી રાખીને તેણે મંત્રિપુત્રને ઉદ્દેશીને કહ્યું કે:—"વારુ, ભાઈ, હું તમારી ઇચ્છા પ્રમાણે જ કરીશ; પ્રથમ સિંહદ્વારને તોડાવી નાખીશ અને ત્યાર પછી જ રાજધાનીમાં પ્રવેશ કરીશ."

આમ કહીને રાજપુત્રે તરત જ રાજધાનીના સિંહદ્વારને તોડાવી નાખ્યું અને ત્યાર પછી તેણે પાતાલવાસિની રાજકન્યા સાથે પોતાના રાજમહાલય પ્રતિ પ્રયાણ કર્યું. આ વેળાયે ખૂબ ધામધૂમ થવા લાગી. પાતાલવાસિની કન્યાનું રૂપ જોઇને સર્વ જનો આશ્ચર્યચકિત બની ગયા. રાજ્યનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સર્વ તેની સુંદરતાને જોઇને આનંદથી ઉન્મત્ત બનીને વાહ વાહના પોકારો કરવા લાગ્યાં અને વર વહૂને પુષ્કળ ધન્યવાદ આપવા લાગ્યાં.

રાજમહાલયમાં પહોંચ્યા પછી કેટલીકવારે રાજપુત્ર અને મંત્રિપુત્રને જમવામાટે ભોજનગૃહમાં બોલાવવામાં આવ્યા. મંત્રિપુત્ર પોતાના મિત્ર રાજપુત્રની જોડે જ જમવા બેઠો, એટલે, જોઈ શકો કે, રાજપુત્રના ભાણામાં એક મોટા મત્સ્યનું માંસ પડેલું હતું. આથી તેણે તેના ભાણામાંથી તે મત્સ્યને પોતાના ભાણામાં મૂકીને કહ્યું કે;—"ભાઈ! આજે આ મત્સ્ય મને ખાવા દો; કારણ કે, ઘણા દિવસથી મને તે ખાવાની ઇચ્છા થઈ હતી, પરંતુ કેટલાક પ્રતિકૂળ સંયોગોને લીધે તે મળી શકયું નહોતું અને આજે સ્વાભાવિક જ મળી આવ્યું છે, માટે પ્રથમ મને જ ખાવા દો."

આમ કહીને તે, તે મત્સ્ય ખાવા લાગ્યો. રાજપુત્ર પોતાના મિત્રના આવા કુવ્યવહારને જોઇને સ્તબ્ધ બની ગયો. તે મનમાં ને મનમાં પુનઃ વિચારવા લાગ્યો કે:—"આ મિત્રે મારાપર અનેક ઉપકાર કર્યા છે એ ખરું, પરંતુ તેથી શું તેણે વારંવાર આ પ્રમાણે અસભ્ય વર્તન ચલાવવું જોઇએ? કોઈ પણ વિષયની અમુક મર્યાદા હોવી જોઇએ. હવે જો મંત્રિપુત્ર મારી સાથે આવું કોઈપણ અયોગ્ય આચરણ કરશે, તો મારે તેને સખ્ત ઠપકો આપવો પડશે." આ પ્રમાણે વિચાર કરીને રાજપુત્રે પોતાનો ક્રોધ દબાવી દીધો.

ભોજનક્રિયા સમાપ્ત થયા પછી મંત્રિપુત્રે રાજકુમારને ઉદ્દેશીને કહ્યું કે:–"ભાઈ! બહુ દિવસના પગે ચાલીને કરેલા પ્રવાસથી હું બહુ જ થાકી ગયો છું, માટે હવે હું મારે ઘેર જઈને જરા આરામ લઈશ અને કાલે પ્રભાતમાં પાછો તમને આવી મળીશ. આજે બપોરે અથવા રાત્રે મારાથી અહીં આવી શકાશે નહિ."

રાજકુમાર તેના વ્યવહારથી અતિ કોપાયમાન થયો હતો એટલે તેણે બીજીવાર જમવા આવવાનું તેને આમંત્રણ પણ આપ્યું નહિ. આથી મંત્રિપુત્ર સમજી શકયો કે રાજકુમાર તેનાપર કોપાયલો હોવો જોઇએ. પરંતુ તેને શાન્ત કરવાનો ઉપાય રહ્યો જ નહોતો; એટલે તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પોતાના ઘર તરફ જવાનું બ્હાનું બતાવીને ઘેર ન જતાં રાજપુત્રના શયનગૃહમાં જઇને છુપાઈ રહ્યો. રાત્રે રાજકુમાર અને પાતાલવાસિની રાજકુમારી પોતાના શયનગૃહમાં સૂવામાટે ગયા એટલે મંત્રિપુત્ર તેમના પલંગ પાછળ સંતાઈ રહ્યો. કેટલોક વાર્તાલાપ કર્યા પછી રાજકુમાર અને તેની સ્ત્રી નિદ્રાવશ થઇને ઘોરવા લાગ્યાં. એટલે મંત્રિપુત્ર હાથમાં ખુલ્લી તલ્વાર લઇને તેમના પલંગ આગળ આવી ઉભો રહ્યો. કેટલીકવાર પછી પાતાલવાસિની રાજકન્યાના નાકમાંથી એક સૂતરના જેવી પાતળી વસ્તુ બહાર નીકળવા લાગી અને ધીમે ધીમે તે વસ્તુ એક મોટા સર્પના આકારમાં પરિણત થઈ ગઈ. આ જોઇને મંત્રિપુત્રે તરત જ તલ્વારવતી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. આ સમયે એવું બન્યું કે, તે કપાયલા સાપના રક્તનો એક બિન્દુ રાજકન્યાની છાતીપર જઈ પડ્યો. આ જોઇને મંત્રિપુત્ર ધર્મસંકટમાં આવી પડ્યો. રાજકન્યાની છાતીપરથી સાપનું લોહી જો સત્વર લૂછી નાખવામાં ન આવે તો તેથી રાજકન્યાનું મૃત્યુ થવાની સંપૂર્ણ સંભાવના હતી અને બીજી બાજૂએ પરસ્ત્રી જ્યારે નિદ્રાવશ હોય ત્યારે તેના અંગનો સ્પર્શ કરવાથી ભયંકર પાપ લાગવાનો ભય રહેતો હતો. મંત્રિપુત્ર આવું ધર્મસંકટ જોઇને કેટલીકવાર પર્યંત વિકટ ચિન્તામાં નિમગ્ન થઈ ગયો અને ત્યાર પછી એક પ્રકારના દૃઢ નિશ્ચયપર આવીને તેણે પાસે પડેલું એક વસ્ત્ર લઇને પોતાની આંખો બંધ કરીને રાજકુમારીની છાતીપરથી તે રક્ત લૂછવા માંડ્યું. પરંતુ એવામાં રાજકન્યાના શરીરપર તેના હાથનો સ્પર્શ થવાથી તે જાગી ઉઠી અને બૂમાબૂમ કરવા લાગી. આ બૂમરાણ સાંભળીને રાજકુમાર પણ જાગી ઉઠ્યો અને ઉઠતાંની સાથે જ તેણે જોયું તો મંત્રિપુત્ર રાજકન્યાની પાસે ઉભેલો હતો. આ જોઇને રાજકુમારના સર્વાંગમાં ક્રોધની જ્વાળા સળગી ઊઠી. કેટલીકવાર પર્યન્ત કાંઇક વિચાર કરીને તેણે તરત જ પોતાના હાથમાં તલ્વાર

લઈ લીધી અને મન્ત્રિપુત્રને ઉદ્દેશીને કહ્યું કે:-"દુષ્ટ નરાધમ! તારી મિત્રતાનું આવું જ પરિણામ? મિત્રની પત્નીમાં કુદૃષ્ટિ રાખનાર અધમ પુરુષ! તને અહીં આવતાં લેશ પણ વિચાર ન આવ્યો, તારા હૃદયે તને બિલ્કુલ ન અટકાવ્યો? તારા આ અપરાધનું ફળ હું તને હમણાં જ ચખાવું છું, આ ક્ષણે જ તને નરકનો નિવાસી બનાવું છું."

આમ કહીને રાજકુમાર પોતાના મિત્ર મંત્રિકુમારની ગરદનપર તલ્વાર ચલાવવાને તૈયાર થયો, એટલે મંત્રિપુત્રે તેનો હાથ પકડી લઇને ઘણી જ નમ્રતાથી કહ્યું કે:-"બન્ધુ! મારાપર આવી અઘટિત શકા લાવવામાં આપની ભયંકર ભૂલ થાય છે. આપનું આવું સાહસ સર્વથા અયોગ્ય છે; કારણ કે હું અહીં માત્ર આપના પ્રાણની રક્ષા કરવામાટે જ આવ્યો હતો, મારા મિત્રધર્મનો પ્રત્યક્ષ પરિચય કરાવવાની ધારણાથી જ આ શયનગૃહમાં ઉપસ્થિત થયો હતો."

આ સાંભળીને રાજકુમારે કમ્પાયમાન શરીર અને કમ્પિત સ્વરથી કહ્યું કે:-"મંત્રિપુત્ર! તું તદ્દન જૂઠી અને બનાવટી વાર્ત્તા કહીને મને છેતરવા જ માગે છે, તારા પ્રાણની રક્ષામાટે કેવળ અસત્ય અથવા મિથ્યા ભાષણનો જ વ્યવહાર કરી બતાવે છે. પાતાળપુરમાંથી નીકળ્યા પછી તારી બુદ્ધિ છેક ભ્રષ્ટ થઈ ગઈ છે અને તારુ આચરણ ભયાનકતાના રૂપમાં પરિણત થઈ ગયું છે. માર્ગમાં તેં જે પ્રકારનું વર્તન ચલાવ્યું છે, તેપરથી તારા સર્વ અપરાધોનું મને સંપૂર્ણ જ્ઞાન થઈ ગયું છે. પિતાશ્રીએ મારામાટે હાથી મોકલ્યો, તેનો માલિક પણ તું જ થઈ પડ્યો; મારા સન્માનમાટે સિંહદ્વારને શૃંગારવામાં આવ્યું હતું, તેને પણ તેં જ તોડાવી નાખ્યુ છે; મારા ભાણામાંથી મત્સ્યને ખૂંચવી લઇને તું જ આરોગી ગયો છે અને છેવટે મારા અંતઃપુરમાં આવવાનું સાહસ પણ કરી ચૂકયો છે. અન્ય સર્વ બાબતો મારાથી સહી શકાઈ હતી, પરંતુ તારું આ દુષ્ટ આચરણ મારાથી સહી શકાતું નથી. તારી આ અમર્યાદાનો આઘાત મારાથી નથી ખમી શકાતો. તેં મારા શયનગૃહમાં ચોરની પેઠે આવવાનું સાહસ શામાટે કરી બતાવ્યુ? અરે અધમ! મારી પત્નીના શરીરને સ્પર્શ કરવામાં પણ તને લેશ માત્ર લજ્જા ન આવી? તારી દાનત પ્રથમથી જ બગડેલી હતી, તેનો આજે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો છે, તારી અધમતાનો આજે અવધિ થયો છે!"

"રાજકુમાર! મારી ભાવના પવિત્ર હતી કે અપવિત્ર હતી, તે તો કેવળ ભગવાન્ જાણે છે. ભાઈ! મારા હૃદયમાં અદ્યાપિ કુવાસનાનો સંચાર થયો નથી અને થવાનો પણ નથી. મેં આ સર્વ કાર્યો શા ઉદ્દેશથી કર્યા છે, તે વાર્ત્તા આપને ન જણાવવામાં પણ એક વિશિષ્ટ કારણ સમાયલું છે."

"જ્યાં સુધી તું પ્રમાણપૂર્વક તે વાર્તા મને નહિ સંભળાવે, ત્યાં સુધી મારો સંદેહ દૂર થશે નહિ અને તારા પ્રત્યેના મારા તિરસ્કારનું ખંડન થઈ શકશે નહિ. માટે જે સત્ય વાર્તા હોય તે જણાવી દે અને મારા આ ક્રોધને શમાવી દે." રાજકુમારે પોતાના ક્રોધને સહજ શાંત કરીને કહ્યું.

"પરંતુ ભાઈ, જો હું એ વાર્તા આપને વિદિત કરીશ, તો મારે તરત જ પત્થર થઈને પૃથ્વીપર પડવું પડશે, મારા આ જીવનનો અંત આવશે અને મારા કુટુંબને શોકનો ભયંકર આઘાત થશે." મંત્રિપુત્રે તે વાર્તા ન જણાવવાનું સ્પષ્ટ કારણ દર્શાવ્યું.

"શું તું મને છેક મૂર્ખ જ ધારે છે? તારી બનાવટી વાર્તાથી મને છેતરવા માગે છે? જો તારે તારા જીવનને મરણના મુખમાંથી બચાવવું હોય અને તારી કીર્તિને કલંકિત થતી અટકાવવી હોય, તો તારો તે વૃત્તાંત મને સત્વર જણાવી દે અને તારાપર થયેલા આક્ષેપનું નિવારણ કરી બતાવ." રાજકુમારે પુનઃ કોપના આવેશમાં આવીને કહ્યું.

રાજકુમારને બહુ બહુ સમજાવ્યા છતાં જ્યારે તેણે પોતાના દુરાગ્રહનો ત્યાગ ન કર્યો ત્યારે મંત્રિપુત્રે લાચારીથી પેલા વૃક્ષપરના પક્ષી અને પક્ષિણીનો વૃત્તાંત કહી સંભળાવવાનો આરંભ કર્યો અને અનુક્રમે સર્પસંહાર સુધીના બનાવો કહી સંભળાવ્યા. જ્યારે હાથીપર ચઢવાનો વૃત્તાંત કહ્યો ત્યારે મંત્રિપુત્ર કમ્મર સુધી પત્થર બની ગયો! ત્યારે તેણે કહ્યું કે; "આમ જુઓ ભાઈ! હું મારા પગથી તે કમ્મર પર્યન્ત પત્થર બની ગયો છું, માટે હવે વિશેષ વૃત્તાંત જાણવાની ઉત્સુકતા ન રાખો; કારણ કે, જો હું સર્વ વૃત્તાંત કહી સંભળાવીશ તો મારું આખું શરીર પાષાણનું બની જશે."

રાજકુમારે પોતાના મિત્રની તે વાર્તા ન સાંભળતાં બાકીનો સર્વ વૃત્તાંત જાણવામાટે તેને અતિશય આગ્રહ કર્યો અને તેથી મંત્રિપુત્રે પોતાના વર્ણનને લંબાવ્યું. જ્યારે તેણે સિંહદ્વારને તોડી નાખવાની વાર્તા કહી ત્યારે તે, પોતાની છાતી સુધી પત્થર બની ગયો અને ત્યાર પછી જ્યારે મત્સ્યનો આહાર કરવાનો વૃત્તાંત સંભળાવ્યો એટલે તે ગળા સુધી પત્થર બની ગયો. છેવટે નિરાશ થઈને મંત્રિપુત્રે કહ્યું કે;—"રાજકુમાર! તમને શું હજી પણ મારાપર વિશ્વાસ નથી આવતો? હવે મારું જીવન જવાની તૈયારીમાં છે, માટે તમારી જિજ્ઞાસુ વૃત્તિને શાન્ત કરો. જુઓ ભાઈ! હું મારા ગળા સુધી પત્થર બની ગયો છું, એટલે હવે વિશેષ વાર્તા જાણવાની તમારી જે ઇચ્છા હોય તેને અટકાવો. જો હું હવે તમારા શયનગૃહમાં આવવાનું કારણ કહી સંભળાવીશ, તો મારો જીવ

જતો રહેશે. શું હજી પણ તમે તે વાર્તા સાંભળવા માગો છો, મારા પરનો તમારો સંદેહ હજી પણ દૂર થયો નથી?"

મંત્રિપુત્રની કરુણાયુક્ત કથા સાંભળવા છતાં રાજપુત્રનું શંકાથી છલાછલ ભરેલું હૃદય લેશ પણ ન પીગળ્યું. તેણે પોતાના દુરાગ્રહને અચળ રાખીને કહ્યું કે:–"મંત્રિપુત્ર! તારે તારા બચાવની ખાતર અને મારા સંદેહને દૂર કરવામાટે મને તારો સર્વ વૃત્તાંત જણાવવો જ પડશે. નહિ તો હું એમ જ ધારીશ કે, તેં મારા શયનગૃહમાં અશ્લીલભાવથી જ પ્રવેશ કર્યો હતો. માટે તારા જીવનની રક્ષામાટે તારે જે કાંઈ જણાવવું હોય તે સત્વર જણાવી દે."

રાજપુત્રની રોષપૂર્ણ વાર્તા સાંભળીને મંત્રિપુત્રે અત્યંત નમ્રતાથી કહ્યું:–"ભાઈ! તમે જ્યારે તમારા દુરાગ્રહનો ત્યાગ નથી જ કરતા, ત્યારે હું હવે મારા જીવનની આશાનો ત્યાગ કરીને તમને બધી હકીકત જણાવી દઉં છું. પરંતુ આટલે સુધી મારું શરીર પત્થર બની ગયું છે, તેમ છતાં પણ તમને મારાપર વિશ્વાસ આવતો નથી, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. હજી પણ હું તમને વિનતિ કરીને કહું છું કે, તમે તમારા આ દુરાગ્રહનો ત્યાગ કરો."

"મંત્રિપુત્ર! જીવનની આટલી બધી આશા? તું તારા જીવનને જેટલું અમૂલ્ય ધારે છે, તેટલું તારી કીર્તિનું મૂલ્ય નથી માનતો, એ તારો મહા ભયંકર પ્રમાદ થાય છે. જો તું સાચો જ હોઇશ, તો ઈશ્વર તારી ગમે તે રીતે રક્ષા કરશે જ. માટે મરણના ભયને વિસારી દે અને સાચો વૃત્તાંત જણાવવામાટે સત્વર તત્પર થા." રાજકુમારે પોતાના હઠાગ્રહને ચાલૂ જ રાખ્યો.

"વારુ ભાઈ, ત્યારે હું મારો વૃત્તાંત આ ક્ષણે જ જણાવી દઉં છું, પરંતુ તે પહેલાં તમને એક વાર્તા જણાવી દેવાનું ઉચિત ધારું છું કે, કદાચિત્ મારા મૃત્યુ પછી જો તમને કાંઈ પશ્ચાત્તાપ થાય તો, મને પુનઃ જીવિત કરવાનો ઉપાય આ પ્રમાણેનો છે. મારા મૃત્યુ પછી, તમારે ત્યાં જે પ્રથમ પુત્રસંતાન થાય, તેને જન્મતાંની સાથે જ કાપી નાખીને તેના રક્તથી મારા આ શરીરનો જે પત્થર થાય તે પત્થરને રંગવાથી હું તરત જ જીવિત થઈ શકીશ. તમારા પુત્રના રક્તનો મારા શરીરને સ્પર્શ થશે કે, તરત જ હું પ્રથમ જે સ્થિતિમાં હતો તે સ્થિતિમાં આવી જાઈશ." આમ કહ્યા પછી મંત્રિપુત્રે જેવી રાજકન્યાના નાકમાંથી નીકળેલા સર્પની અને તેને કાપી નાખવાની વાર્તા કહી સંભળાવી કે, તત્કાળ તેના શરીરનો બાકી રહેલો ભાગ પત્થર થઇને, ધબ દઈને પૃથ્વીપર પડી ગયો! તે સમયે રાજકન્યાએ જોયું તો ગૂકદાનીમાં એક

કપાયલા સર્પના કકડા તેના જોવામાં આવ્યા. મંત્રિપુત્રનો સર્વ વૃત્તાંત સત્ય નીવડવાથી તેમના હૃદયમાં સંદેહનો અંશ માત્ર પણ રહ્યો નહિ. પરંતુ પોતાના પરમ પ્રિય અને સહાયક મિત્રનું આવી રીતે મૃત્યુ થયેલું જોઇને રાજકુમાર તથા રાજકન્યા અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યાં અને તેમના દુઃખનો પાર રહ્યો નહિ.

કેટલાક માસ વીતયા પછી રાજ્યકન્યા ગર્ભવતી થવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં. એ વેળાયે રાજકુમાર અને તેની પત્નીએ નિશ્ચય કર્યો કે, તેમને ત્યાં પુત્ર જન્મતાંની સાથે જ, તેને કાપી નાખીને, તેના રક્તવડે મંત્રિપુત્રના શરીરને રંગીને તેને પત્થરમાંથી પુનઃ મૂળ સ્થિતિમાં લાવવો જોઇએ. આમ દૃઢ નિશ્ચય કરીને તેમણે તે પત્થરને પોતાના ઘરના એક ખૂણામાં મૂકી રાખ્યો. કેટલાક માસ પછી પાતાળવાસિની રાજકુમારીના ગર્ભમાંથી એક અતિ સુંદર પુત્રરત્નનો જન્મ થયો. પુત્ર ઘણો જ રૂપસુંદર અને દેખાવડો હોવા છતાં પણ રાજકુમારે તેના તરફ લેશ માત્ર પણ દયા દર્શાવ્યા વગર પોતાના પ્રિય મિત્રના જીવનની રક્ષામાટે, તીક્ષ્ણ તલ્વારવડે તેના બે ટુકડા કરી નાખ્યા અને ત્યાર પછી તે છોકરાનું લોહી મંત્રિપુત્રના શરીરપર રેડી દીધું. તરત જ તે પાષાણશરીર અદૃશ્ય થયું અને મંત્રિપુત્ર પુનઃ પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયો! તેને પુનરુજ્જીવન પ્રાપ્ત થએલું જોઇને રાજકુમાર તથા પાતાળવાસિની રાજકન્યા અતિ પ્રસન્ન થયાં. પોતાના પુત્રના મૃત્યુનો લેશ માત્ર પણ શોક દર્શાવ્યા વિના તેઓ મંત્રિપુત્રની સાથે પ્રસન્નતાપૂર્વક વાર્તાલાપ કરવા લાગ્યાં. પરંતુ મંત્રિપુત્રને આવા સુકુમાર અને સુંદર પુત્રરત્નનું મરણ થએલું જોઇને અત્યંત ખેદ થવા લાગ્યો અને તેથી તે તેને બચાવવાના વિચારો કરવા લાગ્યો.

મંત્રિપુત્ર જાણતો હતો કે તેની સ્ત્રી કાળીમાતાની અનન્ય ભક્ત છે, તેથી કદાચિત્ તે આ બાળકની રક્ષા કરી શકશે. આથી તેણે વિચાર્યું કે, તેની સ્ત્રીને કાળીમાતાના મંદિરમાં મોકલીને રાજકુમારના પુત્રની રક્ષા કરાવવી જોઇએ. આ વખતે મંત્રિપુત્રની પત્ની તેના પિયરમાં હતી એટલે મંત્રિપુત્ર પોતાના મિત્રના પુત્રને એક પોટકામાં બાંધીને પોતાના સસરાને ત્યાં જઈ પહોંચ્યો. તેના સસરાના ઘરની સ્હામે એક આંબાવાડિયું હતું, ત્યાં આગળ જઇને મંત્રિપુત્રે એક વૃક્ષની શાખામાં રાજકુમારના પુત્રના શબને લટકાવી દીધું અને ઘણી જ સાવધાનીથી છુપાવી દીધું કે, જેથી બીજું કોઈ પણ તેને જોઈ શકે નહિ.

આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી તે પોતાની પત્નીને જઈ મળ્યો. મંત્રિપુત્રની સ્ત્રી પોતાના પતિને ઘણી મુદ્દતે મળેલો જોઇને અતિ

પ્રસન્ન થઈ, પરંતુ તેનો સ્વામી તેની સાથે કાંઈ પણ વાર્તાલાપ ન કરતાં ભયંકર ચિંતામાં નિમગ્ન થઈ ગયો. આ જોઇને તે શોકાતુર થઈ અને વિચારવા લાગી કે; તેનો સ્વામી સર્વદા તેની સાથે મધુર વાર્તાલાપ કરતો હતો અને આજે આવું મૌનવ્રત શામાટે ધારી રહ્યો હશે? આવા વિચારમાં ને વિચારમાં તે દિવસે દિવસે સૂકાવા લાગી. તેની આવી સ્થિતિને જોઇને મંત્રિપુત્રે પોતાના મિત્રના બાળકને જીવિત કરવાની તથા પોતાની ચિન્તાની સર્વ વાર્તા તેને કહી સંભળાવી. મંત્રિપુત્રની સ્ત્રી તે સર્વ વાર્તા સાંભળી લીધા પછી ત્યાંથી બહાર ચાલી ગઈ.

મંત્રિપુત્ર પણ તેની પાછળ પાછળ ચાલ્યો. કાળી માતાના મન્દિર પાસે આવીને તેણે જોયું તો, તેની સ્ત્રી કાળીનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવીને એવી પ્રાર્થના કરતી તેના જોવામાં આવી કે:–"હે પાપોદ્ધારિણી! જનતાપહારિણી! મહિષાસુરમર્દિની! દયાવતી કાળી માતા! તારી આ દીન સેવિકાપર દયા કરીને તેના એક મનોરથને પૂર્ણ કર. માતા! મારા એક દુઃખને દૂર કર!"

આવી કરુણાયુક્ત પ્રાર્થના સાંભળીને ભગવતી કાળી માતાએ પ્રસન્નતાપૂર્વક કહ્યું કે;–"મારી પ્રિયતમા સેવિકા! આજે તું શા ઉદ્દેશથી મારી પાસે આવી છે? તું તારા સ્વામીનાં દર્શન કરવાની ઘણા દિવસથી જિજ્ઞાસા રાખતી હતી, તેનો મેળાપ તો મેં તને કરાવી આપ્યો છે, તો પછી આજે વળી એવું તે શું દુઃખ આવી પડ્યું છે, કે તું આ પ્રમાણે મારું રટણ કરી રહી છે?"

આ સાંભળીને મંત્રિપુત્રની સ્ત્રીએ કહ્યું કે;–"કાળી માતા! મારા સ્વામી આવ્યા છે એ ખરું, પરતુ તેઓ અહીં આવીને મારી સાથે વાર્તાલાપ પણ કરતા નથી અને એક ભયંકર ચિન્તામાં રાત્રિ દિવસ નિમગ્ન રહ્યા કરે છે; માટે કૃપા કરીને તેમના હૃદયની તે ચિન્તાને પરહરો અને મારા પ્રિયતમ પતિને મારા પ્રત્યે સ્નેહલાગણી ધરાવે તેવી પ્રેરણા કરો."

"બેટા! પ્રથમ તું તારા સ્વામીને તેના દુઃખનું કારણ પૂછી આવ અને ત્યારપછી મારી પાસે આવીને તેના મનની સર્વ સ્થિતિ મને જણાવ એટલે હું તરત જ તેનાં તેમ જ તારાં સર્વ દુઃખોને દૂર કરીશ." કાળી માતાએ કહ્યું.

મંત્રિપુત્ર અદૃશ્ય રહીને આ સર્વ વાર્તાલાપ સાંભળતો હતો, એટલે તરત જ ત્યાંથી તે પોતાના શયનમંદિરમાં આવીને સૂઈ ગયો. ત્યાર પછી બીજે દિવસે જ્યારે તેને તેની સ્ત્રીએ પૂછ્યું કે;–"પ્રિય પ્રાણાધાર! તમે નિત્ય આમ ચિંતાતુર શામાટે રહો છો? આપને આ પ્રમાણે

શોકમગ્ન જોઇને મારું હૃદય પણ દુઃખિત થયા વિના રહેતું નથી, માટે કૃપા કરીને આપને જે કાંઈ દુઃખ કિંવા ચિંતા હોય તે જણાવી દ્યો એટલે ભગવતી કાળીનું સ્મરણ કરવાથી તે સર્વ દૂર થઈ જાય. આપ આવી રીતે દુઃખમાં ને દુઃખમાં દિવસો ગાળો અને હું સુખમાં રહું, એ મારાથી જોઈ શકાતું નથી. હું તો આપના સુખે સુખી અને આપના દુઃખે દુઃખી છું; માટે આપ સત્વર આપના દુઃખનું કારણ જણાવી દ્યો."

પોતાની પત્નીની વિનયયુક્ત વાર્તા સાંભળીને મંત્રિપુત્ર અતિ પ્રસન્ન થયો અને તેની આવી સ્વામિભક્તિને જોઇને તે તેને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કેઃ–"પ્રિયતમા પ્રાણેશ્વરી! આજે તારા મુખમાંથી નીકળતી આ શબ્દસુધાની ધારાનું પાન કરીને હું પૂર્ણ તૃપ્ત થયો છું. તારી આવી અનુપમ સ્વામિભક્તિ જોઇને મારા આનંદનો અવધિ થયો છે. પરંતુ, પ્રિયે! એક દારુણ દુશ્ચિંતાએ મારા હૃદયને હચમચાવી દીધું છે અને તે સાથે જ મેં હાથમાં લીધેલા એક કાર્યના બોઝાએ મને છેક જ્ઞાનશૂન્ય બનાવી દીધો છે." આમ કહીને તે મંત્રિપુત્રે પોતાના પરમ મિત્ર રાજકુમારનો તથા તેના બાળકનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. મંત્રિપુત્રની પત્નીએ પોતાના પતિના મુખમાંથી નીકળતી સર્વ વાર્તાને એકાગ્ર ચિત્તે સાંભળી લીધી અને તે દિવસે રાત્રે જ તે પુનઃ કાળી માતાના મંદિરમાં જઈને શાન્ત ચિત્તે તેનું સ્મરણ કરતી કહેવા લાગી કે;–"હે જગજ્જનનિ! માયાળુ કાળી માતા! તારી આ દીન સેવિકાનું દુઃખ ભાંગવા તૈયાર થા, તારા કહેવા પ્રમાણે હું મારા સ્વામી પાસેથી તેમના દુઃખનું સર્વ કારણ જાણી આવી છું; માટે હે માતા! મારા તથા મારા સૌભાગ્યના આધારરૂપ મારા પતિ દેવના દુઃખને દૂર કર, તેમના હૃદયની જ્વાળાને શાંત કર."

આ સાંભળીને કાળી માતાએ કહ્યું કેઃ–"પ્રિય પુત્રી! તારા પતિને શું દુઃખ છે વારુ?"

માતાના પ્રશ્નના ઉત્તરમાં મંત્રિપુત્રની પત્નીએ, મંત્રિપુત્ર, રાજકુમાર અને રાજકુમારના પુત્રનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

કાળી માતાએ એક મનથી તેની વાર્તા સાંભળી લીધી અને ત્યાર પછી જણાવ્યું કેઃ–"વારુ બેટા! તે મરેલા બાળકને સત્વર મારી પાસે લાવ, હું તેને પુનઃ સજીવન કરી આપું છું. બાળકના સંબંધમાં તું લેશ પણ ચિંતા રાખીશ નહિ, તે જીવિત થવાનું જ છે. જ્યારે તે જીવિત થશે એટલે તારા પતિનું સર્વ દુઃખ અને સર્વ ચિંતાઓ દૂર થશે અને ત્યાર પછી તે તારા પ્રત્યે પ્રથમ પ્રમાણેનો જ સદ્ભાવ રાખશે."

બીજે દિવસે રાત્રે મંત્રિપુત્રની સ્ત્રી મરેલા બાળકને કાળીના મંદિરમાં લઈ ગઈ અને ત્યાંથી તેને સંજીવન કરાવીને પાછી પોતાને ઘેર

આવી પહોંચી. આ જોઇને મંત્રિપુત્રના આનંદની સીમા ન રહી. તરત જ તે પોતાની પત્ની તથા તે સંજીવન થએલા બાળકને પોતાની સાથે લઇને રાજપુત્રની પાસે આવી પહોંચ્યો. પોતાના પુત્રને પુનઃ પ્રાપ્ત કરી શકવાથી રાજકુમારને અત્યંત આનંદ થયો અને તેના સભારંભમાં તેણે એક ઉત્સવ ઉજવવાની યોજના કરી. તેવી જ રીતે પાતાલવાસિની રાજકન્યા પણ અત્યંત પ્રસન્ન થઈ. આ સમયે તેને કેટલો આનંદ થયો હશે તેનું વર્ણન કરવાની શક્તિ અમારી આ ક્ષુદ્ર લેખિનીમાં નથી. *આ સર્વ ઘટના બની ગયા પછી તેઓ સર્વ અતિશય આનંદ*પૂર્વક પોતાનો ગૃહસંસાર ચલાવવા લાગ્યા.

---

## દરિદ્ર બ્રાહ્મણ

### અથવા

### વસુ વિના નર પશુ !

એક ગામમાં એક ગરીબ બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા ત્રણ સંતાનો સાથે રહેતો હતો. તે બ્રાહ્મણ કદાપિ અસત્ય અથવા મિથ્યા સંભાષણ કરતો નહિ તેમ જ પારકી વસ્તુને હરામખોરીથી પ્રાપ્ત કરવાની ખોટી આકાંક્ષા પણ રાખતો નહિ. કેવળ યજમાનને ત્યાંથી લગ્ન અથવા મરણના પ્રસંગે યજમાનવૃત્તિ કરવાથી મળતા અન્ન વસ્ત્ર અને દ્રવ્યદ્વારા તે પોતાનું ગુજરાન ચલાવતો હતો, પરંતુ વારંવાર લગ્નના અથવા મરણના પ્રસંગો કોઇને ત્યાં આવતા નથી, તેથી તે બિચારા બ્રાહ્મણને તથા તેના કુટુંબને ઘણીકવાર ભૂખના કડાકા વેઠવાનો તથા વસ્ત્રના અભાવે નગ્ન રહેવાનો વખત પણ આવી જતો હતો.

હમેશાં એક હજાર વાર દુર્ગાદેવીના નામનો જપ કર્યા પછી જ તે બ્રાહ્મણનો અન્ન જળ લેવાનો નિયમ હતો. પરંતુ તેની સ્થિતિ બહુ જ ખરાબ હતી. ભિક્ષા માગીને તે જેમ તેમ પોતાનું ગુજરાન ચલાવતો હતો. પણ કેટલીવાર એવો વખત પણ આવી જતો કે, તેનાં છોકરાં ઊંચાંને ટુકડો રોટલો પણ મળતો નહિ. પોતાનાં સંતાનોને અન્નનો પોકાર કરતાં તથા ભૂખે ટળવળતાં જોઇને બ્રાહ્મણની છાતી ફાટી જતી હતી તેમ જ તેની ઘરવાળીનાં મેણાં ટોણાં તો તેને માટે વજ્રના આઘાત સમાન જ થઈ પડતાં હતાં.

બ્રાહ્મણ આવાં ભયંકર સંકટોને સહન ન કરી શકવાથી એક દિવસ પોતાના ગામથી બહુ જ દૂર આવેલા એક જંગલમાં જઇને દુર્ગા માતાનું સ્મરણ કરતો કહેવા લાગ્યો કે;—"હે દુર્ગામાતા ! જગજ્જનનિ ! દુઃખદમની ! તું મારા આ ભયંકર દુઃખને દૂર કર. હવે મારાથી આ

ભૂખનું દુ:ખ વેઠી શકાતું નથી, માટે હે દયાળુ દેવી! તારા આ દીન સેવકપર જરા દયા કર. માતા! હું મારા પોતામાટે તારી પાસે યાચના કરતો જ નથી; પરંતુ મારાં નાનાં નાનાં બાળકોની પીડા અને દુઃખ હવે મારાથી દેખી શકાતાં નથી, તેમનો કકળાટ મારાથી હવે સહી શકાતો નથી. માટે હે જનની દુર્ગે! આ દુ:ખમાંથી મારો ઉદ્ધાર કર, અન્ન અને વસ્ત્રના અભાવને દૂર કર."

જે સમયે બ્રાહ્મણ દુર્ગાદેવીની આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યો હતો, તે સમયે કૈલાસપતિ મહાદેવ અને ભગવતી દુર્ગા એટલામાં જ ભ્રમણ કરી રહ્યા હતા; એટલે બ્રાહ્મણનો કરુણ સ્વર સાંભળીને ભગવાન્ મહાદેવે દુર્ગાને ઉદ્દેશીને કહ્યુ કે;–"દેવી દુર્ગે! તમારું નામ લઇને, આમ જુઓ કોઇક રડી રહ્યુ છે. જરા જુઓ તો ખરાં કે એ રડનાર વ્યક્તિ કોણ છે અને શા કારણથી રડી રહી છે?"

દુર્ગાએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે:–"પ્રભો! તે મારો એક ગરીબ અને દરિદ્ર બ્રાહ્મણ ભક્ત છે. બ્રાહ્મણ અતિ દરિદ્રી છે. નિત્ય તે મારા નામનો એક હજાર વાર જપ કર્યા પછી જ અન્ન જળને ગ્રહણ કરે છે, મારામાં તેનો પૂર્ણ વિશ્વાસ છે, એટલે તે પોતાનું દુઃખ દૂર કરવાની આશાથી જ અહીં આવેલો છે, માટે આપણે તેના દુઃખનું સત્વર નિવારણ કરવું જ જોઇએ."

આ સાંભળીને મહાદેવે કહ્યુ–"ભલે, ભગવતી, જો તમારી એવી જ ઇચ્છા છે, તો ચાલો આપણે તેની પાસે જઇને, તેના દુઃખને દૂર કરવાનો યત્ન કરીએ." એમ કહીને ભગવાન્ મહાદેવ તથા દેવી દુર્ગા ઉભય તે બ્રાહ્મણ પાસે આવીને કહેવા લાગ્યાં કે;–"અરે બ્રાહ્મણ! તું આમ રડે છે શામાટે? તને શું દુઃખ છે, વારુ? કહે જોઇએ કે, તને શું જોઇએ છે?"

બ્રાહ્મણે અચાનક આવા શબ્દો સાંભળવાથી પોતાની બંધ આંખોને ઉઘાડીને જોયું તો, પોતાની સ્હામે જ શિવ તથા દુર્ગાને ઉભેલાં જોયાં. એટલે તરત જ તે સાષ્ટાંગ પ્રણામ કર્યા પછી હાથ જોડીને બોલ્યો;– "માતા દુર્ગા અને પિતા મહાદેવ! હું અત્યંત ગરીબ અને દરિદ્ર હોવાથી મારાં છૈયાં છોકરાં ભૂખના દુઃખમાંથી મુક્ત થઇને સુખેથી ખાતાં પીતાં થાય, તેવી વ્યવસ્થા કરવાની આશાથી જ આપની પાસે આવ્યો છું. માટે દીનવત્સલ દેવ! આપે મારા તે દુઃખનું નિવારણ કરવું જ જોઇએ."

બ્રાહ્મણની નમ્રતા તેમ જ દીનતાયુક્ત પ્રાર્થના સાંભળીને દુર્ગાદેવીને દયા આવી, એટલે તેમણે બ્રાહ્મણના હાથમાં એક હાંલ્લું આપીને કહ્યું

કે.–"મારા પ્રિય બ્રાહ્મણ ભક્ત, આ હાંલ્લું હાલ તરત તું લઈ જા આથી તારા કુટુંબની ભૂખનું નિવારણ થશે અને તારો અન્નનો અભાવ પણ ચાલ્યો જશે. આ હાલ્લાને ઉંધું કરીને હલાવીશ એટલે, તેમાંથી ઘણો જ સુંદર સ્વાદિષ્ઠ મીઠો ભાત નીકળશે અને તેથી તું તારા કુટુંબનું ગુજરાન સારી રીતે ચલાવી શકીશ."

બ્રાહ્મણે દુર્ગાના ચરણોમાં મસ્તક નમાવી તે હાલ્લું લઈલીધું અને ત્યાર પછી કેટલીક વારે જોયું તો, ભગવાન્ મહાદેવ અથવા તો દેવી દુર્ગા આદિ કોઈ પણ દેખાયું નહિ. ત્યાં તેણે કેવળ પોતાને એકલાને જ ઉભેલો જોયો!

પોતાનું કાર્ય સફળ થયેલું જોઇને બ્રાહ્મણને અતિ આનંદ થયો. ત્યાર પછી તે દેવીએ આપેલા હાલ્લાને સાથે લઇને પોતાના ઘર તરફ જવાને વિદાય થયો. કેટલેક દૂર ગયા પછી માર્ગમાં એક નદી આવી, એટલે બ્રાહ્મણે સ્નાનાદિ ક્રિયાને સંપૂર્ણ કરીને હાલ્લામાંથી કાંઇક મીઠો ભાત ખાઇને પોતાની ભૂખને ટાળવાનો વિચાર કર્યો. નદીમા સ્નાન કર્યા પછી તેણે એક હજાર વાર દુર્ગાના નામનો જપ કર્યો અને ત્યાર પછી હાલ્લાને ઉંધું વાળીને જરાક હલાવ્યું એટલે તેમાંથી અતિ સુંદર મીઠો ભાત નીકળી પડ્યો. બ્રાહ્મણ તરત જ તે આરોગવા લાગ્યો અને વચ્ચે વચ્ચે પોતાના મન સાથે જ કહેવા લાગ્યો કે–"અહા! કેવો સુંદર મીઠો ભાત! કેવો ચમત્કારિક મીઠો સુગંધ!"

આવા ઉદ્‌ગારો કાઢતાં કાઢતા બ્રાહ્મણે પેટ ભરીને જમી લીધું અને તે પાછો આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતા એક ગામમાં આવી પહોંચ્યો, ત્યારે સંધ્યા થઈ ચૂકી હતી એટલે, બ્રાહ્મણે વિચાર્યું કે, "આજે હવે ઘેર પહોંચવું અસંભવિત છે; કારણ કે, માર્ગમા વાઘ, વરૂ આદિ જંગલી પશુઓનો ભય છે અને રાત્રિ પણ અંધારી છે. માટે અત્યારે તો ગમે તેમ કરીને અહીં જ રાત ગાળી નાખવી ઉચિત છે." આમ ધારીને તે બ્રાહ્મણ તે ગામના એક મોદીની દુકાન આગળ આવી લાગ્યો. ત્યાં આવીને બ્રાહ્મણે કહ્યું કે–"મોદી મહાશય! મારે બીજી કાંઈ જણસ જોઇતી નથી, માત્ર જળપાન કરીને જ રાત વીતાડવાની મારી ઇચ્છા છે; માટે મને કેવળ એક લોટો પાણી જ લાવી આપો."

પોતાને ત્યાંની કોઈ પણ વસ્તુ વેચાવાની નથી, એમ જાણીને મોદીએ ઉદાસીન થઇને તે બ્રાહ્મણને પાણીનો એક લોટો લાવી આપ્યો. ત્યાર પછી બ્રાહ્મણે એક બાજૂએ બેસીને પેલા હાલ્લામાંથી મીઠો ભાત બહાર કાઢીને ખાવા માંડ્યો અને પછી જળપાન કરીને તે એક જગ્યાએ જઇને સુખે સૂઇને આરામ લેવા લાગ્યો.

બીજી બાજૂએ એવું બન્યું કે, તે મોદી ઘણો જ ચાલાક હોવાથી તેણે દૂર બેઠાં જોયું કે, બ્રાહ્મણના હાંલ્લામાંથી વગર મહેનતે મીઠા ભાત નીકળી પડે છે. ત્યારે તે વિચારવા લાગ્યો કેઃ–"આ હાંલ્લામાંથી સ્વાભાવિક જ ભાત નીકળી શકે છે, તેથી જ આ બ્રાહ્મણે મારી દુકાનેથી ખાવાની વસ્તુઓ લીધી નથી; માટે એ હાંલ્લાને મારે કોઈ પણ રીતે મેળવવું જોઇએ." આ પ્રમાણે વિચાર કર્યા પછી, જ્યારે બ્રાહ્મણ છેક ઉંઘી ગયો, ત્યારે મોદીએ ધીરેથી બ્રાહ્મણના તે હાંલ્લાને ઉપાડી લઇને તેની જગ્યાએ તેવા જ પ્રકારનું એક બીજું હાંલ્લું લાવીને મૂકી દીધું.

બ્રાહ્મણ સીધો સાદો અને સરળ પ્રકૃતિનો માણસ હતો, તેથી આ સર્વ ઘટનાના રહસ્યને તે જાણી શક્યો નહિ. પ્રભાતમાં ઉંઘમાંથી ઊઠતાંની સાથે જ તે હાંલ્લું લઇને તે પોતાના ગામ તરફ જવાને રવાના થયો. ત્યાર પછી ઘેર આવીને તે પોતાની ધણીઆણીને કહેવા લાગ્યો કેઃ–"બ્રાહ્મણી, આટલા દિવસે માતા દુર્ગાએ પ્રસન્ન થઇને આપણી ભૂખના સર્વ દુઃખને દૂર કર્યું છે. ભગવાન્ મહાદેવે અને માતા દુર્ગાએ દયા કરીને અને આ હાંલ્લું આપ્યું છે. આ હાંલ્લું અતિ ચમત્કારિક છે; કારણ કે, ઉંધુ વાળીને હલાવતાંની સાથે જ આમાંથી ઘણો જ સુંદર મીઠો ભાત બહાર નીકળી આવે છે.!"

આ સાંભળીને બ્રાહ્મણીએ કહ્યું કેઃ–"તમે આવી મશ્કરી તે શું કરતા હશો? આવું જૂઠું ન બોલતા હો તો, તમને શી હાનિ થાય વારુ? ક્યાં છે, તમારું તે ચમત્કારિક હાંલ્લું, જરા બતાવો તો ખરા."

બ્રાહ્મણ હાંલ્લાને ઉંધું વાળીને ખૂબ હલાવવા લાગ્યો, પરંતુ તેમાંથી મીઠો ભાત નીકળ્યો નાહ.

બ્રાહ્મણીએ કોપાયમાન થઇને કહ્યું કેઃ–"દુઃખને લીધે તમારું મસ્તક ખરાબ થઈ ગયું હોય, એમ જણાય છે; નહિ તો આવી તદ્દન નાપાયાદાર વાર્ત્તા તમે કહો પણ ખરા કે!"

બ્રાહ્મણીનાં તિરસ્કારયુક્ત વાક્યો સાંભળીને બ્રાહ્મણનું હૃદય છેક નિરાશ બની ગયું અને પોતાના મસ્તકપર જાણે વજ્રાઘાત થયો ... યની! એવો ભાવ દર્શાવીને તે તત્કાળ પોતાના ઘેરથી પુનઃ ચાલી ... ત્યાર પછી ચાલતાં ચાલતાં તે જંગલમાં આવીને ફરીવાર દુર્ગા માતાના નામનો જપ કરવા લાગ્યો. બ્રાહ્મણને એકાગ્ર ચિત્તથી પોતાનું સ્મરણ કરતો જોઇને ભગવાન્ મહાદેવ અને દેવી દુર્ગા તે સ્થાનમાં આવી લાગ્યાં.

ત્યાર પછી કેટલીક વારે મહાદેવે કહ્યું કેઃ–"ભગવતી દુર્ગા! આજે તમારો તે બ્રાહ્મણ ભક્ત અહીં આવીને તમારા નામ સ્મરણમાં લીન થએલો છે, તેને જરા પૂછો તો ખરાં કે, તે પુનઃ અહીં શામાટે આવ્યો છે?"

દુર્ગા દેવીએ ઉત્તર આપ્યું કેઃ–"કૈલાસપતિ મહાદેવ! એ બ્રાહ્મણ અતિ સરળ હૃદયનો છે અને તેથી એને કોઇએ છેતરી લીધો હોય તેમ જણાય છે. આપ સર્વજ્ઞ છો, એટલે મારે વિશેષ કહેવાની કાંઈ જરૂર નથી, છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે, આ મૃત્યુ લોકમાં ઠગ અને લુચ્ચા લોકોના હાથે બિચારા સરળ માણસો હમેશાં ઠગાઈ જાય છે અને તેવી જ રીતે આ બ્રાહ્મણની દશા થઈ હોય, તો તે સર્વથા સંભવિત જ છે."

ભગવાન્ શિવે પ્રસન્ન ચિત્તે કહ્યું કેઃ–"ભલે ત્યારે, તેના દુઃખનું નિવારણ કરો."

મહાદેવજીની આ વાર્તા સાંભળીને દેવી દુર્ગાને અત્યંત આનંદ થયો, અને તરત જ તેમણે બ્રાહ્મણ પાસે જઇને પૂછ્યું કેઃ–"અરે, ઓ બ્રાહ્મણ! આજે વળી તુ અહીં શામાટે આવ્યો છે? તારા દુઃખને દૂર કરવાનો યોગ્ય માર્ગ મેં તને બતાવ્યો છે, છતાં તું આજે આવી કંગાલ સ્થિતિમાં કેમ જણાય છે?"

બ્રાહ્મણે રડતાં રડતાં પોતાનો સર્વ વૃત્તાંત દુર્ગામાતાને કહી સંભળાવ્યો. એટલે દુર્ગાદેવીએ કહ્યું કેઃ–"બ્રાહ્મણ! તું તદ્દન સીધો સાદો અને સરળ પ્રકૃતિનો પુરુષ છે, એટલે તારું હાંલ્લું કોણ લઈ ગયું છે, તેની પણ તને હજી ખબર પડી શકી નથી. ભાઈ! સંસારમાં ડગલે ને પગલે સાવધ રહેવાની જરૂર છે. જો જરાક ગફલત કરી કે, તરત જ પ્રપંચીઓના સપાટામાં સપડાઈ જવું પડે છે, માટે હવેથી બરાબર સાવચેતી રાખજે. સાંભળ ત્યારે, તારું હાંલ્લું તું જે મોદીને ત્યાં તું ઉતર્યો હતો, તે જ મોદીએ લઈ લીધું છે, માટે હવે બીજીવાર તેનાથી ચેતતો રહેજે. આજે હું તને આ બીજું હાંલ્લું આપું છું અને એને બરાબર સંભાળજે. ફરીવાર એ પણ ન ચોરાઈ જાય, એની ખાસ કાળજી રાખજે."

આમ કહીને દુર્ગાદેવીએ તેના હાથમાં એક હાંલ્લું આપ્યું અને ત્યાર પછી તેઓ ભગવાન્ મહાદેવ સહિત અંતર્ધ્યાન થયાં.

બ્રાહ્મણને ફરીવાર હાંલ્લું મળવાથી અતિ આનંદ થયો અને તે તરત જ તે હાંલ્લું લઇને ત્યાંથી પોતાના ઘર તરફ જવાને વિદાય થયો. ચાલતાં ચાલતાં પાછો તે પૂર્વોક્ત નદી આગળ આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે સ્નાનાદિ ક્રિયા કરીને એક હજાર વાર દુર્ગાના નામનો જપ કર્યો અને ત્યાર પછી મીઠાભાત મેળવવાની આશાથી તે હાંલ્લાને ઉંધું કરીને હલાવવા લાગ્યો, એટલે તેમાંથી પાંચ ૭ દૈત્યોએ બહાર નીકળીને બ્રાહ્મણના શરીરપર અચ્છી રીતે મારનો સપાટો ચલાવવા માંડ્યો. આથી બ્રાહ્મણ તો ગભરાઇને કહેવા લાગ્યો કેઃ–"અરે બાપરે! મારી નાખ્યોરે!

હાય! હાય! આ તે શી પીડા આવી પડી! અરે છોડો, ભાઈ છોડો, મને ગરીબને ન મારો. માતા દુર્ગા તમોને શાપ દેશે, મારી નાખશે! માટે ભાઈ, મને ન મારો, ન મારો."

પરન્તુ દૈત્યો તેને કાંઈ સહજમાં છોડી દે તેવા નહોતા. અર્થાત્ તેઓ બ્રાહ્મણના બોલવા તરફ કાંઈ પણ ધ્યાન આપ્યા વિના બ્રાહ્મણના શરીરપર હસ્તાઘાત કરવા લાગ્યા. આ વેળાયે બ્રાહ્મણના મનમાં એક પ્રકારનો વિચાર ઉદ્ભવતાં તેના પરિણામે તેણે તરત જ તે હાંલ્લાંને ઉલટાવી દીધું, અને તેથી દૈત્યવીરો ત્યાંથી અદશ્ય થઈ ગયા. આથી બ્રાહ્મણ સમજી શક્યો કે, "માતા દુર્ગાએ આ વખતે તે દુષ્ટ મોદીને માટે જ આવી વ્યવસ્થા કરી રાખી છે, માટે હવે મારે તેને ત્યાં જ જવું જોઇએ તે મારો ખેરો જેવો પાજી છે તેવી જ તેના માટે આ શિક્ષા પણ તાજી છે. ભગવતી દુર્ગાએ ઘાટ તો ઠીક ઘડી આપ્યો છે, માટે મારે પણ હવે તેને ઉચિત શિક્ષા આપવી જ જોઇએ."

આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને બ્રાહ્મણ ત્યાંથી તે મોદીની દુકાન તરફ રવાના થયો. મોદીએ આ વખતે પણ બ્રાહ્મણનો સારો સત્કાર કર્યો. બ્રાહ્મણે જરા વાર આરામ લીધા પછી મોદીને પણ મારના સપાટામાં લાવવાના ઉદ્દેશથી તેને સબોધીને કહ્યું કે,–"મોદી ભાઈ! મારા આ હાંલ્લાનું જરા ધ્યાન રાખજો, હું હમણાં જ નદીએ સ્નાન કરીને પાછો આવું છું." આમ કહીને બ્રાહ્મણ ત્યાંથી નીકળીને સહજ દૂર આવેલા એક મકાનમાં મોદીનો તમાશો જોવામાટે સતાઈ ગયો.

બીજી બાજૂએ મોદીએ વિચાર્યું કે, "પ્રથમના હાલ્લામાંથી ભીમભાત નીકળતા હતા, તો આ હાલ્લામાંથી અવશ્ય સંદેશ* જ નીકળશે." આમ ધારીને તે તરત જ તે હાલ્લાંને ઉધું વાળીને હલાવવા લાગ્યો કે, તરત જ પાંચ સાત દૈત્યોએ બહાર આવીને મોદીને સારી રીતે પીટવા માંડ્યો. કોઈ લત્તાપ્રહાર કરવા લાગ્યા તો કોઈ ઠીકા પાટુથી જ મોદીના શરીરને ચૂર્ણ કરવા લાગ્યા. આવો અસહ્ય માર ન સહી શકવાથી મોદી બરાડા પાડતો અને પોકપોક મૂકતો કહેવા લાગ્યો કે;–"ઓ બાપરે! મારી નાખ્યોરે! હાય હાય મારી નાખ્યો રે! કોઈ બચાવો–બચાવો!!"

મોદીનો ચીત્કાર સાંભળીને તેની સ્ત્રી તથા છૈયાં છોકરાં "શું થયું, શું થયું?" કહેતાં કહેતાં દોડી આવ્યાં. દૈત્યો તેમને પણ ખૂબ મારવા લાગ્યા, એટલે બ્રાહ્મણ ધીમે ધીમે તે તરફ આવવા લાગ્યો. બ્રાહ્મણને

* સંદેશ–પેંડા જેવો એક મીઠો પદાર્થ વિશેષ વિવરણમાટે બંગાળાની જૂની વાર્તાઓના પ્રથમ ખંડના ૩૬ મા પૃષ્ઠની ટીપ્પણી જુઓ.

છેક પોતાની નજીક આવેલો જોઇને મોદી તેના પગ પકડીને રડતો રડતો કહેવા લાગ્યો કે:-"બ્રહ્મદેવ! મારી રક્ષા કરો. આ દુષ્ટ દાનવોના સપાટામાંથી મારો બચાવ કરો. હું તમને તમારૂં મીઠાભાતવાળું હાંલ્લું આ ક્ષણે જ આપી દઉં છું, પણ હવે મારાથી આ માર સહન થઈ શકતો નથી. માટે મારો જલદી છૂટકો કરો."

આ સાંભળીને મોદીની સ્ત્રી તથા છોકરાં પણ કકળાટ કરતાં કહેવા લાગ્યાં કે:-"ઓ મહારાજ! આ દૈત્યોએ તો અમારા પ્રાણ કાઢી નાખ્યારે, રક્ષા કરો-બચાવો! અમે હવે કદાપિ આવું ખોટું કામ નહિ કરીએ, પણ અત્યારે તો અમારા જીવ જતા અટકાવો-અટકાવો."

મોદી તથા તેના કુટુંબનો હાહાકારજનક કરુણ સ્વર સાંભળીને બ્રાહ્મણ બોલી ઉઠ્યો કે:-"જોયું મોદી મહાશય! અનીતિનું કેવું ભયંકર પરિણામ મળે છે તે? પણ જાઓ, હવેથી કોઇની સાથે પણ આવી દગાબાજી કરશો નહિ. લાવો મારું હાંલ્લું આપી દો, એટલે હું તમને આ દૈત્યોના મારથી બચાવું છું." આમ કહીને બ્રાહ્મણે તે દૈત્યોના હાંલ્લાંને ઉઘાટાવી દીધું, એટલે દૈત્યો ત્યાંથી તરત જ અદશ્ય થઈ ગયા.

બ્રાહ્મણના આ કાર્યથી સર્વને અતિ આશ્ચર્ય થયું અને મોદીએ કમ્પતાં કમ્પતાં મીઠાભાતનું હાંલ્લું લાવીને બ્રાહ્મણના હાથમાં આપ્યું. બ્રાહ્મણે બરાબર પરીક્ષા કરીને તે હાંલ્લું લઈ લીધું.

ત્યાર પછી બન્ને હાંલ્લાંને પોતાની સાથે લઇને બ્રાહ્મણ બારોબાર પોતાના ઘર તરફ જવાને રવાના થયો. ઘેર આવ્યા પછી પોતાની પત્ની તથા છોકરાં છૈયાં આદિ સર્વને બોલાવીને તે કહેવા લાગ્યો કે;-"તમો સર્વ અહીં આવો અને ઘરમાંનાં બધાં હાંલ્લાં કુલ્લાંને પણ અહીં લેતાં આવો."

આ સાંભળીને બ્રાહ્મણી બોલી ઉઠી કે:-"વારંવાર આવી ગાંડાઈ કરો, તે ઠીક નહિ. ઘરમાંનાં સઘળાં હાંલ્લાં કુલ્લાંને એક જગાએ એકઠાં કરવાથી શો લાભ થાય તેમ છે? મને લાગે છે કે, આજે તમે મીઠાભાતનાં હાંલ્લાંને બદલે સન્દેશનું હાંલ્લું લાવ્યા હશો, તેથી જ આટલા બધા ફુલાયલા જણાઓ છો. પણ જો જો કે, પ્રથમના જેવું જ કદાચિત્ ન બની જાય. આવ્યા છો તો હસતા હસતા પરંતુ પાછા જવું પડે નહિ ક્યાંક ખસતા ખસતા!"

પોતાની પત્નીની ઠંડી મશ્કરી સાંભળીને બ્રાહ્મણ મહાશય જરા ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને તથા આંખો લાલચોળ કરીને કહેવા લાગ્યા કે:-"બ્રાહ્મણી! તું તારી મશ્કરીને જરાવાર બાજૂએ રાખ અને જો તારૂં સારું ઇચ્છતી હોય તો, મેં કહ્યું તે લાવી આપ."

બ્રાહ્મણ મહાશયને જરા રોષમાં આવેલા જોઇને, બ્રાહ્મણીને કાંઇક વિશ્વાસ થવા લાગ્યો કે:-"આ વખતે મહારાજ કાંઇક પરાક્રમ કરીને આવ્યા હોય તેમ જણાય છે, ભૂખના દુઃખને ટાળવાનો ઉપાય શોધતા આવ્યા હોય તેમ દેખાય છે." આમ ધારીને તેમ જ બ્રાહ્મણના ભયને લીધે તેણે ઘરમાંના સર્વ વાસણ કૂસણ અને હાંલ્લાં આદિ લાવીને તેની આગળ મૂકયાં. ત્યાર પછી બ્રાહ્મણે લાવેલા હાંલ્લાંને ઉંધું વાળીને હલાવવા માંડયું; એટલે તેમાંથી ધીમે ધીમે સોનાના જેવો સુંદર મીઠો ભાત નીકળવા માંડ્યો. તે ભાતનો સુગંધ અતિ મધુર હતો! તેનાં છોકરાં છૈયાં તો તે ખાઇને ખુશ ખુશ થઈ ગયાં અને કહેવા લાગ્યાં કે;-"આવો ભાત તો અમે અમારા આખા જન્મારામાં પણ ખાધો નથી."

બ્રાહ્મણીએ તો ઘરમાંનાં તમામ વાસણ કૂસણ અને હાંલ્લાં વગેરેને તે ભાતથી ભરચક ભરી દીધાં. ત્યાર પછી બીજે દિવસે તે બ્રાહ્મણે મીઠા ભાતની એક દુકાન માંડી. જોતજોતાંમાં બ્રાહ્મણના તે ભાતની ખ્યાતિ દેશોદેશમાં થવા લાગી. ત્યાર પછી બે ત્રણ વર્ષ જતાં ન જતાં તો તે બ્રાહ્મણ એક ગરીબમાંથી અમીર થઈ પડ્યો. નાની જેવી ઝૂપડીમાંથી રાજાના મહાલય જેવા મકાનનો માલિક થઈ ગયો અને તેની પ્રતિષ્ઠા પણ જામી ગઈ. તે જર, જેરૂ અને જમીન તરફથી સારું સુખ મેળવવા લાગ્યો તથા મોટા મોટા ધનવાનોને ત્યાં પોતાનાં સંતાનોને વરાવી શકયો.

ત્યાર પછી એક દિવસ એવું બન્યું કે, બ્રાહ્મણ અમુક એક કાર્યવશાત્ દુકાનમાંથી બહાર ગયો, તે વેળાએ, દુકાનનો ભાત ખૂટી પડ્યો. એટલે બ્રાહ્મણી હાંલ્લાંને ઉંધું વાળીને હલાવવા લાગી. બ્રાહ્મણીએ ભૂલથી દૈત્યવાળા હાંલ્લાંને હલાવી દીધું, એટલે, તેમાંથી પાંચ સાત દૈત્યો બહાર આવીને તેને બેશુમાર માર મારવા લાગ્યા. માર ખાઈ ખાઇને બ્રાહ્મણી તો છેક અધમૂર્છ બની ગઈ. એવામાં અચાનક બ્રાહ્મણ પાછો ઘેર આવી લાગ્યો અને આવીને જોયું તો, સર્વનાશ થયેલો જણાયો! તરત જ તેણે તે દૈત્યના હાંલ્લાંને ઉલટાવી દીધું અને ત્યારે જ બ્રાહ્મણીના શરીરમાં કાંઇક શ્વાસ આવ્યો. આ ઘટનાથી બે હાંલ્લાંને સાથે રાખવાથી કદાચિત્ પરિણામ ભયંકર આવશે, એમ ધારીને તેણે તે દૈત્યનાં હાંલ્લાંને એક જૂદા ઘરમાં છુપાવી રાખ્યું. ત્યાર પછી બ્રાહ્મણના દિવસો સુખમાં વીતવા લાગ્યા. તે એક અમીરના જેવા બાદશાહી ઠાઠમાઠથી રહેવા લાગ્યો અને દેશના સર્વ લોકોનો પરિચિત થઈ પડ્યો.

પરંતુ કોઇના દિવસ એક સરખી રીતે સુખમાં કે દુઃખમાં વીતતા જ નથી. આજે જે અતિ સુખી હોય છે, તે કાલે માર્ગનો ભીખારી

બની જાય છે અને જે આજે ફકીર હોય છે, તે કાલે અમીર બની જાય છે. સંસારનું સૂત્ર જ એવા પ્રકારનું પરિવર્તનશીલ હોવાથી તે બ્રાહ્મણની સુખાવસ્થામાં પણ એક એવા જ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત થયું અને તે એ કે, તે દેશના રાજાએ કોઇના મુખથી સાંભળ્યું કે, 'તે બ્રાહ્મણની પાસે એક અદ્ભુત હાંલ્લું છે અને તે હાંલ્લાંને ઉંધું કરીને હલાવવાથી તેમાંથી અતિ સુંદર મીઠો ભાત નીકળે છે.'

એ સાંભળીને રાજાએ બ્રાહ્મણને બોલાવીને કહ્યું કે;–"મહારાજ! હું તમને ઘણું જ દ્રવ્ય અને જમીન આપવા ધારું છું અને તેના બદલામાં તમારી પાસેથી મીઠાભાતનું હાંલ્લું મેળવવાની આશા રાખું છું. કહો જોઇએ કે, તેમ કરવામાં તમને કાંઈ હરકત છે ખરી?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યું કે;–"હા, મહારાજાધિરાજ! મને સોએ સો ટકા હરકત છે. મને એ બાબતમાં ક્ષમા કરો; કારણ કે, મારા કુટુંબના ગુજરાનનો તેમ જ મારી ઉન્નતિનો આધાર માત્ર એ હાંલ્લું જ છે. વળી તે દેવતાનું આપેલું દાન હોવાથી, હું બીજા કોઇને પણ તે આપી શકું તેમ નથી."

રાજાએ અત્યંત આગ્રહ કર્યો; પરંતુ બ્રાહ્મણે કેવળ "તે દેવતાનું આપેલું દાન છે, તેથી હું બીજા કોઇને પણ આપી શકું તેમ નથી" એ જ ઉત્તર આપ્યા કર્યું.

ત્યારે રાજાએ ક્રોપાન્વિત થઇને કહ્યું કે:–"અરે ઓ તુચ્છ બ્રાહ્મણ! તું મારી આગળ પણ આટલી સીમાપર્યન્તનું સાહસ કરવાની હિંમત રાખે છે અને રાજાની આજ્ઞાની અવજ્ઞા કરે છે? હું આ દેશનો રાજા છું–માલિક છું, તો પણ તને વિનતિ કરીને કહું છું કે, તે હાંલ્લું હાલ તરત મને આપ. પરંતુ જ્યારે તું તે વિનતિનો સ્વીકાર નથી કરતો, ત્યારે છેવટે મારે બળાત્કાર જ કરવો પડશે. તું મારા રાજ્યમાં વસે છે, તેથી હું ગમે તે રીતે તે હાંલ્લાંને પ્રાપ્ત કરી શકવાને સમર્થ છું, માટે હજી પણ કહું છું કે, માનપૂર્વક માની જા અને ઇનામને સ્વીકારીને તે હાંલ્લું ખુશીથી આપી જા. જો હું તે હાંલ્લું બળપૂર્વક લઈ જઇશ, તો તારાથી શું થઈ શકશે વારુ! માટે હજી સારા નરસાનો વિચાર કરીને, તારા ભાવિ માર્ગને સુધારી લે અને રાજાના પ્રેમને સ્વીકારી લે. જો હું ધારીશ તો તારા ધનને, કુટુમ્બને અને તારા પ્રાણને પણ પાયમાલ કરી શકીશ, માટે હજી સારાસારી રાખીને જ મને તે હાંલ્લું આપી દે."

આ સાંભળીને બ્રાહ્મણે અતિ કરુણ કંઠે કહ્યું;–"મહારાજ! આપ આપની ઇચ્છા થતાંની સાથે જ ગમે તેમ કરી શકવાને સમર્થ છો.

આ રાજ્યમાં આપના કાર્યમાં બાધા નાખે તેવું કોઈ નથી, એ ખરું છે, પરંતુ સ્વર્ગમાં જે દેવતાઓ વિરાજે છે, તેઓ તો સર્વનું શુભ જ ઇચ્છે છે. તેમની દૃષ્ટિમાં રાજા કે રંક, અમીર કે ફકીર આદિ સર્વ સમાન જ છે. તેઓ જ ન્યાય અને અન્યાયનો વિચાર કરનાર છે. આપ રાજા, ન્યાયપતિ અને ધર્માવતાર જ જો આપની રાંકડી પ્રજાપર અનાચાર, અત્યાચાર, અધર્મ અને અન્યાયની ધારા ચલાવશો, જો આપ રક્ષક છતાં ભક્ષકના સ્વરૂપને ધારણ કરશો, દેવ થઇને દાનવની બુદ્ધિને ધારશો, પોષક થઇને શોષક બનશો, તો પછી અમે સાધારણ લોકો આપને શું કહી શકવાના હતા? પણ ઈશ્વર તો તેનું તેવું જ માઠું પરિણામ આપશે. મને મારી નાખશો, મારા દેહના ટુકડા કરી નાખશો, તો પણ હું તમને તે દેવે આપેલું દાન તો નહિ જ આપી શકું! કદાચિત્ આપ તેને મેળવવામાટે મારું ખૂન કરશો, તથાપિ આપની આકાંક્ષા પરમાત્મા કદાપિ પૂર્ણ નહિ જ થવા દે. પ્રભુ! ગરીબની હાય લેશો તો ભવિષ્યમાં ભગવાન્ આપને પણ તેવા જ પ્રસંગમાં લાવી મૂકશે. ધર્મનો ત્યાગ કરીને અધર્મના માર્ગનું અવલંબન કરતાં અવશ્ય અનિષ્ટ પરિણામને જ ભોગવવું પડશે. આપ રાજા છો, રૈયતના રક્ષક પિતા છો એટલે આવું અયોગ્ય આચરણ આદરવું એ આપના માટે સર્વથા અકલ્યાણકારક છે."

બ્રાહ્મણની વાર્તા સાંભળીને રાજાએ લાલચોળ આંખો કરીને કહ્યું કે:–"કેમ, રે દુષ્ટ બ્રાહ્મણ! નાના મુખમાંથી મોટી વાર્તા કરતાં તને લેશ માત્ર પણ શરમ નથી આવતી? આ વિશાળ રાજ્યના સ્વામી સન્મુખ આવી લાંબી લવારી ચલાવતાં તને જરા પણ બ્હીક નથી લાગતી? તારી આટલી બધી ગર્વિષ્ઠતા? તારો આટલો બધો ઉન્માદ? તને તારા જીવનનો પણ ભય નથી? પોતાના રાજાની મર્યાદા જાળવવાનું તને કાંઈ પણ ભાન નથી? હજી પણ જરા સંભાળીને બોલ, તારી જિહ્વાને મર્યાદામાં રાખીને બોલ! ચાંડાલ! મેં તને અહીં કાંઈ ઉપદેશ આપવામાટે બોલાવ્યો નથી, તારી ભ્રમિષ્ટ બુદ્ધિનો પરિચય મેળવવા તેડાવ્યો નથી. જો હજી પણ તું મારી યાચનાનો સ્વીકાર કરીશ. તો મારો કૃપાપાત્ર થઇશ, અને અમૂલ્ય પારિતોષિકને પ્રાપ્ત કરી શકીશ. કહે જોઈએ કે, હવે શા વિચારપર આવ્યો, મારી આજ્ઞાનું પાલન કરવાના કે મારા ક્રોધને આધીન થઇને નરકગામી થવાના?"

"રાજેશ્વર, કોપાયમાન થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, હું મારા નિશ્ચયથી જરા પણ ડગવાનો નથી. તમારે મને મારી નાખીને તે હાસ્લું લઈ લેવું હોય તો આનંદથી લઈ લ્યો, પરંતુ મારી જીભથી

તે દેવતાએ આપેલું દાન 'લઈ જાઓ' એમ કહેવાય તેમ નથી." બ્રાહ્મણે પોતાના આગ્રહને અચળ રાખીને જ ઉત્તર આપ્યું.

આ સાંભળીને રાજાએ પોતાના એક અનુચરને ઉદ્દેશીને કહ્યું કે;–"રામસિંહ! આ બ્રાહ્મણને અહીં જ પહેરેગીરોના સખ્ત પહેરા નીચે બેસાડી રાખો અને તમે આઠ દશ સૈનિકો તેના ઘર આગળ જઇને તે હાંલ્લાંને લૂટી લાવો. કદાચિત્ બ્રાહ્મણની સ્ત્રી અથવા સંતાનો હાંલ્લું આપવામાટે કાંઈ આનાકાની કરે, તો તે સર્વને મારી કૂટીને અહીં લઈ આવો. જાઓ, મારી આ આજ્ઞાનું સત્વર પાલન કરો!"

રાજાનો હુકમ મળતાંની સાથે જ આઠ દશ સૈનિકો બ્રાહ્મણના ઘર તરફ એકદમ રવાના થયા, અને એક કલાકમાં તો તેઓ મીઠા ભાતના હાંલ્લાંને લઇને પાછા ચાલ્યા આવ્યા. આ જોઇને રાજા બહુ જ આનંદિત થયો અને હાંલ્લાંને ઉંધું વાળીને ભાત કાઢવાનો પ્રયોગ કરવા માટે હલાવવા લાગ્યો, કે તરત જ તેમાંથી સુંદર ભાત નીકળવા માંડ્યો. આ જોઇને રાજાના આનંદનો અવધિ થયો. તે બ્રાહ્મણના મુખ તરફ જોઇને કહેવા લાગ્યો કે:–"હે બ્રાહ્મણ! હવે તારા મુખમાંથી આકાશ પાતાળને એક કરનારી મોટી મોટી વાતો ક્યાં ચાલી ગઈ? તારૂં સર્વ ગુમાન હવામાં ઉડી ગયું કે શું? રાજાની આજ્ઞાનું અપમાન અને અનાદર કરવાથી કેવું ભયંકર પરિણામ આવે છે, તેનો તને કાંઈ પણ ખ્યાલ આવે છે ખરો કે? લોકમાન્યતા ખરી જ છે કે, બ્રાહ્મણો હમેશાં પાછળ મતિના જ હોય છે. બોલ હવે તારાથી અને તારા દેવતાઓથી મારૂં શું અનિષ્ટ થઈ શકે તેમ છે? મારો વાળ પણ વાંકો કરવાનું આ જગત્માં કયો નરપુંગવ સામર્થ્ય ધરાવે છે?"

આ સાંભળીને બ્રાહ્મણે અત્યંત નમ્રતાપૂર્વક પોતાના બન્ને કર જોડીને કહ્યું કે;–"ધર્માવતાર! મને મારા અપરાધની પૂર્ણ શિક્ષા મળી ચૂકી છે, માટે હવે મને આ પહેરામાંથી મુક્ત કરો. હું હવે કદાપિ આપની [illegible]નો અનાદર નહિ કરું, રાજાની પ્રબળ સત્તા સમક્ષ મારા દુરા[illegible]હિ ધરું. કૃપાનાથ! હવે મને મારા ઘર તરફ

તારી તે ઉન્મત્તતાને વાળી નાખવાનો યોગ્ય ઉપાય હમણાજ શોધી કાઢું છુ. હજી તેં મીઠા ભાતવાળા હાલ્લાંની કથા જ જાણી છે, પરતુ દૈત્યના હાલ્લાની કથાને જાણી શકયો નથી! માટે જરા તેમના હાથની પ્રસાદી ચાખી જો અને તારા રાજગાદીને અમતમાં મૂકી જો"

આ પ્રમાણે વિચાર કરીને બ્રાહ્મણ ત્રણ ચાર દિવસ સૂધી ચુપ થઈને બેસી રહ્યો અને ત્યાર પછી એક દિવસ પ્રભાતમા દૈત્યના હાલ્લાને હાથમા લઇને રાજસભામાં આવી લાગ્યો. રાજા એ વેળાએ પોતાના મિત્રો સાથે વાર્તાલાપ કરતો બેઠો હતો, તે બ્રાહ્મણના હાથમા બીજુ એક હાલ્લું જોઇને અતિ આશ્ચર્ય પામ્યો ત્યાર પછી કેટલીકવાર સૂધી શાન્ત બેસી રહ્યા પછી રાજાએ કહ્યું કે –'કેમ શુ લાવ્યા છો, મહા દેવ? આ હાલ્લું વળી કયાંથી લાવ્યા? મને જણાય છે કે, આમાથી તો હીરો, પુરી અને પકવાન નીકળતા હશે, ખરુ કે નહિ, મહારાજ?'

રાજાનો પ્રશ્ન સાભળી લીધા પછી બ્રાહ્મણે પોતાનું મસ્તક ખજ વાળતા ખજવાળતા ઉત્તર આપ્યુ કે –"રાજન્! આપની ધારણા અક્ષરશ ખરી છે જો આપ આજ્ઞા આપો તો, હુ આપને તરત જ આનો પ્રયોગ કરી બતાવવાને તયાર છુ આ હાલ્લુ પ્રથમના હાલ્લા કરતા અધિક ઉત્તમ છે!

હજી બ્રાહ્મણની વાર્ત્તા પૂરી થતા ન થતા તો, રાજાએ તેના હાથ માથી એકદમ તે હાલ્લું લઈ લીધુ અને પછી મીઠા ભાતવાળા હાલ્લાની પેઠે ઉંધુ વાળીને હલાવવા માંડયુ એટલે તેમાથી મીઠાભાતને બદલે અથવા તો રાજાએ ધારેલી મિઠાઇને બદલે, પાચ સાત કદાવર દૈત્યો બહાર નીકળી આવ્યા અને રાજા, તેના મિત્રો અને અનુચરોપર એકદમ મારનો સપાટો ચલાવવા લાગ્યા આ સમયે બ્રાહ્મણ એક બાજૂએ બેસીને દુર્ગાદેવીના નામનો એકાગ્રચિત્તે જપ કરવા લાગ્યો અને બીજી બાજૂએ દૈત્યોએ પણ પુરજોશ આવીને ફટાફટ રાજા તથા તેના નોકર ચાકરોપર તડામાર પીટ ચલાવવા માડી રાજા માર ખાઈ ખાઇને અધમુઓ થઈ જવા આવ્યો અને અનુચરો પણ પોકાર કરી કરીને કહેવા લાગ્યા કે, "હાયરે! મારી નાખ્યા, પીટી નાખ્યારે! કોઈ બચાવો, આ દૈત્યોના સપાટામાંથી બચાવો!"

આ સાંભળીને બ્રાહ્મણ દુર્ગાદેવીનું સ્મરણ કરતો કરતો તેને સબો ધીને કહેવા લાગ્યો કે –'હે જગજ્જનનિ! પતિતોદ્ધારિણિ! દુ ખવિદારિણિ, દુર્ગાદેવિ! અને દેવીના દાસ તરીકે નિયુક્ત થયલા પ્રિય દાનવ ગણો! આ અધર્મી રાજાને અને તેની હામા હા મેળવનારા તથા 'હાજી હા'નો મત્ર ભણનારા આ પિશાચ અનુચરોને ખૂબ પીટવા માડો અને

તેમના દુષ્કર્મની તેમને પૂરતી સજા આપો. રાજા મારું હાલ્લું લઈ ગયો છે, તે મને પાછું મળે એવી વ્યવસ્થા કરી આપો."

મારના સખ્ત આઘાતથી રાજા જમીનપર ગબડી પડીને તરફડવા લાગ્યો. તેની આવી સ્થિતિને જોઇને તેના સૈનિકો તથા સામંતો એકદમ ત્યાં દોડી આવ્યા એટલે દૈત્યોએ તેમનાપર પણ અચ્છી રીતે તાડન-વિધિ ચલાવવા માંડ્યો અને તેમનાં અસ્ત્ર શસ્ત્ર છીનવી લઇને પુષ્કળ પ્રહાર કરવાનો આરંભ કર્યો. તેઓ સર્વે સારી રીતે મેથીપાક જમ્યા, અને તેમનો ગર્વ ગળી જતાં હાથ જોડી જોડીને કહેવા લાગ્યાઃ-"અરે ઓ દૈત્યો! અમને ન મારો, હવે અમે કદાપિ આવું અયોગ્ય કામ નહિ કરીએ. આવો, આવો, કોઈ આ દુઃખમાંથી અમારો ઉદ્ધાર કરો." આમ કહેતા કહેતા તેઓ પણ ધીમે ધીમે ધરણીપર પડીને મૂર્છિત થવા લાગ્યા. આ વખતે બ્રાહ્મણના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો પરંતુ તે વારંવાર પોતાના મનમાં જ કહ્યા કરતો હતો કેઃ-"જય મા, દુર્ગા માતાનો જય! દીન જનની રક્ષા કરનારી ભગવતી મૈયા દુર્ગાનો જય!" આમ કહીને તે મનમાં ને મનમાં ધીમુ ધીમું હસ્યા કરતો હતો.

રાજાએ જોયું કે, બ્રાહ્મણને સંતુષ્ટ કર્યાં વિના આ આપત્તિમાંથી મારો ઉદ્ધાર થઈ શકે તેમ નથી, એટલે તેણે બ્રાહ્મણનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવીને અતિશય નમ્રતાથી કહ્યુંઃ "હે બ્રહ્મદેવતા! આ આપત્તિમાંથી અમોને ઉગારો, તમારા દૈત્યોને તમારી પાસે બોલાવો. મને મારા દુષ્કર્મનું ફળ સારી રીતે મળી ચૂક્યું છે. મારાં હાડકાં ખૂબ ખોખરાં થઈ ગયાં છે, માટે હવે ક્ષમા કરો. હું તમારું હાલ્લું આ ક્ષણે જ આપી દેવાને તૈયાર છું. મહારાજ! આજે મેં જેટલો માર ખાધો છે, તેટલો માર મારી આખી જીંદગીમાં કદાપિ ખાધો જ નથી. પાઠશાળામાં ગુરુજીએ પણ મને આવો સખ્ત માર કોઈ દિવસ માર્યો નથી. હવે હું જીવન પર્યન્ત તમને નહિ સંતાપું, માટે મારી રક્ષા કરો."

રાજાની આ પ્રાર્થના સાંભળીને બ્રાહ્મણે તરત જ તે દૈત્યવાળા હાલ્લાને ઉલટાવી દીધું એટલે સઘળા દૈત્યો અદૃશ્ય થઈ ગયા. રાજાએ કોઈ પણ પ્રકારના વિલંબ વિના તરત જ બ્રાહ્મણને તેનું હાલ્લું સોંપી દીધું.

આ બનાવ બન્યા પછી કોઈ પણ મનુષ્ય બ્રાહ્મણપર જુલમ ગુજારવાનું સાહસ કરી શક્યું નહિ અને તેથી બ્રાહ્મણ પોતાની પત્ની તથા પોતાના પરિવાર સહિત અત્યંત આનંદપૂર્વક પોતાના ગૃહસંસારને ચલાવવા લાગ્યો.

---

## હીરામણ પોપટ

એક દિવસ એક વ્યાધ એક અતિ સુંદર અને ન્હાના હીરામણ પોપટને પકડીને, તેની શી વ્યવસ્થા કરવી એવા પ્રકારનો વિચાર કરી રહ્યો હતો, એવામાં તે હીરામણ પોપટ મનુષ્યના જેવી વાચાને ધારણ કરીને કહેવા લાગ્યો કે –"હે વ્યાધ! તું મારી હત્યા ન કર અથવા તો કોઈ સાધારણ માણસને ત્યાં મારું વેચાણ ન કર, કિન્તુ આ દેશના રાજાને ત્યાં મને વેચી નાખ એટલે એથી તને ઘણું દ્રવ્ય મળી શકશે અને તું ધનાઢ્યોની પંક્તિમાં આવી જઇશ."

હીરામણની વાર્તા સાંભળીને વ્યાધ આશ્ચર્યચકિત થયો અને તેને સંબોધીને કહેવા લાગ્યો કે –"વારુ, હીરામણ! રાજાની પાસેથી મને તારું શું મૂલ્ય ઉપજશે? તારી કીમત ક્યાં સુધી આંકારો? હું તેની પાસેથી તારું કેટલું મૂલ્ય માગું?

હીરામણે ઘણી જ શાન્તિથી ઉત્તર આપ્યું કે –"તારે તે વિષયમાં કશી ચિન્તા રાખવી નહિ, હું પોતે જ મને યોગ્ય લાગશે તેટલું મૂલ્ય તને રાજા કનેથી અપાવી દઇશ"

આ પ્રમાણે વાર્તા સાંભળીને વ્યાધ દૃઢ નિશ્ચય કરીને હીરામણ પોપટને સાથે લઇને રાજા પાસે જવામાટે રવાના થયો. કેટલાક દિવસ સુધી અનેક કષ્ટો વેઠીને તે વ્યાધ એક દિવસ રાજાની રાજસભામાં આવી પહોંચ્યો રાજાએ વ્યાધના હાથમાંના તે સુંદર પક્ષીને જોઈને પોતાના સભાસદોને કહ્યું કે–"અહા! આમ તો જુઓ, આ વ્યાધના હાથમાં કેવું મનોહર પક્ષી છે!"

આ સમયે વ્યાધે રાજાને પ્રણામ કરીને કહ્યું –"મહારાજ! આ પક્ષીને વેચવાના ઉદ્દેશથી જ હું આપની પાસે આવ્યો છું"

રાજાએ પૂછ્યું કે –"વારુ વ્યાધ, તું આ પક્ષીનું શું મૂલ્ય લેવા ધારે છે?"

વ્યાધે કર જોડીને ઉત્તર આપ્યું કે –"મહારાજાધિરાજ! હું એનું મૂલ્ય આંકવાનું યોગ્ય ધારતો નથી, માટે કૃપા કરીને આપ આ પક્ષીને જ પૂછી જુઓ, એટલે તે પોતાનું ખરું મૂલ્ય જણાવી દેશે"

આ સાંભળીને રાજા આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠ્યો કે –"શું પક્ષી પોતાની મેળે જ પોતાનું મૂલ્ય જણાવી શકે ખરું કે? સર્વથા ન માની શકાય તેવી વાર્તા!"

વ્યાધે પુનઃ વિનતિ કરીને કહ્યું કે –"કૃપાનાથ! આપ તેને એકવાર પૂછી જુઓ તો ખરા"

ત્યારે રાજાએ પોતાની ઉત્સુકતાને વધારીને તે પોપટને ઉદ્દેશીને કહ્યુ કે,–"હીરામણ પક્ષી! કહે જોઇએ કે તારુ મૂલ્ય કેટલુ છે વારુ?"

રાજાની વાર્તા સાભળીને હીરામણે પોતાના પગ નમાવીને રાજાને પ્રણામ કરીને કહ્યુ કે –"મહારાજ! મારુ મૂલ્ય એક હજાર સોના મહોર છે."

રાજા આટલા બધા મૂલ્યની વાર્તા સાંભળીને ઘણો જ અજાયબ થયો અને આશ્ચર્યપૂર્વક બોલી ઉઠયો કે –"કહે જોઇએ હીરામણ, કે તુ તારુ મૂલ્ય આટલુ બધુ મોટુ કેમ જણાવે છે વારુ? તારામા એવી તે શી કરામત છે કે, તું તારી કીમત એક હજાર સોના મહોરની આકી બતાવે છે? જો હુ તારુ આટલુ બધુ મૂલ્ય આપીશ, તો તું મારુ શુ કામ કરી આપીશ અથવા તો મારા શા ખપમાં આવીશ?"

હીરામણે ઉત્તર આપ્યુ કે –"રાજન્! મારુ મૂલ્ય વધારે છે, એમ ધારીને આપ વૃથા શકા કરશો નહિ, કારણ કે, મારામા એટલુ દૈવત હશે ત્યારે જ હુ મારી આટલી મોટી કીમત આકતો હોઇશ. પ્રથમ આપ આ વ્યાધને એક હજાર સોના મહોર આપવાની આજ્ઞા આપી દ્યો, પછીથી હુ આપના શા ખપમાં લાગીશ અથવા આપનુ કયુ કાર્ય સજાવીશ, તે થોડા દિવસમા જ જણાવી દઇશ"

રાજા હીરામણ પોપટને જોઇને અત્યત પ્રસન્ન થયો હતો તેમ જ તેને તે અતિ પ્રિય થઈ પડ્યો હતો, તેથી તેણે તરત જ વ્યાધને એક હજાર સોના મહોર આપીને તેને ખરીદી લીધો વ્યાધને એક હજાર મહોર મળી કે, તરત જ તે પોતાના ઘર તરફ ચાલ્યો ગયો, પરતુ પોતાના પ્રિય પક્ષીને પોતાથી ભિન્ન થએલુ જોઇને તે દુ ખિત થયા વિના રહ્યો નહિ હીરામણ પોપટને પણ અનેકવાર ભૂખના કડાકા કરવા પડતા હતા, તે રાજાના રાજમહાલયમા આવ્યાથી દૂર થશે, એમ ધારીને તેને અત્યત આનદ થયો અને તેનું સઘળુ દુ ખ દૂર થઈ ગયુ.

રાજા હીરામણને એક સોનાના પાજરામા પૂરી રાખીને તે પાજરાને હમેશા પોતાની પાસે જ રાખવા લાગ્યો હીરામણ અને રાજા વચ્ચે અનેકવાર વાર્તાવિનોદ પણ થયા કરતો હતો, તે વખતે હીરામણ રાજાની સર્વે વાર્તાઓનું યોગ્ય ઉત્તર આપ્યા વિના રહેતો નહિ અને અમુક પ્રસગે તે રાજાને ઉપદેશ પણ આપ્યા કરતો હતો અનેક પ્રકારના શાસ્ત્રોની વાર્તાઓ અને મધુર મધુર ગાયનો પણ તે રાજાને ગાઈ સભળાવતો હતો! આ સર્વ જોઇને રાજા અત્યત પ્રસન્ન થયો અને વિચારવા લાગ્યો કે –"હીરામણ પક્ષી જેવુ સુદર છે તેવુ જ ગુણમાં પણ અનુપમ છે, માટે મારે તેને મારાથી કદાપિ વિખૂટો રાખવો જોઈએ

નહિ." આમ ધારીને રાજા તેને સર્વદા પોતાની પાસે જ રાખવા લાગ્યો.

જ્યારે રાજાએ હીરામણુ પોપટને ખરીદીને પોતાના મહાલયમાં રાખ્યો, ત્યારે તેના અંતઃપુરમાં ૭ રાણીઓ વસતી હતી, પરંતુ એ ૭યે રાણીઓમાંથી કોઇને પેટે એક પણ પુત્ર કિંવા પુત્રીનો જન્મ થયો નહોતો, અથવા જો ટુકામાં કહીએ તો તે ૭યે રાણીઓ વાંઝણીઓ હતી. રાજાએ હીરામણુને ખરીદીને પોતાના મહાલયમાં લાવ્યા પછી, તેના નેહના સંપર્કમાં જોડાઇને નવુ રાણીઓના મહાલયમાં જવાનું તદ્દન બંધ કરી દીધું રાણીઓએ વિચાર્યું કે, "આ પીટ્યો હીરામણુ પોપટ કોણ જાણે કયાંથી આવી ચઢ્યો છે કે, જેણે રાજાને અમારા અંતઃપુરમાં કિંવા શયનમન્દિરમાં આવતા પણ અટકાવી દીધા છે, માટે તે સ્થાને તો મારી જ નાખવો જોઇએ. જ્યાં સુધી એ સાલ આડેથી અળગું નહિ થાય, ત્યાં સુધી આપણા મહાલયમાં મહારાજાની પધરામણી થઈ શકશે નહિ, માટે જેમ બને તેમ ત્વરિત એ પીટ્યા પોપટને ટુકડા કરી નાખવો જોઇએ" આ પ્રમાણે વિચાર કરીને તે ત્રણે રાણીઓ પોપટને મારી નાખવાનો સુયોગ મળતા સુધી ગુસ્સામાં ને ગુસ્સામાં બળતી બેઠી રહી. કેટલાક દિવસ પર્યન્ત તેમણે પોપટને પાર પાડવાની રાહ જોયા કરી, પરંતુ તેવો કોઈ પણ અવસર મળી શકયો નહિ, કારણ કે રાજા હીરામણુને સર્વદા પોતાની પાસે જ રાખતો હતો.

એવામાં એક દિવસ એવું બન્યું કે, રાજાને અચાનક શિકારમાં જવું પડ્યું અને તેથી રાણીઓ જાણી ગઈ કે, રાજા શિકારે ગયા છે, તે હાઈ એક બે દિવસમાં પાછા ફરી શકે તેમ નથી, કિન્તુ તેમને રાજધાનીમાં આવતા ઓછામાં ઓછા ૭ સાત દિવસ લાગવાના છે. અર્થાત્ આવો અવસર મળેલો જોઇને તે ૭યે રાણીઓએ મસલત કરીને હીરામણુ પોપટને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને ત્યાર પછી તેઓ બધી એકઠી થઇને હીરામણુને મારી નાખવામાટે રાજમહાલયમાં જ્યાં હીરામણુનું પાંજરું રાખવામાં આવતું હતું, ત્યાં આગળ જઈ પહોંચી.

આ સમયે જાણે હીરામણુ રાણીઓના આગમનનો આશય સમજી ગયો હોયની! તેવી રીતે તેમના આવતાંની સાથે જ ભગવાન્ શ્રી કૃષ્ણની બાળલીલા તેમ જ હરિ નામના મધુર કીર્તનોને પોતાના મધુર કંઠથી ગાવા લાગ્યો, તેમ જ તે સર્વ ક્રિયા પૂર્ણ થયા પછી રાણીઓનો યોગ્ય સત્કાર કરતો કહેવા લાગ્યો કે,—"પધારો માનવતી મહારાણીઓ! મારી પૂજ્ય માતુશ્રીઓ, આવો, પધારો અને આ મહાલયને આપના પાદસ્પર્શથી પવિત્ર થવા દો"

હીરામણની આવી વિલક્ષણ લીલા જોઇને, જે રાણીઓ તેને મારવામાટે આવી હતી, તેમના હૃદયમાં દયાનો સંચાર થયો અને તેનો મધુર વિનોદ સાંભળીને સર્વ જણીઓ એક પ્રકારના મોહના યોગે સર્વથા મુગ્ધ બની ગઇ. એટલે તે દિવસે તો તેઓ પોતાની પાપવૃત્તિને છુપાવીને શાન્ત રીતેજ ત્યાંથી પોતપોતાના અંતઃપુરમાં ચાલી ગઈ.

ત્યાર પછી બીજે દિવસે રાણીઓના હૃદયમાં પુનઃ હીરામણને મારી નાખવાની કુવાસનાનો ઉદ્ભવ થયો એટલે સર્વેએ મળીને તેના પાંજરા પાસે જવાનો નિશ્ચય કર્યો અને તે સાથે એવો સંકલ્પ પણ કરી લીધો કે, કદાચિત્ આજે હીરામણ પુનઃ પોતાનું ગાયન સંભળાવે તો તેથી મોહમુગ્ધ ન થતાં તરત જ તેનો અંત લાવી દેવામાટે, તેની જીભને ખેંચી કાઢવી. આ પ્રમાણે નિશ્ચય કરી રહ્યા પછી તેઓ સર્વ હીરામણ પોપટના પાંજરા પાસે આવીને કહેવા લાગી કે;–"હીરામણ! તને સર્વ સામાન્ય લોકો મહા બુદ્ધિમાન્ અને અલૌકિક શક્તિસંપન્ન પક્ષી તરીકે વખાણીને તારી અતિશય પ્રશંસા કરે છે; તેથી આજે અમે પણ તારા તે ચાતુર્યનું નિરીક્ષણ કરવામાટે અહીં આવ્યાં છીએ, તો કહે જોઇએ વારુ, કે અમો ૭ રાણીઓમાંથી કયી રાણી સર્વના કરતાં સુંદરી અને બુદ્ધિમતી છે, તથા કયી રાણી સર્વના કરતાં કુરૂપા અને નઠારી છે?"

હીરામણ રાણીઓના હૃદયની પાપિષ્ઠ ભાવનાને પ્રથમથી જાણી ચૂકયો હતો તેમ જ આજે વળી તેમાં વિશેષ વધારો થયો એટલે તે પોતાના આંતરિક ભાવને દબાવી રાખીને બોલ્યો કેઃ–"મારી પૂજ્ય માતુશ્રીઓ! આપનું કથન યથાર્થ છે અને હું તમારામાંની કયી રાણી સર્વોત્કૃષ્ટ છે તેમ જ કયી રાણી સર્વથી નિકૃષ્ટ છે, એમ કહેવાને સર્વથા શક્તિમાન્ છું; પરંતુ તે કહેતાં પહેલાં કોઇને માઠું ન લાગે એટલામાટે, મને તે સંબંધી કાંઇક વિચાર કરવાનો થોડોક સમય આપો; કારણ કે, તમારામાંની કયી રાણી કેટલી રૂપવતી છે અને કયી રાણી કેટલી ગુણવતી છે, તેનો વિચાર કરવાનો અમુક અવકાશ મળ્યા વિના ઉતાવળથી ન્યાય આપી દેવાનું મને યોગ્ય લાગતું નથી. તેમ જ તે બાબતનો વિચાર કરવામાટે તમારે મને આ પાંજરામાંથી મુક્ત પણ કરવો જોઇશે, કારણ કે, તેમ કર્યાં વિના આ વિલક્ષણ પ્રશ્નનું ઉત્તર આપવામાટે જે જે વિચારો કરવાની અગત્ય છે, તે વિચારો મારા મગજમાં આવી શકશે નહિ અને તેથી યોગ્ય ઇન્સાફ આપવામાં મને વિઘ્ન આવી નડશે. માટે જો તમે મને આ પાંજરામાંથી મુક્ત કરવાનું વચન આપો, તો જ હું તમારો ન્યાય કરવાની હા પાડી શકું તેમ છું."

આ સમયે રાણીઓએ જે ઓરડામાં હીરામણનું પાંજરું પડેલું હતું તે ઓરડાનાં સર્વ બારી બારણાં બંધ કરી દીધાં અને પછીથી હીરામણને પાંજરામાંથી મુક્ત કરીને કહ્યું કેઃ–"હીરામણ, તને હવે તારા કહેવા પ્રમાણે મુક્ત કરવામાં આવ્યો છે, માટે હવે કહે જોઇએ કે, અમારામાંની કયી રાણી સર્વથી વધારે સુંદર છે?"

હીરામણે જોયું કે, રાણીઓએ ઘરનાં બારી બારણાં બંધ કરીને તેનો ઘાટ ઘડવાનો ઠીક ઉપાય યોજી કાઢ્યો છે, માટે હવે તેમના હાથમાંથી કોઈ પણ રીતે છટકી જવું જોઇએ. આ પ્રમાણે વિચાર કરતો કરતો તે ગભરાઈ ગયો, એવામાં તેની દૃષ્ટિ ઘરમાં પાણી જવાની એક મોરીપર પડી. તે મોરીમાંથી હીરામણ જેવું ન્હાનું પક્ષી સહેલાઇથી નીકળી શકે તેમ હતું. એ જોઇને તેના મનમાં અત્યંત આનંદ થયો. ત્યાર પછી રાણીઓએ જ્યારે સર્વથી સુંદર રાણી કયી છે, એવા આશયનો પ્રશ્ન પૂછ્યો ત્યારે પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે;–"અરે ઓ રાણીઓ! તમે તે તમારા રૂપનો શો ગર્વ કરતી હશો? તમારામાં તે એવું શું રૂપ છે કે, તમારી પ્રશંસા મારા જેવું પ્રવીણ પક્ષી કરી શકે? સાત સમુદ્ર અને તેર નદીઓને પેલે પાર જે કન્યા વસે છે, તે કન્યા એવી તો સુંદર છે કે, તમારામાંની કોઈ પણ રાણી તેના ચરણની રજ તુલ્ય પણ થઈ શકે તેમ નથી."

હીરામણની આ વાર્ત્તા સાંભળીને રાણીઓ ક્રોધથી કમ્પી ઉઠી અને તેને એકદમ મારી નાખવાને તૈયાર થઈ ગઈ, એટલે હીરામણ પેલી ખુલ્લી મોરીમાંથી બહાર નીકળીને ઉડી ગયો.

રાજાએ શિકારમાંથી આવીને જોયું તો તે હીરામણને ઉડી ગયેલો જોયો. આ જોઇને તે ઘણો જ વ્યગ્ર બની ગયો અને નોકર ચાકરોને વારંવાર હીરામણના સમાચાર પૂછવા લાગ્યો. પ્રત્યુત્તરમાં બધાએ એકજ પ્રકારનો જવાબ આપ્યો કેઃ–"મહારાજ! હીરામણ કયા કારણથી અહીંથી ઉડી ગયો અથવા શી રીતે છટકી ગયો, એ અમો લોકો કાંઈ પણ જાણત જ નથી."

નોકરોના મુખથી કાંઈ જાણવાજોગ સમાચાર ન મળવાથી રાજાએ છેવટે પોતાની છયે રાણીઓને બોલાવીને હીરામણના ન્હાસી જવાના સમાચાર પૂછી જોયા; એટલે રાણીઓએ પણ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે; "મહારાજ! અમે તમારા હીરામણના સંબંધમાં શું જાણીએ વારુ? શું તમે કાંઈ અમને તમારો હીરામણ સોંપી ગયા હતા, જે અમે તે કયાં અને શા કારણથી ન્હાસી ગયો તે તમને કહી શકીએ?"

આ પ્રમાણે રાજમહાલયમાંનાં તમામ સ્ત્રી પુરુષોને હીરામણના

સમાચાર પૂછી જોવા છતાં જ્યારે ઇચ્છિત પરિણામ કાંઈ પણ ન આવ્યું, ત્યારે રાજા અત્યંત શોકાતુર બની ગયો અને સર્વદા "હાય હીરામણ, હાય હીરામણ"નું રટણ કરવા લાગ્યો. રાજા એક પ્રકારના ઉન્માદ રોગને આધીન થઈ ગયો અને રાજ્યના કામકાજમાં કાંઈ પણ લક્ષ આપ્યા વિના નિરંતર ચિન્તામગ્ન અવસ્થામાં રહેવા લાગ્યો. રાજાની પ્રકૃતિમાં આવું વિચિત્ર પરિવર્તન થયેલું જોઈને રાજ્યના મંત્રીઓ આદિ અતિશય ચિન્તાતુર થયા અને રાજાને પુનઃ શુદ્ધિમાં લાવવામાટે નાના પ્રકારના યત્નો કરવા લાગ્યા. આ પ્રમાણે ચાર પાંચ દિવસ વીતી ગયા. છતાં રાજાની પ્રકૃતિ લેશ માત્ર પણ સ્વસ્થ થઈ નહિ, એટલે મંત્રીઓએ એક પ્રકારનો નવીન પ્રબંધ ઘડી કાઢ્યો કે, "જે વ્યક્તિ રાજાના હીરામણ પોપટને લાવી આપશે, તેને રાજદરબાર તરફથી ત્રણ હજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે." આ આશયનો એક પ્રબંધ ઘડી કાઢીને આખા રાજ્યમાં ઢંઢેરો પીટાવવામાં આવ્યો. એટલે એક દિવસ હીરામણે શું કર્યું કે, રાજાના મહાલયની છેક નજીકમાં આવેલા એક કઠિયારાના છાપરાપર બેસીને તે કઠિયારાને બોલાવીને કહ્યું કેઃ-"અરે ઓ કઠિયારા! હું પોતે જ રાજાનો પ્રિય પોપટ હીરામણ છું, માટે તું મને અહીંથી પકડીને રાજા પાસે લઈ જા, એટલે રાજા તારાપર પ્રસન્ન થઈને તને ઠરાવેલું ત્રણ હજાર રૂપિયાનું ઇનામ આપી દેશે. આથી તું એક ગરીબમાંથી તવંગર બની જશે અને તારા ઘરમાંથી ભૂખનું દુઃખ દૂર થશે."

આ સાંભળીને કઠિયારાએ હીરામણને પકડી લીધો અને ત્યાર પછી તેને પોતાની સાથે લઈને તે કઠિયારો રાજાના રાજમહાલયમાં જઈ પહોંચ્યો. રાજાને હીરામણ મળવાથી જાણે આકાશનો ચંદ્રમા મળ્યો હોયની! તેવો આનંદ થવા લાગ્યો. તેની અસ્વસ્થ પ્રકૃતિ સ્વસ્થ બની ગઈ અને પ્રથમની પેઠે જ સાવધ થઈને તેણે પેલા કઠિયારાને મંત્રિઓએ ઠરાવેલા ઇનામના ત્રણ હજાર રૂપિયા આપી દીધા. એટલે કઠિયારો ત્યાંથી હીરામણનો અંતઃકરણપૂર્વક આભાર માનતો ચાલ્યો ગયો.

કઠિયારાના ચાલ્યા જવા પછી રાજાએ હીરામણને ન્હાશી જવાનું કારણ પૂછી જોયું; એટલે હીરામણે પ્રત્યુત્તરમાં રાણીઓનાં સર્વ કારસ્થાન જણાવી દીધાં. હીરામણના મુખથી સઘળો વૃત્તાંત સાંભળીને રાજા કમ્પી ઉઠ્યો અને કહેવા લાગ્યો કેઃ-"પ્રિય હીરામણ! રાણીઓને તારે માટે આવાં કારસ્થાનો રચવાનું શું પ્રયોજન હશે વારુ?"

હીરામણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કેઃ-"મહારાજ! આપની આ છયે રાણીઓ મૂળ રાક્ષસીઓ છે, પરંતુ તેમણે પોતાની માયાથી મનુષ્યના

જેવું સ્વરૂપ ધારણ કરીને આપની રાણીઓના પદને આપ્ત કર્યું છે; માટે જો આપ તેમને સત્વર મહાલયમાંથી વિદાય નહિ કરો, તો આપના રાજ્યનું ઘણું જ અકલ્યાણ થશે અને કદાચિત્ આપનું જીવન પણ જોખમમાં આવી પડશે."

હીરામણની વાર્તાએ રાજાના મનમાં પૂરતી અસર કરી દીધી અને તેથી તરત જ રાજાએ એક મોટો ખાડો ખોદાવીને, તેમાં છયે રાણીઓને દટાવી દીધી! આમ કરવાથી તે રાક્ષસી રાણીઓ થોડા સમયમાં જ મરણ પામી.

રાણીઓને દટાવી દીધા પછી ત્રણ માસે રાજાએ એક દિવસ હીરામણને ઉદ્દેશીને પૂછ્યું કેઃ–"વારુ, હીરામણ, તેં એક દિવસ મારી મૃત રાણીઓને કહ્યું હતું કે, 'સાત સમુદ્ર અને તેર નદીઓને પેલે પાર જે એક કન્યા વસે છે, તેના રૂપની આગળ તમારું રૂપ સેંકડે પા ટકો પણ નથી!' તો તે કન્યાને મારાથી શી રીતે મેળવી શકાય અથવા તો તે કન્યાની પાસે કેવી રીતે જઈ શકાય તેમ છે વારુ?"

હીરામણે પ્રત્યુત્તર આપ્યું કેઃ–"રાજાધિરાજ! હું આપને તે સંબંધી સઘળી હકીકત કહી શકું તેમ છું, તેમ જ હું આપને સાત સમુદ્ર અને તેર નદીને પાર વસતી તે કન્યા પાસે લઈ જઈ શકું તેમ છું, પરંતુ તે સર્વ કર્યાં પહેલાં તમારે મારા કહેવા પ્રમાણે જ વર્તવું પડશે. જો આપ મારા કહેવા પ્રમાણે વર્તશો તો તે કન્યાને કદાચિત્ આપની રાજરાણી પણ બનાવી શકશો. મહારાજ! તે કન્યા અતિ રૂપવતી અને ગુણવતી છે, એટલે જો આપ તેને મેળવી શકશો તો આપના મહાલયની શોભામાં પણ વૃદ્ધિ થશે."

ત્યારે રાજા બોલ્યો કેઃ–"હીરામણ! તું જે પ્રમાણે કહીશ, તે પ્રમાણે હું સર્વદા વર્તતો રહીશ. પરંતુ હવે આપણે તે રૂપવતી રમણીને મેળવવામાટે શો ઉપાય કરીએ તો તે સત્વર મળી શકે અને આપણા આ રાજરાણીહીન રાજમહાલયની શોભાને વધારી શકે વારુ?"

હીરામણ પોપટે કહ્યું કેઃ–"મહારાજ! આપણને માત્ર એક પક્ષિરાજ અશ્વની જ જરૂર છે. જો તે અશ્વ મળી શકશે તો તે સાત સમુદ્ર અને તેર નદીઓને ઓળંગીને તે કન્યાની પાસે જતાં આપણને લેશ પણ વિલંબ લાગશે નહિ, અને ત્યાં પહોંચ્યા પછી તે કન્યાને ઉપાડી લાવવામાં કશી પણ અડચણ આવશે નહિ. માટે જેમ બને તેમ તે પક્ષિરાજ અશ્વ મળે તેવી વ્યવસ્થા સત્વર કરો."

હીરામણની એ નવીન વાર્તા સાંભળીને રાજા બોલ્યો કેઃ–"હીરામણ! હું તો પક્ષિરાજ અશ્વને ઓળખતો પણ નથી, તો પછી તે અશ્વને કેવી

રીતે મેળવી શકું ? મારી અશ્વશાળામાં અનેક અશ્વો છે, માટે તું મારી સાથે ચાલ અને જો તે અશ્વશાળામાં કોઈ પક્ષિરાજ અશ્વ હોય તો તેને શોધી કાઢ."

રાજાની આજ્ઞા સાંભળીને હીરામણ રાજાની સાથે અશ્વશાળામાં ગયો અને ત્યાં જઇને ભિન્ન ભિન્ન અશ્વોનું યથાર્થ નિરીક્ષણ કરવા લાગ્યો. તેણે સમસ્ત અશ્વોનું નિરીક્ષણ કરી લીધા પછી એક મુડદાલ અશ્વને જોઇને કહ્યું કેઃ-"મહારાજ ! આપે મને મોટા મોટા અશ્વ બતાવ્યા ખરા, પરંતુ આ મુડદાલ અશ્વ વિના બીજો કોઈ પણ અશ્વ પક્ષિરાજ અશ્વ નથી. આ અશ્વના યોગે જ આપણું કાર્ય સફળ થશે, એવી મારી દૃઢ માન્યતા છે; માટે એને જ તૈયાર કરવાની અશ્વપાળને આજ્ઞા આપી દ્યો."

રાજા હીરામણની આવી વાર્તા સાંભળીને અતિ ખિન્ન થયો અને કોપના આવેશમાં આવીને કહેવા લાગ્યો કેઃ-"હીરામણ ! તું મારી પણ મશ્કરી કરે છે કે ? જો તેમ ન હોય તો, તું અનેક સારા સારા અશ્વોને ત્યાગીને આવા એક મુડદાલ અશ્વને જ પક્ષિરાજના નામથી ઓળખાવે ખરો કે ? શું મારી અશ્વશાળામાં સારામાં સારા ગણાતા અશ્વોમાંથી કોઈ પણ અશ્વ પક્ષિરાજ અશ્વ ન હોય, એ વાર્તા સંભવે પણ ખરી કે ? જે અશ્વોને જોવામાટે દેશદેશના રાજાઓ પણ આકાંક્ષા રાખે છે, તે અશ્વોને તું છેક તુચ્છકારી કાઢીને આવા એક નજીવા અશ્વને આટલું બધું મહત્ત્વ આપે છે, એથી મને જણાય છે કે, તું અવશ્ય મારી મશ્કરી જ કરે છે. હું સર્વથા મૂર્ખ હોવાથી જ તારા વિશ્વાસપર રહીને તારા કહેવા પ્રમાણે મેં મારી સર્વ નિર્દોષ રાણીઓને મરાવી નાખી. જા, હીરામણ ! તું હવે મારી પાસેથી ચાલ્યો જા. તારું આવું વિચિત્ર વર્તન જોઇને મને હવે તારા પ્રતિ તિરસ્કાર થવા લાગ્યો છે અને કદાચિત્ તે તિરસ્કારના યોગે તારું મૃત્યુ પણ થઈ જશે, માટે તું અહીંથી ચાલ્યો જા."

રાજાની રોષપૂર્ણ વાર્તા સાંભળીને હીરામણે અતિ નમ્ર સ્વરથી કહ્યું કેઃ-"મહારાજ ! આપ આમ કોપાયમાન ન થાઓ. કોઈ પણ કાર્ય કરવામાં આવું સાહસ ન કરો. આપે મારી સાથે પ્રથમથી જ શર્ત કરી છે કે, તું જે પ્રમાણે કહીશ તે પ્રમાણે હું કરતો આવીશ, છતાં પણ મારી સાથેની પ્રતિજ્ઞાનો ભંગ કરીને આપ આમ કોપાઓ છો શામાટે? મહારાજ! આપને આ શોભે છે ખરું કે? હું જે કહું છું, તે ખરું જ કહું છું. આ મુડદાલ અશ્વ જ પક્ષિરાજ અશ્વ છે ! આપના અશ્વપાળોમાંથી કોઈ ખરા અશ્વને જાણતું હોય, તેમ જણાતું નથી, તેથી જ

રત્નને છોડીને સર્વ કાચનો આદર કરી રહ્યા છે. ખરો પક્ષિરાજ અશ્વ હોય છે, તે સહજ કૃશાંગ જ હોય છે, એટલે આ અશ્વને દુર્બળ ધારીને જ તમારા અશ્વપાળોએ એને ખાવા પીવાનું આપ્યા વિના જ આવો મુડદાલ બનાવી દીધો છે. આપ આ પક્ષિરાજના પરાક્રમને પાછળથી જ જોઈ શકશો કે એના યોગે તમને કેવો અલભ્ય લાભ પ્રાપ્ત થાય છે. જો આપને વિશેષ ખાત્રી કરવી હોય તો આ અશ્વને કોઈ સારા અશ્વપાળના હાથ નીચે બરાબર સંભાળ રખાવી જુઓ અને એને યોગ્ય ખોરાક મળે તેવી વ્યવસ્થા કરાવી આપો, એટલે આપ જોઈ શકશો કે, કેવળ ૭ માસના અવધિમાં જ આ અશ્વનો ચહેરો કેવો બદલાઈ જાય છે. આ દુર્બળ અશ્વ તેટલી મુદ્દતમા નો મહાન્ માતંગ જેવો બની જશે."

રાજા બોલ્યો કે:–"વારુ ત્યારે હીરામણ, તું જે પ્રમાણે કહે છે, તે પ્રમાણેની વ્યવસ્થા કરવાની હું આજે જ અશ્વપાળને આજ્ઞા આપી દઉં છું."

ત્યાર પછી તે અશ્વને એક ઘણા જ સારા મકાનમાં લઈ જવામાં આવ્યો અને નિત્ય તેને સારો સારો ખોરાક અપાવા લાગ્યો. ૭ માસ સુધી રાજાએ પોતે તે અશ્વની સંભાળ લીધા કરી, એટલે અશ્વનું રૂપ સર્વથા બદલાઈ ગયું. તે મુડદાલ અશ્વ એક મદોન્મત્ત માતંગ જેવો બની ગયો. એ જોઇને રાજા હીરામણની ઘણી જ પ્રશંસા કરવા લાગ્યો તેમ જ તેને પોતે આપેલા ઠપકાનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

અશ્વને યોગ્ય રૂપમાં આવેલો જોઇને હીરામણે રાજાને ઉદ્દેશીને કહ્યું કે:–"મહારાજ! હવે આ અશ્વ આપણા કાર્યને માટે યોગ્ય બની ગયો છે. હવે આપ એક બીજું કામ કરો અને તે એ કે, સોનીની પાસે એક શેર ચાંદીના બરાબર સરખા કકડા તૈયાર કરાવી લ્યો."

રાજાએ હીરામણના કહેવા મુજબ ચાંદીના કકડા તૈયાર કરાવી લીધા. ત્યાર પછી એક દિવસ હીરામણે મોરે મળસકે ઉઠીને રાજાને કહ્યું કે:–"મહારાજ! આપ એક સારો ચાબૂક હાથમાં લઇને પક્ષિરાજ અશ્વની પીઠપર બેસી જાઓ અને ચાંદીના કકડાને એક ખજેચીમાં નાખીને અશ્વની ગર્દન આગળ બાંધી દો. ત્યાર પછી હું જ્યારે આપના ખભાપર બેસી જાઉં, ત્યારે આપ અશ્વને એક ચાબૂક મારીને કહેજો કે, 'અશ્વ, જો તું ખરો પક્ષિરાજ અશ્વ હોય, તો સાત સમુદ્ર અને તેર સરિતાઓને પેલે પાર જે સુન્દરી રાજકન્યા વસે છે, તેની પાસે અમને પહોંચાડી દે.' પરંતુ મહારાજ! આપ પ્રથમથી જ સાવચેત રહેજો કે જો અશ્વને એકવાર ચાબૂક મારવા કરતાં વધારે વાર ચાબૂક મારશો તો આપણો સર્વ પરિશ્રમ નિષ્ફળ નીવડશે અને ધારેલી

ધારણા ધૂળમાં મળશે. જો ઈશ્વરની કૃપા હશે, તો આપણે એ સૌન્દર્ય-શાલિની મનોહર રાજકન્યાને લઇને સત્વર પાછા આપણી રાજધાનીમાં આવી પહોંચીશું. માટે મહારાજ, આપ કોઈ પણ પ્રકારની ચિન્તા કર્યા વિના જ મારા કહ્યા મુજબ સર્વ તૈયારી શીઘ્ર કરી લ્યો; કારણ કે, વિશેષ વિલંબ કરવાથી સારા કાર્યમાં અનેકવાર વિઘ્ન પણ આવી પડે છે."

હીરામણની આજ્ઞા પ્રમાણે રાજા અશ્વની પીઠપર સ્વાર થયો કે, તરત જ હીરામણ તેની કાંધપર ચઢી બેઠો અને રાજાએ પણ અશ્વને એકદમ ચાબૂક મારીને કહ્યું કેઃ—"પ્રિય પક્ષિરાજ અશ્વ! જો તું ખરો પક્ષિરાજ હોય તો સાત સમુદ્ર અને તેર નદીઓને પેલે પાર વસની સુંદરી રાજકન્યા અત્યારે જ્યાં હોય, ત્યાં અમને પહોંચાડી દે."

રાજાની આજ્ઞા થતાંની સાથે જ અશ્વ સડસડાટ કરતો આકાશ માર્ગે ઉડવા લાગ્યો. આ પ્રમાણે ચાલતાં ચાલતાં તે અશ્વ, રાજા અને હીરામણ પોપટ આદિ સર્વ, સાત સમુદ્ર અને તેર નદીઓને ઓળંગીને, તે રાજકન્યાના મહાલય આગળ જે એક મોટું વૃક્ષ આવેલું હતું, તે વૃક્ષ તળે જઈ પહોંચ્યા.

તે સમયે સંધ્યા થઈ ચૂકી હતી અને ભગવાન્ સૂર્ય નારાયણ પૂર્વાચલની પ્રદક્ષિણા કરીને પોતાની પશ્ચિમાવધૂને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી અસ્તાચલમાં પ્રયાણ કરવાની તૈયારી કરી રહ્યા હતા. આ વેળાયે રાજાએ હીરામણની ઇચ્છાનુસાર પોતાના અશ્વને વૃક્ષતળે બાંધી દીધો અને પછી પોતે તે વૃક્ષપર જઇને છુપાઈ રહ્યો. ત્યાર પછી હીરામણે શું કર્યું કે, ઘોડાની ગર્દનપર બાંધેલી ખલેચીમાં ચાંદીના જે કકડા હતા તે કકડાને વૃક્ષના તળિયાથી, તે પરમ સુંદરી રાજકન્યાના શયનમંદિર સુધીમાં જે જે માર્ગો, ઘરો અને ગલીઓ આવતી હતી તે બધી જગ્યાએ વેરતો વેરતો તે છેક રાજકન્યાના દ્વાર સુધી જઈ પહોંચ્યો. કકડા વેરતાં વેરતાં રાત્રિ લગભગ વીતી જવા આવી. પ્રભાત થતાં જ રાજકન્યાની દાસીએ મહાલયનાં દ્વાર ઉઘાડીને જોયું તો, ચાંદીના કકડા પડેલા જણાયા. એટલે તેણે તરત જ રાજકન્યા પાસે જઇને તેને તે વાર્ત્તા જણાવી દીધી. રાજકન્યાએ પણ આવીને જોયું તો, ત્યાં ચાંદીના કકડા તેની જ સ્થિતિમાં પડેલા જણાયા. એ જોઇને રાજકન્યા એક નેતરની છાબ મંગાવીને તે ચાંદીના કકડા વીણવા લાગી. કકડા વીણતાં વીણતાં તે પરમ સુંદરી કન્યા જેવી તે વૃક્ષ તળે આવી લાગી કે, તરત જ હીરામણે બહુ જ ધીમેથી રાજાના કાન પાસે જઇને કહ્યું કેઃ—"મહારાજ! હવે આપણે આ કન્યાને લઇને સત્વર આપણા દેશ તરફ ન્હાસી જવું જોઇએ; કારણ કે, તે વારંવાર કાંઈ આ પ્રમાણે બ્હાર નીકળતી નથી, માટે

અત્યારે જે અમૂલ્ય પ્રસંગ મળ્યો છે, તેનો સદુપયોગ કરી લેવો જ લાભદાયક જણાય છે. આપ એને આપના ખોળામાં બેસાડીને તરત જ પક્ષિરાજ અશ્વપર સ્વાર થઈ જાઓ અને પછી તેની પીઠપર ચાબૂક મારીને કહો કેઃ-'હે પક્ષિરાજ અશ્વ! જો તું ખરેખરો પક્ષિરાજ અશ્વ હોય, તો આ સુંદરીની સાથે મને નિર્વિઘ્ન મારી રાજધાનીમાં પહોંચાડી દે.' પરંતુ જો જો આ કાર્ય અતિ સાવચેતીથી કરવાનું છે, જો તમે વૃક્ષપરથી નીચે ઉતરવામાં જરા પણ પ્રમાદ કરશો અને આ વાર્તા રાજકન્યાના જાણવામાં આવી જશે, તો આપણી બધી બાજી ઉંધી વળી જશે અને અત્યાર સુધી કરેલી તમામ મહેનત પાણીમાં જશે. માટે ધીમેથી આ વૃક્ષપરથી ઉતરીને પ્રથમ એ કન્યાને પકડી લ્યો અને પછીથી મેં કહ્યું છે, તે પ્રમાણે વ્યવસ્થા કરો એટલે આપણને કશીયે અડચણ આડે આવશે નહિ."

રાજા હીરામણની વાર્ત્તા સાંભળીને તરત જ વૃક્ષપરથી નીચે ઉતરી આવ્યો અને રાજકન્યાને ઘોડાની પીઠપર બેસાડીને પોતે પણ ચઢી બેઠો. એ જોઈને હીરામણ રાજાના ખભાપર બેસી ગયો એટલે રાજાએ પક્ષિરાજ અશ્વને ચાબૂક મારીને જે પ્રમાણે હીરામણે તેને શિખવી રાખ્યું હતું તે પ્રમાણે કહ્યું કેઃ-"હે પક્ષિરાજ અશ્વ! તું જો ખરો પક્ષિરાજ અશ્વ હોય, તો અમો સર્વને લઇને સત્વર સાત સમુદ્ર તેમ જ તેર નદીઓને ઓળંગીને અમારા રાજમહાલય આગળ પહોંચાડી દે."

રાજાની આજ્ઞા થતાંની સાથે જ પક્ષિરાજ અશ્વ વાયુની પેરે સડસડાટ કરતો આકાશ માર્ગે ઉડી નીકળ્યો અને વિદ્યુદ્વેગે ચાલવા લાગ્યો. પરંતુ એવામાં રાજાને દુર્મતિ સૂઝવાથી અશ્વ બરાબર વેગપૂર્વક ચાલતો નથી, એમ ધારીને તેણે જેવો અશ્વને બીજી વાર ચાબૂકનો સપાટો લગાવ્યો કે, તરત જ તે અશ્વ ઉપરથી નીચે આવીને પૃથ્વીપર પછડાઈ ગયો.

અશ્વ જે સ્થળે આવીને પછડાયો હતો તે સ્થળે એક મહા ભયંકર જંગલ આવેલું હતું. તેથી ત્યાં સિંહ, ચીત્તા, વ્યાઘ્ર અને શૃગાલ આદિ હિંસ્ર પશુઓના વિકટ ચીત્કારો સંભળાતા હતા. આ જોઈને રાજા તથા નવીન રાજકન્યા ભયભીત થવા લાગ્યાં. તેમની આવી સ્થિતિ જોઇને હીરામણ રાજાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ-"મહારાજ! આપે આ શું કર્યું? મેં તમને પ્રથમથી જ ચેતાવી દીધા હતા કે, અશ્વને જો બીજો ચાબૂક મારશો તો વિકટ સંકટમાં આવી પડશો, છતાં પણ આપે તે વાર્ત્તાનું વિસ્મરણ કરીને આવા સંકટને વૃથા વ્હોરી લીધું."

આ સાંભળીને રાજાએ પૂછ્યું કેઃ-"હીરામણ! મારાથી ભયંકર અપરાધ થઈ ગયો છે, પરંતુ હવે આપણે શું કરવું? આપણાથી હવે શી રીતે રાજધાનીમાં નિર્વિઘ્ન પહોંચી શકાશે?"

"પ્રભો! હવે તો મને કાંઈ પણ ઉપાય જણાતો નથી. ફરીવાર આ અશ્વને છ માસ સુધી યોગ્ય ખોરાક આપ્યા વિના તે આપણા ઉપયોગમાં આવી શકે, તેમ જણાતું નથી. માટે પ્રથમ તેને સાજો કરવાનો યોગ્ય ઉપાય કરવો જોઇએ; કારણ કે જ્યાં સુધી અશ્વ સારો નહિ થાય, ત્યાં સુધી આપણાથી એક ડગલું પણ આગળ ભરી શકાશે નહિ." રાજાના પ્રશ્નનું હીરામણે અત્યંત ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યું.

તેમની આ પ્રમાણેની વાતચીત થતી હતી, તે વેળાયે તે દેશનો રાજપુત્ર પોતાના અનેક અનુચરો સાથે અચાનક ત્યાં આવી લાગ્યો. આ સમયે તે અશ્વપર સ્વાર થઇને નીકળ્યો હતો અને તેના અનુચરોમાંના કેટલાક અશ્વારૂઢ થયેલા હતા તેમ જ કેટલાક પગે ચાલતા આવતા હતા. રાજપુત્ર તે જંગલમાં કેવળ શિકાર કરવાના ઉદ્દેશથી જ આવ્યો હતો.

તે રાજકુમાર કેટલીક વાર પછી પેલી રૂપવતી રાજકન્યા તથા રાજા પાસે આવીને કુશળ સમાચાર પૂછવા લાગ્યો અને તે કન્યાનું અનુપમ રૂપ જોઇને તે મુગ્ધ બની ગયો. તે પોતાના મનમાં જ તે કન્યાની સાથે લગ્ન કરવાનો સંકલ્પ કરીને રાજા પાસેથી તેની યાચના કરવા લાગ્યો.

રાજાએ કહ્યું કેઃ-"હું આ કન્યાને સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગીને તેમ જ અનેક સંકટો વેઠીને લાવ્યો છું; માટે હું તમને તે આપી શકીશ નહિ. વળી, એક મનુષ્ય મહા પરિશ્રમથી કોઈ અલભ્ય વસ્તુ લાવે, અને તે વસ્તુનો ભોક્તા કોઈ બીજો જ પુરુષ બની જાય, તે કોઈ પણ રીતે ઉચિત ગણાય ખરું કે? આ કન્યાપર મારો જ અધિકાર છે અને તેથી હું એને તમોને સોંપવાની સાફ ના પાડું છું."

રાજાની વાર્તા સાંભળીને રાજપુત્ર બોલ્યો કેઃ-"અરે ઓ પાપાત્મા! તું કોની સાથે આ વાર્તા કરે છે, તેનો વિચાર કર. આ રાજકન્યાને તરત જ મારે આધીન કર અને જો તેમ કરવાની ઇચ્છા ન હોય, તો યુદ્ધ કરવાને તૈયાર થા. યુદ્ધમાં જેનો વિજય થશે, તે જ આ કન્યાનો સ્વામી ગણાશે અને જેનો પરાજય થશે તે ઠાલે હાથે ચાલ્યો જશે. માટે મેં કહેલી બે વાર્તાઓમાંની કોઈ પણ વાર્તાનો સ્વીકાર કર."

આ પ્રમાણે રાજા અને રાજપુત્ર વચ્ચે વિવાદ થવા લાગ્યો અને એ વિવાદના પરિણામે તેઓ બન્ને પરસ્પર ભયંકર યુદ્ધ કરવા લાગ્યા.

આ સમયે પેલી રૂપવતી રાજકન્યા એક બાજૂએ ઉભી ઉભી રાજકુમાર અને રાજા વચ્ચે થતા યુદ્ધને જોઈ રહી હતી અને ભગવાનને પ્રાર્થના કરીને કહેતી હતી કે –'હે દીનદયાળુ ભગવન્! આ યુદ્ધમા, મને અહીં લઈ આવનાર રાજાનો જ વિજય કરાવજો અને મને આ અગાધ રાજપુત્રના હાથમાં જવા દઈશ નહિ"

તે કન્યા આ પ્રમાણે પ્રાર્થના કરી રહી હતી અને રાજાની જીત થતી જતી હતી એવામાં રાજકુમારના બે સૈનિકો આવી ચઢ્યા, અને રાજકુમારને સંકટમાં પડેલો જોઈને તેઓ પણ રાજાની સાથે યુદ્ધ કરવા લાગ્યા એક તો રાજાએ આખા દિવસમાં અનાહાર કર્યા નહોતો, તેમ જ ઘણા સમયથી યુદ્ધ કરી કરીને થાકી ગયો હતો, તેમા વળી ત્રણ જણાએ સાથે મળીને તેનાપર આક્રમણ કર્યું, તેથી તે બિચારો એકલો શુ કરી શકે? છેવટે એ આગતુક રાજકુમારનો જય થયો અને રાજાને પરાજિત થવુ પડ્યુ

યુદ્ધમા વિજય પામ્યા પછી તે રાજકુમારે, રાજાને જીવથી ન મારી નાખતા, તેની બન્ને આખો ફોડીને તેને આધળો બનાવી દીધો અને પેલી રૂપવતી રાજકન્યાને પોતાની સાથે લઈને ત્યાથી ચાલ્યો ગયો તેણે ત્યાથી વિદાય થતી વેળાએ રાજકન્યાના કહેવાથી પોતાના અનુચરોને પેલા પક્ષિરાજ અશ્વને પણ પોતાની અશ્વશાળામા લઈ જવાની આજ્ઞા આપી હતી, તેથી અનુચરો તે અશ્વને લઈને ચાલ્યા ગયા હવે માત્ર તે સ્થાનમા તે અધ રાજા અને હીરામણ પોપટ જ રહી ગયા

બીજી બાજૂએ રાજપુત્ર પેલી રાજકન્યાને રાજમહાલયમા લઈ જઈને કહેવા લાગ્યો કે –'રાજકન્યા! તમારે હવે ગભરાવાનું કાંઈ કારણ નથી, માત્ર આ મહાલયમા રહીને તમે આનદથી તમારી ઈચ્છામા આવે તેવા ભોગ ભોગવો અને મારી રાણીના પદને પ્રાપ્ત કરો તમારે હવે મારી સાથે લગ્ન કરવુ પડશે"

તે કન્યાની ઈચ્છા પેલા રાજાની સાથે જ લગ્ન કરવાની હતી, તેથી તેણે રાજપુત્રના પ્રશ્નના ઉત્તરમા જણાવ્યુ કે –'રાજપુત્ર! હુ એક વર્ષ સૂધી કોઈની સાથે લગ્ન કરવા ઈચ્છતી નથી, કારણ કે મેં એક વ્રત લીધુ છે, તે વ્રત જ્યા સૂધી પૂરુ ન થાય ત્યા સૂધી મારાથી લગ્ન કરી શકાય તેમ નથી માટે એક વર્ષ પર્યન્ત તમે લગ્નની વાર્તાને સભારશો પણ નહિ એક વર્ષ પછી જ્યારે મારુ વ્રત પૂરુ થશે ત્યારે હુ, આનદથી તમારી સાથે લગ્ન કરીશ પરતુ તે એક વર્ષ સૂધી મારે એક જુદા મકાનમા રહેવુ પડશે, માટે મને તેવા મકાનની સગવડ કરાવી આપો કે જ્યા કોઈ પરપુરુષનો સચાર માત્ર પણ ન થઈ શકે

વળી હું મારા આ અશ્વને પણ મારી સાથેજ રાખીશ; કારણ કે, એ અશ્વ મને અતિ પ્રિય છે અને હું એની હમેશાં સંભાળ લીધા કરું છું, તેથી મારા વિના એ કોઇનો આપેલો ખોરાક પણ ખાતો નથી."

આ સાંભળીને રાજપુત્રે કહ્યું કે:-"વારુ, તમારી ઇચ્છાનુસાર સર્વ વ્યવસ્થા કરી આપવામાં આવશે, પરંતુ એક વર્ષ પછી તમારે મારી સાથે જ લગ્ન કરવાં પડશે." આમ કહીને રાજપુત્રે તે રાજકન્યાને માટે એક અતિ સુંદર મહાલય બંધાવી આપ્યું, એટલે રાજકન્યા પોતાના અશ્વ સાથે તે મહાલયમાં વસવા લાગી. રાજકન્યા જાણતી હતી કે, પક્ષિરાજ અશ્વને ૭ માસ સૂધી સારી રીતે ખવડાવવાથી તે બળવાન્ થઈ શકશે અને રાજાને લઇને તેની રાજધાનીમાં સત્વર પહોંચી શકાશે; આમ ધારીને તે રોજ તેને સારો સારો ખોરાક ખવડાવવા લાગી તથા કાળજીપૂર્વક તેની સંભાળ લેવા લાગી.

જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ રાજકન્યા વિચારવા લાગી કે;-"રાજાની અને તે હીરામણ પોપટની શી દશા થઈ હશે! હવે શો ઉપાય કરુ તો હીરામણ પોપટ મને મળી શકે અને રાજાને લઇને તેમની રાજધાનીમાં પહોંચી શકાય?" આ પ્રમાણે વિચાર કરીને તે કન્યા પોતાના મહાલયની અગાશીપર રોજ સહવારે, બપોરે અને સાંઝે, ચોખા, ચણાની દાળ, મટર આદિ પક્ષીઓનો ખાવાનો ખોરાક નાખવા લાગી. એથી અનેક પક્ષીઓ આવી આવીને તે ખોરાક ખાવા લાગ્યાં અને તે રાજકન્યા દૂર ઉભી રહીને તે સર્વને જોવા લાગી કે, તે તેમાં રાજાનો હીરામણ પોપટ આવ્યો છે કે નહિ!

આ તરફ રાજા તો અંધ થઇને તે જંગલમાં પડ્યો રહેતો હતો અને હીરામણ જંગલમાંથી પાકાં પાકાં મિષ્ટ વનફળો લાવીને તેને આપ્યા કરતો હતો અને ખોરાકથી રાજા પોતાનું પોષણ કરતો હતો. રાજા દિવસે દિવસે સૂકાતો જતો હતો અને તેથી હીરામણ ઘણો જ ઉદાસ થઇને, રાજાના ઉદ્ધારનો વિચાર કર્યાં કરતો હતો. આ પ્રમાણે લગભગ એક માસ વીતી ગયો. ત્યાર પછી એક દિવસે તે જંગલનાં સર્વ પક્ષીઓએ મળીને હીરામણને કહ્યું કે:-"અરે ઓ હીરામણ! તું તો રાજાને માટે જ વ્યગ્ર થઈ રહ્યો છે, પરંતુ સારો ખોરાક ક્યાંથી મળી શકે છે, તેની તો તું કાંઈ ખબર જ રાખતો નથી. આ દેશના રાજાના મહાલયની પાસેના એક મહાલય જેવા મકાનમાં એક પરમ દયાવતી કન્યા વસે છે. તે રોજ સવાર સાંઝ અમારે માટે અનેક પ્રકારના સારા સારા ખાવાના પદાર્થો નાખે છે. અમે આખો દિવસ ત્યાં આગળ જ રહીને ખોરાક ખાઇએ છીએ અને સંધ્યા સમયે પાછાં અહીં આવ્યાં

આવીએ છીએ માટે હીરામણ! અમે કહીએ છીએ કે, તુ પણ અમારી સાથે યા આગળ આવતો જા"

પક્ષીઓના મુખથી આ વાર્તા સાભળીને હીરામણે વિચાર્યું કે –'એ રાજમહાલય જેવા મકાનમાં વસતી પરમ દયાવતી કન્યા, બીજી કોઈ નહિ, કિન્તુ સાત સમુદ્ર અને તેર સરિતાઓને પેલે પાર રહેનારી રાજકન્યા જ હોવી જોઈએ અને તેણે મને મેળવવામાટે જ આ પ્રમાણેની વ્યવસ્થા કરેલી હશે, માટે મારે એકવાર તો ત્યા જઈને સર્વ સમાચાર લઈ આવવા જોઈએ"

આ પ્રમાણે નિશ્ચય કરીને હીરામણ એક દિવસ તે જગતના બીજા પક્ષીઓની જોડે તે રાજમહાલય તરફ ગયો. ત્યા જઈને તેણે તે કન્યાને જોતા વાર સાથે જ ઓળખી લીધી ત્યાર પછી કાંઈક વિચાર કરીને હીરામણ તે રૂપવતી રાજકન્યા પાસે જઈને બોલ્યો કે –"હે રાજ કન્યા! શુ તમે આ મહાલયમા જ રહો છો?

રાજકન્યાએ ઉત્તર આપ્યુ કે –"હા, કેમ તારે શું કામ છે વારુ?

હીરામણે કહ્યુ કે,–'હુ એક ખાસ કારણસર જ અહીં આવ્યો છુ, પરતુ તમે મને ઓળખી શકો છો ખરા કે?'

રાજકન્યાએ ઉત્તર આપ્યુ કે –'હા, હું તને ઘણી જ સારી રીતે ઓળખુ છુ, તું હીરામણ પોપટ કે નહિ?

હીરામણે કહ્યુ – જી, હા, હું હીરામણ જ છુ"

આ સાભળીને રાજકન્યા ઘણી જ પ્રસન્ન થઈ અને પુન પૂછવા લાગી કે –હીરામણ! "તારા રાજાના શા સમાચાર છે? અત્યારે તેઓ ક્યા રહે છે અને તેમના ખાવા પીવામાટેની તેં શી વ્યવસ્થા કરી આપી છે?'

રાજકન્યાના પ્રશ્નના ઉત્તરમા હીરામણે રાજાની સ્થિતિનો સર્વ વૃત્તાંત કહી સભળાવ્યો, અને ત્યાર પછી તેઓ બન્ને રાજાના ઉદ્ધારનો વિચાર કરવા લાગ્યા કન્યાએ હીરામણને રાજાની આંખો સારી થવાનુ ઔષધ લાવવામાટે કહ્યુ કે, "મારા પિયરમા એક ઔષધ છે અને તે ઔષધથી રાજાની આંખો સત્વર સારી થઈ જશે, માટે બરાબર સભાળપૂર્વક તે ઔષધને લઈ આવીને રાજાની આંખો સારી કરવાનો પ્રયત્ન કરજે' આ પ્રમાણે સલાહ મસલત કર્યા પછી હીરામણે રાજા પાસે આવીને બધી હકીકત કહી સભળાવી અને ત્યાર પછી તે સાત સમુદ્ર અને તેર નદીઓને પેલે પાર આવેલા રાજકન્યાના મહાલયમા રાજાની આંખો સારી કરવાનું ઔષધ લાવવામાટે ગયો ત્યાં મહાલયની સામે જે એક મોટુ વૃક્ષ હતુ તે વૃક્ષપર એક પક્ષી

અને એક પક્ષિણી રહેતા હતાં, તેની હગાર લઇને હીરામણ રાજા પાસે આવી લાગ્યો અને રાજાએ તે હગાર આંખોપર ચોપડી કે તરત જ તેની આંખો સારી થઈ ગઈ.

રાજા જ્યારે સર્વથા નીરોગ થયો, એટલે તેણે પોતાના રાજકીય પોશાકનો ત્યાગ કરીને એક સાધારણ અનુચરના જેવા પોશાકને ધારણ કરી લીધો અને દાઢી મૂછ તથા મસ્તકપરના વાળને મુંડાવી નાખ્યા તથા ફાટ્યાં તૂટ્યાં અને મલિન વસ્ત્રો પહેરવામાં પણ તેણે જરાએ આનાકાની કરી નહિ. મસ્તકપર એક અતિ મલિન રૂમાલ બાંધી દીધો. રાજાનો આવો વેશ જોઇને તેના અનુચરો વિના બીજું કોઈ પણ મનુષ્ય તેને ઓળખી શકતું નહોતું. બીજાં બધાં માણસો તેને એક સાધારણ અનુચર જ ધારતાં હતાં. આવો વેશ ધારણ કરીને રાજાએ તે રાજકન્યાના મહાલયમાં જઈને નોકરી કરવાની ઇચ્છા જણાવી. રાજકન્યાએ અને હીરામણ પોપટે પ્રથમથી જ આ સર્વ વિષયમાં સલ્લાહ કરી રાખી હતી અને તેથી તે કન્યાએ તરત જ રાજાને નોકરીમાં રાખી લેવાનો સ્વીકાર કર્યો.

બીજી બાજૂએ તે કન્યા ઘોડાને રોજ સારો સારો ખોરાક ખવડાવવા લાગી તથા બન્ને ચાકરી કરવામાટેની પોતાના અનુચરોને કઠિન આજ્ઞા આપી દીધી. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી જોત જોતાંમાં છ માસ વીતી ગયા.

ત્યાર પછી એક દિવસ હીરામણ પોપટે કહ્યું કે;–"મહારાજ! હવે આ પક્ષિરાજ અશ્વ ચાલવાને શક્તિમાન થઈ ચૂક્યો છે, માટે આપણે જેમ બને તેમ જલ્દી આ સ્થળેથી ન્હાસી જવાની જરૂર છે; કારણ કે, આ કન્યાને આપણી પાસેથી બળાત્કારે છીનવી લેનાર રાજકુમાર આપણી અહીંની હાજરીની વાર્ત્તા જાણી જશે, તો પછી મહાભયંકર વિઘ્ન આવી પડશે."

જ્યારે હીરામણ રાજાને ઉદ્દેશીને આ પ્રમાણે વાર્ત્તા કરી રહ્યો હતો, તે જ સમયે ત્યાં પેલી રૂપવતી રાજકુમારી ત્યાં આવી પહોંચી અને કહેવા લાગી કે;–"હીરામણ! હવે વિલંબ કરવાની શી આવશ્યકતા છે? આ સ્થળે હવે વૃથા સમય ગાળવો એ મને તો કોઈ પણ પ્રકારે ઉચિત લાગતું નથી. આ પક્ષિરાજ અશ્વ પણ પૂર્ણ બળવાન્ થઈ ગયો છે, માટે આપણને અહીંથી ન્હાસી જવામાં કાંઈ પણ વિઘ્ન આવી શકશે નહિ."

રાજકન્યાની આ વાર્ત્તા સાંભળીને રાજાએ અને હીરામણે સાથી થોડા જ સમયમાં ન્હાસી છૂટવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ ઉષ:કાળમાં જ્યારે રાજમહાલયનાં સર્વે મનુષ્યો ઘોર નિદ્રામાં સૂઈ રહ્યાં હતાં અને મનુષ્યના જાગ્રત થવાનો કોઈ પણ સ્થળે સંચાર પણ સંભળાતો નહોતો, ત્યારે રાજા, રાજકન્યા, હીરામણ અને પક્ષિરાજ અશ્વ આદિ સર્વ મહાલયના ચોકમાં આવીને ઉભાં રહ્યાં અને ત્યાર પછી રાજા તથા રાજકન્યા પક્ષિરાજની પીઠપર સ્વાર થઈ ગયાં, એટલે હીરામણ પણ રાજાના ખભાપર બેસી ગયો.

સર્વ પ્રકારની તૈયારી થઈ ચૂકી એટલે રાજાએ પક્ષિરાજ અશ્વની પીઠપર ચાબૂક મારીને કહ્યું કે:-"હે અશ્વ! જો તું ખરો પક્ષિરાજ અશ્વ હોય, તો અમને અમારી રાજધાનીમાં પહોંચાડી દે."

રાજાની આ આજ્ઞા સાંભળતાંની સાથે જ પક્ષિરાજ અશ્વ સડસડાટ કરતો આકાશમાર્ગે ઉડતો ઉડતો ચાલવા લાગ્યો. જોત જોતાંમાં તે બરાબર મધ્યાન્હ સમયે રાજાના રાજમહાલય આગળ આવીને ઉભો રહ્યો અને ત્યાર પછી રાજા તે રાજકન્યાને લઇને રાજમહાલયમાં ગયો અને તેની સાથે લગ્ન કર્યાં. રાજાના લગ્નસમયે ઘણી જ ધામધૂમ કરવામાં આવી. લગ્નનું કાર્ય સમાપ્ત થયા પછી રાજા તે રાજકન્યાની સાથે સુખપૂર્વક રહેવા લાગ્યો અને હીરામણ પોપટ પણ તેની પાસે જ રહી ગયો.

---

## ઉદારાત્મા બ્રહ્મરાક્ષસ

એક અતિ દરિદ્ર બ્રાહ્મણ અને તેની સ્ત્રી ઘણી જ મુસ્કેલીથી પોતાનો ગૃહસંસાર ચલાવતાં હતાં. બ્રાહ્મણ હમેશાં ભિક્ષા માગીને જે કાંઈ અન્ન વસ્ત્રઆદિ મેળવતો હતો, તેમાંથી તે ઘણા જ સંકોચથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. જે ગામમાં તે બ્રાહ્મણ રહેતો હતો તે ગામના એક બ્રાહ્મણને ત્યાં એક દિવસ એક જમીનદાર ગામનો નવીન અધિકારી થઇને આવ્યો અને તેની પાસે તે બ્રાહ્મણ ભિક્ષા મેળવવાની આશાથી જઈ પહોંચ્યો.

બ્રાહ્મણ જમીનદારની પાસે ગયો તે વેળાએ ત્યાં આગળ તે ગામના મુખ્ય મુખ્ય પટેલીઆ તથા અન્યાન્ય મોટા મોટા માણસો બેઠેલા હતા અને તેઓ સર્વ એક પ્રકારનો કોલાહલ મચાવી રહ્યા હતા. આમ થવાનું કારણ શું હોવું જોઇએ, એ વિષયની બ્રાહ્મણ બરાબર તપાસ કરવા લાગ્યો, અને તેથી થોડા જ વખતમાં જાણી શક્યો કે, તે ગામની ઉત્તર દિશામાં જે એક મોટું વૃક્ષ આવેલું હતું, તે વૃક્ષમાં એક ભયાનક ભૂત વસતો હતો! દિવસની વેળાએ ખેડુતો ત્યાં બળદ ચારવામાટે જતા હતા, એ ખરું, પરંતુ રાત્રે ત્યાં કોઈ પણ મનુષ્ય જઈ શકતું નહોતું. જો

કોઈ માણસ તે તરફ જવાનું સાહસ કરતું હતું, તો તે કાં તો મરણને આધીન થતું હતું અને કાં તો ઉન્માદ રોગના વ્યાધિની તેને બાધા થતી હતી.'

કેટલાક દિવસ પહેલાં એક ગામના ગોવિંદ નામક એક બ્રાહ્મણે રાત્રિના ભયાનક સમયે ત્યાં જવાનું સાહસ કર્યું હતું; પરંતુ તે પાછો જીવિત અવસ્થામાં પોતાને ઘેર આવી શક્યો નહોતો; કારણ કે પેલા ભૂતે તેને મારી નાખ્યો હતો.

તે ભયંકર બનાવ બન્યા પછી રાત્રિને વખતે ત્યાં જવાનું સાહસ કોઈ પણ મનુષ્ય કરી શકતું નહોતું.' બ્રાહ્મણ જે જમીનદાર પાસે ગયો હતો, તે જમીનદાર તરુણ વયનો હતો.' તે આ ગામમાં પ્રથમ કદાપિ આવ્યો નહોતો. તેથી તે ભૂતવાળા વૃક્ષની વાર્તા સાંભળીને બોલી ઉઠ્યો કે:-"જે કોઈ મનુષ્ય રાત્રે એકલો જઇને તે ભૂતવાળા વૃક્ષની એક ડાળી તોડીને મારી પાસે લઈ આવશે, તેને હું એક સો વીઘા જમીન ભેટ આપીશ, તેમ જ તે જમીનનો કર અને દાણ આદિ સર્વ માફ કરીશ. માટે જેનામાં આટલું ઇનામ મેળવવાનું સામર્થ્ય હોય, તેણે આજે રાત્રે જ જઇને તે વૃક્ષની એક ડાળી લઈ આવવી. પરંતુ ડાળી લેવા જતી વખતે બીજા કોઈ પણ મનુષ્યને સાથે લઈ જવાની સખ્ત મનાઈ કરવામાં આવે છે, માટે ડાળી લેવા જનાર મનુષ્યે એકલા જ જવાનું છે."

એક સો વીઘા જમીન કોઈ પણ પ્રકારના કર કે દાણ વગર પ્રાપ્ત કરવાનો લોભ તો ઘણા માણસોને થઈ આવ્યો, પરંતુ રાત્રે એકલા જઇને તે ભૂતવાળા વૃક્ષની ડાળી ભાંગી લાવવાનું સાહસ લગભગ કોઈનાથી પણ થઈ શક્યું નહિ. જમીનદાર સન્મુખ ભેળી થએલી સભામાંથી કોઈ પણ મનુષ્ય ઇનામ મેળવવાની આશાથી ઉભું થયું નહિ. ત્યારે આપણો તે ગરીબ બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે;-"હું તો એક પ્રકારના દુઃખથી પીડાઈ રહ્યો છું, માટે આ ભયંકર દુઃખને સહન કરવા કરતાં તે ભૂતના હાથથી મરણ પામવું એ જ મારા માટે વિશેષ હિતાવહ છે. કદાચિત્ ભૂતના પંજામાંથી છટકીને તે વૃક્ષની ડાળ ભાંગી આવીશ, તો કોઈ પણ પ્રકારની મેહનત વગર જ એક સો વીઘા જમીન મેળવી શકીશ અને મારા આ ભૂખના દુઃખને દૂર કરી શકીશ અને જો મરણ પામીશ તો મહા ભયંકર દુઃખમાંથી છુટકો પામીશ. ભૂતના હાથથી મરવામાં મને શું નુકસાન થવાનું છે? આજે પણ મરવાનું છે અને બે દિવસ પછી પણ મરવાનું જ છે, તો પછી મરણનો વૃથા ભય રાખીને ભવિષ્યની આશાનો શામાટે ત્યાગ કરવો? જો ભૂતવાળા

વૃક્ષની ડાળી લાવીશ તો જમીનદાર થઈ પડીશ અને ભૂતના હાથે મરણ પામીશ તો જગતની જંજાળમાંથી છૂટકો પામીશ, માટે એક વાર યત્ન તો કરવો જ. ભગવાન્ યત્નનું ફળ અવશ્ય આપે છે જ."

આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણે જમીનદારને કહ્યું કેઃ—"જમીનદાર મહાશય ! જો આપ આજ્ઞા આપતા હો, તો હું તે ભૂતવાળા વૃક્ષની ડાળી લાવી આપવાને તૈયાર છું; કારણ કે મને ભૂતનો અથવા મૃત્યુનો ભય છે જ નહિ. હું અત્યારે ભૂખમરારૂપી મૃત્યુના મુખમાં આવી પડ્યો છું, તેથી વ્હેલા મોડું પણ મારું મૃત્યુ થવાનું જ છે, માટે કૃપા કરીને મને તે સ્થાનમાંથી ડાળી લઈ આવવાની આજ્ઞા આપો."

બ્રાહ્મણની વાર્તા સાંભળીને જમીનદારે કહ્યું કેઃ–"વારુ, મહારાજ! ત્યારે તમે આજે રાત્રે એકલા જઇને તે ભૂતવાળા વૃક્ષની એક ડાળી ભાંગી લાવજો. જ્યારે તમે તે ડાળી લાવીને મારા હાથમાં આપશો, તેમ જ મારી ખાત્રી થશે કે તે ડાળી તમે એકલા જઇને લઈ આવ્યા છો, એટલે હું તમને તરત જ મારા જણાવ્યા મુજબ એક સો વીઘા જમીન ઇનામ આપીશ."

બ્રાહ્મણનું આવું સાહસ જોઇને ત્યાં એકત્ર થએલા સર્વ જનો આશ્ચર્યચકિત થઈ ગયા અને તેમાંના કેટલાક તો એમ પણ કહેવા લાગ્યા કેઃ–"આ બ્રાહ્મણની ડાગળી ચસકી ગઈ લાગે છે અથવા તો લોભને લીધે બ્રાહ્મણનું ચિત્ત ભ્રમિષ્ટ થઈ ગયું છે; નહિ તો કાંઈ હાથે કરીને મરણના મુખમાં જાય ખરો કે ?"

વળી કેટલાક ઇર્ષાળુ બ્રાહ્મણો તો પોતાના જાતભાઇને કદાચિત તેટલું મોટું ઇનામ મળી જશે તો તે બ્રાહ્મણ ધનાઢ્ય બની જશે એમ ધારીને તેને કહેવા લાગ્યા કે;–"અરે ઓ બુદ્ધિહીન બ્રાહ્મણ ! હાથે કરીને શા સારૂ મરવા જાય છે? જે સ્થાનમાં જતાં મોટા મોટા વીર પુરુષો પણ ભયભીત થાય છે, ત્યાં જવાનું તું સાહસ કરે છે, એથી તારી મૂર્ખતાનો સંપૂર્ણ પરિચય થઈ જાય છે. પણ હજી જરા વિચાર કરી જો."

પરંતુ બ્રાહ્મણ તે તરફ કાંઈ પણ લક્ષ આપ્યા વિના પોતાના દૃઢ વિચારને વળગી રહ્યો અને ત્યાર પછી ત્યાંથી પોતાના ઘર તરફ જવાને વિદાય થયો.

ઘેર આવીને બ્રાહ્મણે પોતાની પત્નીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. બ્રાહ્મણી તે વાર્તા સાંભળીને બ્રાહ્મણને કહેવા લાગી કેઃ-"મહારાજ! આપ આવું સાહસ ન કરો. જે કાર્ય કરતાં સર્વ જનો ભયભીત થાય છે અને મૃત્યુના ભયથી કંપી જાય છે, તે કાર્યમાં હસ્તક્ષેપ

કરવો એ આપના જેવા ચતુર પુરુષનું કર્તવ્ય નથી. કદાચિત્ ન કરે નારાયણ ને તે ભૂતના હાથે આપનું મૃત્યુ થાય, તો પછી મારા ભાગ્યમાં વૈધવ્યનો મહા દુઃખદ પ્રસંગ આવી લાગે અને તેના યોગે મારે માર્ગની ભીખારણ પણ બનવું પડે. માટે પ્રાણનાથ! જે કાર્ય કરવામાં મૃત્યુ જ આગળ આવીને ઉભું રહ્યું છે, તે કાર્યને હાથમાં ધરવું એ મને તો કોઈ પણ પ્રકારે ઉચિત લાગતું નથી. ભગવાન્ આપણને બટકું રોટલો આપે છે તેથી અસંતુષ્ટ થઇને આખા રોટલાની આશા રાખવી અથવા તો તે પ્રાપ્ત કરવામાટે ગજા ઉપરાંતના યત્નો કરવા એ કેવળ મનુષ્યનો પ્રમાદ છે. પ્રભો! આપ એ મહત્ત્વાકાંક્ષાનો ત્યાગ કરો અને ઈશ્વરે આપેલા દાળ રોટલાથી સંતોષ માનો. આપણને ઇનામ મેળવવાની કાંઈ આવશ્યકતા નથી, ભાગ્યમાં લખાયું હશે તો દીનદયાળુ ઈશ્વર પોતાની મેળે જ આપણને તેથી પણ વિશેષ સાધન આપી રહેશે, માટે આપ આપની આવી દુરાશાને ત્યાગી દ્યો."

પરંતુ બ્રાહ્મણે તેની સ્ત્રીની વાર્તા તરફ કાંઈ લક્ષ્ય જ આપ્યું નહિ અને એક દિવસ રાત્રે તે બ્રાહ્મણે જમી રહ્યા પછી તેને કાંઈ પણ જણાવ્યા વિના જ તે ભૂતવાળા વૃક્ષ તરફ જવાને પ્રયાણ કર્યું. જતી વેળાએ તેણે પોતાના હૃદયને ઘણું જ કઠિન કરી લીધું, તથા ભૂતના ભયનો ત્યાગ કરીને તે ઇનામની આશાના વિચારો કરતો કરતો ચાલવા લાગ્યો. પરંતુ જતાં જતાં તે પેલા ભૂતવાળા વૃક્ષથી લગભગ એક રાશ વા દૂર આવેલા એક બકુલ વૃક્ષ આગળ આવ્યો એટલે ભયથી વિહ્વળ થઈ ગયો અને તેના સર્વાંગમાં કમ્પ થવા લાગ્યો. તેને જણાવા લાગ્યું કે, જાણે તે ભૂતવાળા વૃક્ષમાંથી ભૂતો અહીં આવીને તેના પ્રાણ લેવામાટે તૈયાર થઈ રહ્યાં છે. પણ તે વિચારને જરાતરા દબાવીને તે બે ચાર ડગલાં આગળ વધ્યો અને તેવામાં તેને કોઇક વ્યક્તિનો ભયંકર ચીત્કાર સંભળાયો. આથી તે બિચારો થરથર કમ્પવા લાગ્યો અને દુર્ગાદેવીના નામનો જપ કરવા મંડી ગયો.

'તે બકુલ વૃક્ષમાં એક દયાળુ બ્રહ્મદૈત્ય રહેતો હતો એટલે તે બ્રહ્મદૈત્યે આવી ભયાનક રાત્રે તે બ્રાહ્મણને પોતાના આશ્રયસ્થાનમાં આવેલો જોઇને કહ્યું કે:-"અરે ઓ બ્રાહ્મણ! તું ડરે છે શામાટે? તારે આ પ્રમાણે થરથર કમ્પવાનું શું પ્રયોજન છે? તું આવી ભયાનક રાત્રે આવા વિકટ સ્થાનમાં શામાટે આવ્યો છે અને તારે આમ ભયભીત થઈ જવાનું શું કારણ છે? તું મારો લેશ માત્ર પણ ભય રાખીશ નહિ; કારણ કે હું તને કાંઈ પણ અડચણ કરું તેમ નથી. તું અહીં શા ઉદ્દેશથી આવ્યો છે? હું બ્રહ્મદૈત્ય છું અને તને સહાયતા કરવાની

ઇચ્છા રાખું છું; માટે તારે મને જે કાંઈ કહેવું હોય તે આનંદથી કહી સંભળાવ."

બ્રાહ્મણે પ્રથમથી જ સાંભળ્યું હતું કે તે બ્રહ્મદૈત્ય અત્યંત દયાળુ છે અને દુઃખી મનુષ્યોને સહાયતા કરવામાં તે સર્વદા તત્પર રહે તેવો છે તેથી બ્રાહ્મણ વિચારવા લાગ્યો કેઃ-"જો હું આ બ્રહ્મદૈત્યને સંતુષ્ટ કરી શકીશ તો મારું કાર્ય અવશ્ય સફળ થશે જ અને પેલા ભૂતવાળા વૃક્ષપરની એક ડાળી ભાંગવાના કાર્યમાં પણ મને યોગ્ય સહાયતા આપશે."

આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણ પેલા બ્રહ્મદૈત્યને સંબોધીને કહેવા લાગ્યો કેઃ-"મહાશય, હું આ ભૂતવાળા વૃક્ષની એક ડાળી તોડી લેવાના ઇરાદાથી જ અહીં આવ્યો છું અને એ ડાળીપર મારી ભવિષ્યની સર્વે આશાઓ અવલંબી રહેલી છે. જો હું એ ડાળી તોડીને મારા ગામમાં આવેલા એક જમીનદાર પાસે લઈ જઇશ તો તેથી મને એક મોટું ઇનામ મળશે તથા મારા ભાગ્યમાં લખાયલું ભયંકર ભૂખનું દુઃખ તથા દારિદ્ર્યની પીડા મટી જશે. હું ઘણી જ ગરીબ હાલતમાં આવી પડેલો એક દરિદ્ર બ્રાહ્મણ છું અને મને મારા પોષણ પૂરતું અન્ન પણ મળતું નથી. આ વૃક્ષની ડાળી ભાંગીને તે જમીનદાર પાસે લઈ જવાથી મને એક સો વીઘા જમીન કોઈ પણ પ્રકારના કર કે દાણ વગર ઇનામમાં મળી શકે તેમ છે. પરંતુ ભદ્ર પુરુષ! આવી અંધારી રાત્રે તે ભયંકર ભૂતવાળા વૃક્ષ સમક્ષ જવાનું સાહસ મારાથી થઈ શકતું નથી, તેથી મારી આશાનો કદાચિત્ ભંગ થશે એમ ધારીને હું આ પ્રમાણે કલ્પાંત કરી રહ્યો છું; પણ જો આપ કૃપા કરીને મારા આ કાર્યમાં યોગ્ય સહાયતા આપશો તો હું આપના એ મહાન્ ઉપકારનું વિસ્મરણ કદાપિ થવા દઇશ નહિ."

આ વાર્તા સાંભળીને તેમ જ બ્રાહ્મણના નમ્રતા આદિ સદ્ગુણોને જોઇને તે બ્રહ્મદૈત્યે કહ્યું કેઃ-"પ્રિય બ્રાહ્મણ, તારે ભય રાખવાનું કાંઈ પ્રયોજન નથી. હું મારાથી બનશે ત્યાં સુધી તારા કાર્યમાં સહાયતા આપવામાં પાછી પાની કરીશ નહિ. તારી આર્જવતાયુક્ત વાણી સાંભળીને મારા મનમાં દયાનો આવિર્ભાવ થયો છે, માટે હવે તારે કશી પણ ચિન્તા કરવી નહિ. હવે તારું કાર્ય પૂર્ણ થવામાં લેશ માત્ર પણ અડચણ આવે તેમ નથી. માટે જા તું તે ભૂતવાળા વૃક્ષ તળે જઇને ઉભો રહે અને હું પણ તારી પાછળ પાછળ તે સ્થાનમાં આવી પહોંચું છું. પરંતુ ત્યાં જતાં પહેલાં મારી એક સૂચના સાંભળતો જા અને તે એ કે ત્યાં જઇને તું સ્થિર ચિત્તે ઉભો રહેજે; કદાપિ તને કોઈ ડરાવા આવે તો પણ તું તારા હૃદયની સ્થિરતાનો ત્યાગ કરીશ નહિ."

બ્રાહ્મણ જાણતો હતો કે એ બ્રહ્મદૈત્યના પ્રભાવથી તે ભૂતવાળા વૃક્ષમાં વસતાં સકળ ભૂતો તેથી ઘણાં જ ભય પામે છે અને તેનું યોગ્ય સન્માન પણ જાળવે છે. આમ ધારીને તેમ જ બ્રહ્મદૈત્યની સાંત્વનાયુક્ત વાર્તા સાંભળીને બ્રાહ્મણના મનમાં સાહસનો ઉદ્ભવ થઈ આવ્યો અને તેથી તે પેલા ભૂતવાળા વૃક્ષ તળે જઇને ઉભો રહ્યો."

કેટલીક વાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તે બ્રાહ્મણ જેવો તે ભૂતવાળા વૃક્ષની એક નાની જેવી ડાળીપર આઘાત કરવા ગયો કે તરત જ કોઈ અદૃશ્ય સ્થાનમાંથી "હાઉ હાઉ" અને "ખાઉં ખાઉં"ના વિકટ શબ્દો કરતાં કેટલાંક ભૂત અને પિશાચોએ ત્યાં આગળ આવીને તેને ઘેરી લીધો. તેમના ભયંકર ચીત્કારો, મુખના વિચિત્ર હાવભાવો, નેત્રના વિષમ કટાક્ષો અને ભયસૂચક શબ્દો સાંભળીને બ્રાહ્મણનો જીવ સૂકાઈ ગયો અને તે ભયથી થરથર કમ્પવા લાગ્યો. આ સમયે તે દુર્ગામાતાનું સ્મરણ કરવાની ઇચ્છા કરવા લાગ્યો, પરંતુ તેનાથી તેમ થઈ શક્યું નહિ. ભૂતો પણ તેને મારી નાખવામાટે ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને તેની પાસે આવવા લાગ્યાં અને બ્રાહ્મણના જીવનની અંતિમ ઘટિકાનો સમય ઉપસ્થિત થયો. એ સમયે અચાનક અંતરિક્ષમાંથી કોઈ વ્યક્તિનો "સબૂર–સબૂર"નો ભયાનક શબ્દ સંભળાવા લાગ્યો.

સહસા આવો વિલક્ષણ બનાવ બનેલો જોઇને ત્યાં આગળ ઉપસ્થિત થએલાં સર્વ ભૂતો અને પિશાચો સ્તંભિત થઈ ગયાં અને બ્રાહ્મણના ભયથી વિહ્વળ થયલા હૃદયમાં પુનઃ શાન્તિનો સહજ સંચાર થયો. આ સમયે તે 'સબૂર' શબ્દનો ઉચ્ચાર કરનાર પેલો બ્રહ્મદૈત્ય તે સ્થાનમા આવી લાગ્યો અને સર્વ ભૂતોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:– "અરે ઓ ભયંકર નામધારક ભૂતો અને પશુ વૃત્તિના પિશાચો! આ નિર્દોષ અને નિરાધાર બ્રાહ્મણપર અત્યાચાર ન કરો, દુઃખથી પીડાયલા પુરુષને અધિક પીડા ન આપો. આ બ્રાહ્મણ બિચારો અતિ ગરીબ અને કંગાલ છે, માટે તેનાપર જરા દયા લાવો. જો આજ રાત્રે તમે આ સાધનહીન અને સંપત્તિહીન બ્રાહ્મણને તમારા આ ભૂતવાળા વૃક્ષના નામથી ઓળખાતા વૃક્ષપરથી એક ડાળી ભાંગીને લઈ જવા દેશો તો તે બિચારો તે ડાળી એક જમીનદારને બતાવી શકશે અને તેના પ્રતાપે તેને એક મોટું ઇનામ મળશે. માટે મારી આજ્ઞાથી તેને આ વૃક્ષપરથી એક ડાળી ભાંગવા દ્યો. તમારી માત્ર એક થોડી જ કૃપાથી તે બિચારાનું દુઃખ દૂર થાય તેમ છે, તો પછી તેટલી ઉદારતા દર્શાવવામાં કૃપણતા શામાટે દર્શાવો છો ?"

આમ કહીને તેણે પેલા બ્રાહ્મણને બોલાવીને કહ્યુ કે:–"આવ,

ઇચ્છા રાખું છું; માટે તારે મને જે કાંઈ કહેવું હોય તે આનંદથી કહી સંભળાવ."

બ્રાહ્મણે પ્રથમથી જ સાંભળ્યું હતું કે તે બ્રહ્મદૈત્ય અત્યંત દયાળુ છે અને દુઃખી મનુષ્યોને સહાયતા કરવામાં તે સર્વદા તત્પર રહે તેવો છે તેથી બ્રાહ્મણ વિચારવા લાગ્યો કેઃ–"જો હું આ બ્રહ્મદૈત્યને સંતુષ્ટ કરી શકીશ તો મારું કાર્ય અવશ્ય સફળ થશે જ અને પેલા ભૂતવાળા વૃક્ષપરની એક ડાળી ભાંગવાના કાર્યમાં પણ મને યોગ્ય સહાયતા આપશે."

આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણ પેલા બ્રહ્મદૈત્યને સંબોધીને કહેવા લાગ્યો કેઃ–"મહાશય, હું આ ભૂતવાળા વૃક્ષની એક ડાળી તોડી લેવાના ઇરાદાથી જ અહીં આવ્યો છું અને એ ડાળીપર મારી ભવિષ્યની સર્વ આશાઓ અવલંબી રહેલી છે. જો હું એ ડાળી તોડીને મારા ગામમાં આવેલા એક જમીનદાર પાસે લઈ જઇશ તો તેથી મને એક મોટું ઇનામ મળશે તથા મારા ભાગ્યમાં લખાયલું ભયંકર ભૂખનું દુઃખ તથા દારિદ્ર્યની પીડા મટી જશે. હું ઘણી જ ગરીબ હાલતમાં આવી પડેલો એક દરિદ્ર બ્રાહ્મણ છું અને મને મારા પોષણ પૂરતું અન્ન [illegible] મળતું નથી. આ વૃક્ષની ડાળી ભાંગીને તે જમીનદાર પાસે લઈ ત્યાર પછી પેલા [illegible] જમીન [illegible] પણ પ્રકારના કર કે દાણ વગર પુરુષોને સાથે લઇને તે જમીનદાર પૂર્વકથિત ભૂતવાળ[illegible] ને અને ત્યાં જઇને જોયું તો, બ્રાહ્મણે તેને જે ડાળી બતાવી હતી તે ડાળી તે વૃક્ષપરથી જ કાપેલી જણાઈ આવી. એ જોઇને જમીનદારના મનની સઘળી શંકાઓનું નિવારણ થઈ ગયું અને તેના હૃદયમાં લેશ માત્ર પણ સંદેહ રહ્યો નહિ. એટલે તે જમીનદારે પોતાના કહેવા પ્રમાણે એક સો વીઘાના વિસ્તારવાળી અતિ ઉત્તમ જમીન કોઈ પણ પ્રકારના કર કે દાણ લેવાની શર્ત કર્યા વગર જ તે બ્રાહ્મણના નામપર લખી આપી.

અચાનક આટલી મોટી જમીન મળવાથી બ્રાહ્મણ અને બ્રાહ્મણીના આનંદનો અવધિ થયો. બ્રાહ્મણ વિચારવા લાગ્યો કેઃ–"જમીનદારે આપેલી જમીનમાં અત્યારે ઘણું જ સારું અનાજ પાકયું છે માટે જો તે અનાજને એક બે દિવસમાં કાપી લેવામાં નહિ આવે તો સઘળો પાક બગડી જશે."

બ્રાહ્મણના મનમાં અનાજ કાપી લાવવાની ઇચ્છા તો થઈ આવી, પરંતુ તેને કાપી લાવવામાટે શી વ્યવસ્થા કરવી જોઇએ તેનો કાંઈ પણ ઉપાય તેનાથી ખોળી શકાયો નહિ; કારણ કે અનાજ કાપતી વખતે મજૂરની જરૂર તો અવશ્ય પડે જ અને તે મજૂરને મજૂરીના પૈસા

બ્રાહ્મણ જાણતો હતો કે એ બ્રહ્મદૈત્યના પ્રભાવથી તે ભૂતવાળા વૃક્ષમાં વસતાં સકળ ભૂતો તેથી ઘણાં જ ભય પામે છે અને તેનું યોગ્ય સન્માન પણ જાળવે છે. આમ ધારીને તેમ જ બ્રહ્મદૈત્યની સાંત્વનાયુક્ત વાર્તા સાંભળીને બ્રાહ્મણના મનમાં સાહસનો ઉદ્ભવ થઈ આવ્યો અને તેથી તે પેલા ભૂતવાળા વૃક્ષ તળે જઈને ઉભો રહ્યો.

કેટલીક વાર સૂધી કાંઈક વિચાર કર્યા પછી તે બ્રાહ્મણ જેવો તે ભૂતવાળા વૃક્ષની એક નાની જેવી ડાળીપર આઘાત કરવા ગયો કે તરત જ કોઈ અદૃશ્ય સ્થાનમાંથી "હાઉ હાઉ" અને "ખાઉં ખાઉં" ના વિકટ શબ્દો કરતાં કેટલાંક ભૂત અને પિશાચોએ ત્યાં આગળ આવીને તેને ઘેરી લીધો. તેમના ભયંકર ચીત્કારો, મુખના વિચિત્ર હાવભાવો, નેત્રના વિષમ કટાક્ષો અને ભયસૂચક શબ્દો સાંભળીને બ્રાહ્મણનો જીવ સૂકાઈ ગયો અને તે ભયથી થરથર કમ્પવા લાગ્યો. આ સમયે તે દુર્ગામાતાનું સ્મરણ કરવાની ઇચ્છા કરવા લાગ્યો, પરંતુ તેનાથી તેમ થઈ શક્યું નહિ. ભૂતો પણ તેને મારી નાખવામાટે ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને તેની પાસે આવવા લાગ્યાં અને બ્રાહ્મણના જીવનની અંતિમ ઘટિકાનો સમય ઉપસ્થિત થયો. એ સમયે અચાનક અંતરિક્ષમાંથી કોઈ વ્યક્તિનો "સબૂર-સબૂર"નો ભયાનક શબ્દ સંભળાવા લાગ્યો. તું આજ રાત્રે અનાજ ... એક સો સારાં કકરાવેલાં દાતરડાં આ ભૂતવાળા વૃક્ષ તળે મૂકી જજે અને તારા ઘરની આસપાસની જગામાં તે કાપેલાં ડુંડાં રાખવાનું એક સારું ખળું તૈયાર કરાવી રાખજે એટલે હું તારી જમીનમાં ઉભેલા પાકને સત્વર કાપી આપવાની સર્વ વ્યવસ્થા કરી આપીશ. તું કાલે સહવારના પહોરમાં જ તારા તે ખળામાં તારી જમીનનો સર્વ પાક આવેલો જોઈ શકીશ. માટે જા, મારા કહ્યા પ્રમાણે સર્વ બંદોબસ્ત કરી નાખ."

બ્રહ્મદૈત્યની આવી અપૂર્વ ઉદારતા જોઈને બ્રાહ્મણ અત્યંત પ્રસન્ન થયો અને પછી બ્રહ્મદૈત્યનો આભાર માનીને પોતાના ઘર તરફ વિદાય થયો. ઘેર આવ્યા પછી તેણે પોતાના આડોશીપાડોશીને ત્યાંથી એક સો કકરાવેલાં દાતરડાં ભેગાં કરી લીધાં અને પોતાના આંગણામાં છાણમાટીથી લીંપી ગુંપીને એક સારું ખળું તૈયાર કરી લીધું. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા કર્યાં પછી તે બ્રાહ્મણ પેલા ભૂતવાળા વૃક્ષ નીચે એક સો દાતરડાં મૂકી આવ્યો.

રાત્રિનો સમય થવા આવ્યો એટલે પેલા બ્રહ્મરાક્ષસે પોતાનાં સો ભૂતોને બોલાવીને કહ્યું કે:-"અરે ઓ ભૂતો; આમ જુઓ, આ એક સો દાતરડાં તૈયાર રાખવામાં આવ્યાં છે, તે લઈને તમો બધાંએ પેલા

બ્રાહ્મણની એક સો વીઘા જમીનમાં ઉગેલો સર્વ પાક કાપીને તેના ઘરના આંગણામાં તૈયાર કરાવેલા ખળામાં રાખી આવવાનો છે, માટે તમો બધાં આજે રાત્રે જ મારા કહેવા પ્રમાણે સર્વ બંદોબસ્ત કરી આવજો. જો જો કે, કાંઈ કામ બાકી ન રહી જાય. જો કોઈ પણ ભૂત મારી આજ્ઞાનો અનાદર કરશે, તેને મારો સખ્ત ગુન્હેગાર ગણીને ઘણી જ ભયંકર સજા કરવામાં આવશે."

"જેવી આજ્ઞા" એમ કહીને એક એક ભૂતે એક એક દાતરડું લઈ લીધું અને ત્યાર પછી તેઓ સર્વ એકઠાં મળીને બ્રાહ્મણની પાકવાળી જમીન તરફ અનાજ કાપવામાટે રવાના થયાં. એક સો વીઘા જમીનમાં ઉગેલો પાક કાપવામાટે એક સો ભૂતો નીમાઈ ગયાં અને એક એક ભૂત એક એક વીઘા જમીનનું ધાન્ય કાપવા લાગ્યું.

એક દિવસમાં એક સાધારણ માણસ જેટલું કામ કરી શકે છે, તેનાથી એક હજાર ગણું કામ માત્ર એક જ ભૂત કરી શકે છે; એટલે જોતજોતાંમાં સમસ્ત પાક કપાઈ ગયો અને તેજ રાત્રે તે સઘળો પાક તે સો ભૂતોએ મળીને પેલા બ્રાહ્મણના આંગણામાં તૈયાર કરેલા ખળામાં લાવીને રાખી દીધો. જ્યારે બ્રાહ્મણનું કાર્ય પૂર્ણ થયું, ત્યારે પણ રાત્રિ લગભગ બે પ્રહર જેટલી બાકી રહી હતી, એટલે ભૂતડાં ત્યાંથી પોતાનું કાર્ય પતાવીને તરત જ પોતપોતાના આશ્રમસ્થાન તરફ ચાલ્યાં ગયાં. સવારે જ્યારે વ્હેલા ઉઠીને બ્રાહ્મણે જોયું તો, તેનું ખળું કાપેલા અનાજના ડુંડાંથી ભરપૂર ભરેલું જણાયું.

ત્યાર પછી બ્રાહ્મણ ધીમે ધીમે ઘરબાર તૈયાર કરાવવા લાગ્યો. નવીન ઘર બંધાઈ રહ્યા પછી, બ્રાહ્મણે તે ઘરમાં વાસ્તુ કરવાના ઉત્સ-વમાં કેટલાક બ્રાહ્મણોને જમાડવાનો વિચાર કર્યો અને તેથી પુનઃ તે બકુલવાળા બ્રહ્મદૈત્યના નિવાસસ્થાન પાસે જઇને તે બ્રહ્મદૈત્યને બોલા-વવા લાગ્યો. કેટલીકવાર પછી બ્રહ્મદૈત્યે આવીને કહ્યું કેઃ–"કેમ બ્રાહ્મણ! આજે વળી મારું શું કામ પડયું છે?"

પ્રત્યુત્તરમાં તે બ્રાહ્મણે દર્શાવ્યું કે;–"દેવતા! આપની કૃપાથી હું આવી સારી સ્થિતિમાં આવી શકયો છું, ગરીબમાંથી તવંગર બન્યો છું અને માર્ગના ભીખારીમાંથી મહાલય તુલ્ય મકાનનો નિવાસી થઈ શકયો છું; પરંતુ મહાશય! હવે હું મારા ઘરમાં વાસ્તુ કરવાનો તથા કેટ-લાક બ્રાહ્મણોને જમાડવાનો વિચાર કરું છું.. માટે આપે આ વિષયમાં મને યોગ્ય સહાયતા કરવી પડશે."

બ્રાહ્મણની વાર્તા સાંભળીને બ્રહ્મદૈત્યે પ્રસન્નતાપૂર્વક જણાવ્યું કેઃ–"બ્રાહ્મણ મહારાજ! હું તારાપર પ્રસન્ન છું, તેથી તારે કોઇ પણ પ્રકા-

રનો ભય કે સંકોચ રાખવાનું કાંઈ કારણ નથી. તું તારે નિશ્ચિંત રહે, હું તને સર્વ વસ્તુઓ મેળવી આપીશ. તું પ્રથમ અહીંથી જઈને તારા ઘરમાં એક સારું ભંડારગૃહ તૈયાર કરાવી રાખ અને ઉપયોગી વસ્તુઓ મૂકવાની જગા બરાબર કરાવી રાખ, એટલે, પોતાની મેળે જ તે ભંડાર ભરપૂર ભરાઈ જશે અને તારી ઈચ્છા પ્રમાણે તું બ્રાહ્મણોને જમાડી શકીશ."

બ્રહ્મદૈત્યની પોતા પ્રતિ આટલી બધી સ્નેહની લાગણી જોઈને બ્રાહ્મણ અત્યંત આનંદિત થયો અને ત્યાર પછી તેનો હૃદયપૂર્વક આભાર માનીને તથા પ્રણામ કરીને તે પોતાના ઘર તરફ જવાને વિદાય થયો.

ઘેર આવ્યા પછી બ્રાહ્મણે બ્રહ્મદૈત્યના કહેવા પ્રમાણે કામકાજની ચીજો રાખવાની એક સારી જગા તેમ જ એક ભંડારગૃહ તૈયાર કરાવી રાખ્યાં અને ત્યાર પછી તે નિદ્રાવશ થયો. સહવારમાં વ્હેલા ઉઠીને તેણે જોયું તો બ્રહ્મદૈત્યના કહેવા પ્રમાણે દહિંના હાંલ્લાંનાં હાંલ્લાં ભરપૂર ભરેલાં જોયાં તેમ જ ખીર, . સંદેશ, શીરો, પૂરી, હલવો, આદિ મિષ્ટ પદાર્થોની કડાઈઓ ભરેલી જોઈ. તે ઉપરાંત ઘી, સાકર અને તેલ આદિ ખાદ્યોપયોગીય વસ્તુઓથી તેણે તે આખા ભંડારગૃહને ભરપૂર ભરેલું જોયું.

આ સર્વ વસ્તુઓને જોઈને બ્રાહ્મણ સમજી શક્યો કે, "આ સર્વ કાર્ય મારાપર અતિ સ્નેહ ધરાવનાર તે બ્રહ્મરાક્ષસનાં જ છે; તેણે જ મારાપર દયા કરીને મારા શુભ કાર્યને સંપૂર્ણ કરવામાટે આ સર્વ વ્યવસ્થા કરી આપેલી છે." આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણ પેલા બ્રહ્મરાક્ષસનો અંતઃકરણપૂર્વક આભાર માનીને તેને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યો.

ત્યાર પછી તેણે પોતાના ગામની આસપાસ દશ કોશ સુધીમાં આવેલા સર્વ ગામોના બ્રાહ્મણોને જમવામાટે નિમંત્રિત કર્યા. બ્રહ્મરાક્ષસે ભંડારમાં ભરી આપેલી સર્વ વસ્તુઓને તેણે પોતાને માટે લેશ પણ ઉપયોગ કર્યા વિના ત્યાં આવેલા સર્વ બ્રાહ્મણોને જ ખવડાવી દેવાનો વિચાર કર્યો. તે સ્વાદિષ્ટ ભોજનની ઉત્તમતા ઘણી જ અધિક હતી, તેથી આગંતુક બ્રાહ્મણો તેનો ઘણી જ પ્રસન્નતાપૂર્વક આહાર કરવા લાગ્યા. જ્યારે સર્વ બ્રાહ્મણો જમી રહ્યા ત્યારે, આપણા બ્રાહ્મણે બ્રહ્મદૈત્યને ઉદ્દેશીને કહ્યું કેઃ–"હે દેવતા! હું આપની સાથે બેસીને જ ભોજન કરીશ, એમ ધારીને મેં હજી ભોજન કર્યું નથી; માટે આવો આપણે બન્ને સાથે જ જમી લઈએ. આપ કૃપા કરીને આ અધમની આટલી યાચના સ્વીકારો."

બ્રાહ્મણે જ્યારે બ્રહ્મદત્તને ભોજન કરવાની યાચના કરી, ત્યારે બ્રહ્મદત્ત હાજર હતો. પરંતુ તે જ્યારે તે બ્રહ્મદત્તને માટે ભોજન લઈને પાછો આવ્યો ત્યારે તેણે આવીને જોયું તો ત્યાં તે તેને દેખાયો નહિ. આ જોઈને બ્રાહ્મણ આશ્ચર્યચકિત થયો અને ચારે તરફ જોવા લાગ્યો, એવામાં આકાશ માર્ગેથી એક પુષ્પરથ આવેલો તેને દેખાયો. તે રથનો સારથી બ્રહ્મદત્તને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ–"અરે ઓ બ્રહ્મદત્ત! તારો હવે આ મૃત્યુલોકમાંથી ઉદ્ધાર થયો છે. તેં બ્રહ્મભોજનમાં સહાયતા કરી છે, તેથી તે પુણ્યથી તને મુક્તિનો લાભ મળ્યો છે; માટે આવ આ પુષ્પરથપર ચઢીને મારી સાથે સ્વર્ગમાં ચાલ્યો આવ."

સારથીની વાર્તા સાંભળતાંની સાથે જ તે બ્રહ્મદત્ત પુષ્પરથમાં બેસીને સ્વર્ગમાં ચાલ્યો ગયો અને ત્યાર પછી બ્રાહ્મણ પણ પોતાના પરિવાર સહિત સુખથી રહેવા લાગ્યો.



## બે ચોર અને તેમના બે પુત્રો

એક ગામમાં બે ચોર ભાઈઓ રહેતા હતા અને તેઓ ચોરી કરીને જ પોતાનો ગૃહસસાર ચલાવતા હતા. તે ગામના સઘળા માણસો તે બન્ને ભાઈને પાકા ચોર તરીકે જ જાણતા હતા. ગામમાં નાની મોટી જે કાંઈ ચોરી થાય, તેમાટે લોકો તેમનાપર જ શંકા લાવતા હતા. તેઓ ચોરી કરતા તો પણ લોકોની શકા તેમના પર રહ્યા કરતી અને ચોરી ન કરતા તો પણ તેમના પર અત્યાચાર થયા વિના રહેતો નહિ. એથી તે બન્ને ચોર બન્ધુઓએ વિચાર્યું કે, હવે આપણું આ ગામમાં રહેવું કોઈ પણ પ્રકારે હિતાવહ અથવા સહીસલામત નથી. આવો વિચાર કર્યા પછી તેમણે ચોરીના ધંધાનો ત્યાગ કરીને આબરૂદાર મનુષ્યના જેવું કાર્ય કરીને પોતાનો ગૃહસંસાર ચલાવવાનો નિશ્ચય કર્યો.

આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને તે બન્ને ભાઈઓ નોકરી કરવાના નિશ્ચયથી વિદેશમાં ચાલ્યા ગયા. કેટલેક દૂર આવ્યા પછી એક ગામના એક બ્રાહ્મણને ત્યાં તેમણે નોકરી રહેવાનું નક્કી કર્યું. બ્રાહ્મણે તેમને નોકરીમાં રાખતી વેળાએ કહી દીધું કેઃ–"તમો બન્નેએ આ પ્રમાણે કામ કરવું પડશે. તમારામાંના એક આ બગીચામાંના આ ચંપાના વૃક્ષને રોજ પાણી પાવું પડશે; અને જ્યાં સુધી એ ચંપાનું ખામણું જળથી ભરાઈ જાય નહિ, ત્યાં સુધી પાણી પાવાનું કામ બંધ કરી શકાશે નહિ; તથા બીજા એકને મારા આ બળદોને બીડમાં ચારવા જવા પડશે અને જ્યારે તે પૂરા ધરાઈ રહે, ત્યારે પાછા ઘર આગળ લાવવા પડશે."

બ્રાહ્મણની આ વાર્તા સાંભળીને મોટા ચોરે વૃક્ષોને પાણી પાવાનું કામ શરૂ કર્યું અને નાના ચોરે બ્રાહ્મણના બળદોને ચારવાનું કાર્ય પસંદ કર્યું. મોટા ચોરે ધાર્યું હતું કે, બહુ બહુ તો બે ચાર કળશિયા અથવા તેથી વિશેષ છ કળશિયા પાણી રેડવાથી ચંપાના વૃક્ષનું ખામણું ભરપૂર ભરાઈ જશે; પરંતુ તેની તે ધારણા વૃથા નીવડી અને તેને મહા આશ્ચર્યચકિત થવાનો પ્રસંગ આવી લાગ્યો. તે બિચારો સવારથી તે ઠેઠ સાંઝ સુધી તે ખામણાંમાં લેશ માત્ર પણ આરામ લીધા વગર પાણી રેડ્યા કરતો હતો, પરંતુ તેમ કરવા છતાં પણ તે ખામણું પૂરું ભરાતું નહોતું. આથી તે ચોર વિચારવા લાગ્યો કેઃ-"ઓય બાપ રે! આ વૃક્ષતે કેવું ભયંકર છે કે, હું આખો દિવસ પાણી રેડ્યા કરું છું. છતાં ધરાતું જ નથી અને ખામણાંને પૂરું ભરાવા પણ દેતું નથી! આવું તો મેં કદાપિ જોયું નથી. ખરેખર આ ઝાડમાં કાંઈક જાદુ જ છે."

સવારથી સાંઝ સુધી જળ સીંચી સીંચીને, બિચારો મોટો ચોર છેક થાકી ગયો હતો; એટલે સંધ્યા થતાંની સાથે જ તે તો પેલા બ્રાહ્મણના ઘર આગળ આવીને ઉંઘી ગયો. બીજી બાજૂએ, નાનો ચોર બળદોને ખીડમાં ચારવા ગયો, એટલે બળદો તાડૂકતા તાડૂકતા અને કૂદતા કૂદતા તેના હાથમાંથી છૂટીને ન્હાસી ગયા. નાનો ચોર પણ તે બળદોની પાછળ પાછળ દોડવા લાગ્યો. બળદો કોઇના ખેતરમાં, તો કોઇના બગીચામાંથી કૂદતા કૂદતા આગળ વધવા લાગ્યા તથા તેમાં વાવેલા પાકને કચડીને ખાતા ખાતા દોડવા માંડ્યા. એ જોઇને ખેતર તથા બાગના માલિકોએ પેલા નાના ચોરને પોતાના પાકનું થયેલું નુકસાન ભરી આપવાની માગણી કરી, પરંતુ તે બિચારા પાસે એક પાઈ પણ ન હોવાથી તેઓ સર્વનો પુષ્કળ માર ખાઇને તેને ખૂબ બોખરા થવાનો પ્રસંગ આવી લાગ્યો. એક બાજૂએ બળદોનો અત્યાચાર અને બીજી બાજૂએ લોકોની ગાળાગાળી તથા મારામારી સહન કરીને તે બિચારો અધમુઓ થઈ ગયો! તેની આવી દુઃખમય અવસ્થાને જોઇને આસપાસના કેટલાક ખેડુતોએ મળીને તેના બળદોને પકડી આપ્યા, એટલે નાનો ચોર બળદોને સાથે લઇને સંધ્યા સમયે પેલા બ્રાહ્મણના ઘર તરફ પાછો ચાલ્યો આવ્યો.

રાત્રે વાળુપાણી કરી રહ્યા પછી બન્ને ચોર ભાઇઓ વચ્ચે વાર્તાલાપ થવા લાગ્યો. મોટા ભાઈ બોલ્યો કેઃ-"ભાઈ! આતો ઘરના ભડ્યા વનમાં આવ્યા તો વનમા લાગી આગ, એવો ઘાટ બન્યો છે. આજની નોકરીએ તો મારા આતરડાં જ નીચોવી નાખ્યાં છે. પણ તારી નોકરી કેવીક છે?"

ત્યારે નાના ભાઇએ પૂછ્યું કેઃ–"પ્રથમ તમારી નોકરી કેવીક છે, તે તો કહો. તમારી નોકરીમાં એવું તે શું દુઃખ છે, કે આવાં વચનો ઉચ્ચારો છો?"

મોટા ભાઇએ પોતે કરેલી ભૂલને સુધારવાના ઉદ્દેશથી સહજ હસીને ઉત્તર આપ્યું કેઃ–"ભાઈ! હું તો સહજ મજાક કરું છું, મારા જેવી સુખની નોકરી મળવી મુસ્કિલ છે. સવારથી તે સાંઝ સુધીમાં માત્ર એકાદ બે ઘડા પાણી રેડીને બાકીનો આખો વખત સૂઈ રહેવાનું મળે છે. બગીચાની શીતળ હવા મળે છે અને કદાચિત્ ભૂખ લાગે તો પાકાં પાકાં મિષ્ટ ફળો પણ મળી શકે છે, એટલે આપણને તો આ નોકરીમાં પુરતો આનંદ છે. પણ તારી નોકરી સુખની છે કે દુઃખની છે, તે તો જરા જણાવ."

આ સાંભળીને નાનોભાઈ બોલ્યો કેઃ–"મોટાભાઈ! મને જેવી નોકરી મળી છે, તેવી નોકરી તમને તો શું પરંતુ કોઈ સારામાં સારા ભાગ્યશાળી પુરુષને પણ મળી શકે તેમ નથી. હું જે બળદોને ચારવા જાઉં છું, તે બળદો તો બિચારા સાક્ષાત્ ગરીબ ગાયો જેવા છે. એવા સીધા બળદો મેં આજ સુધી આ દુનિયામાં કોઈ પણ સ્થળે જોયા હોય, તેમ જણાતું નથી. તેને બીડમાં ચારવા લઈ જાઉં છું, એટલે તેઓ એક વડના વૃક્ષની આજૂબાજૂમાં ચરવા માંડે છે, અને ઘેર આવવાનો વખત થાય એટલે વગર બોલાવ્યા મારી પાસે આવી પહોંચે છે. ભાઇ! જ્યાં સુધી તે ચર્યાં કરે છે, ત્યાં સુધી મને સુખેથી પગપર પગ ચઢાવીને બેસી રહેવાનું તેમ જ નીરાંતે ઉંઘવાનું પણ મળી શકે છે. બળદોની શાંતિની આ વાર્તા હું તમને હમણાં કહી સંભળાવું છું, તે અક્ષરે અક્ષર સત્ય છે."

તેના મોટા ભાઇએ વચ્ચે જ આતુરતાથી પૂછી જોયું કેઃ–"શું કહે છે, કહે તો ખરો; તારા બળદોની શાંતિની વાર્તા સાંભળવાની મને પ્રબળ ઇચ્છા થઈ આવી છે, માટે સત્વર કહી સંભળાવ."

ત્યારે નાનો ભાઈ કહેવા લાગ્યો કેઃ–"સાંભળો ત્યારે. આજે દિવસે હું જ્યારે બળદોને લઇને પેલા વડવાળા બીડમાં જઈ પહોંચ્યો, ત્યારે મેં બળદોને ચરવામાટે એમના એમ છૂટા મૂકી દીધા અને હું તે વડના વૃક્ષ તળે જઇને સુખેથી ઉંઘવા લાગ્યો, એવામાં સાંઝ પડી ગઈ અને હું બળદ ન્હાસી ગયા હશે એમ ધારીને બાવાકળો થઈ ઊઠ્યો અને બ્રાહ્મણના ભયથી ગભરાવા લાગ્યો, પરંતુ મેં જ્યારે બરાબર જાગ્રત થઇને જોયું, તો બળદો મારી પાસે આવીને જ ઉભેલા જણાયા. આ જોઇને હું ઘણો જ રાજી થયો અને પછીથી ધીમે ધીમે બળદોને ચારતો

ચારતો ઘર આંગણે આવી લાગ્યો. કહો જોઇએ ભાઈ કે, આવા શાંત બળદો તમે કોઈ પણ સ્થળે જોયા છે ખરા કે ?"

આ સાંભળીને મોટા ભાઈ બોલ્યો કેઃ-"ભાઈ ! જો તારી ઇચ્છા હોય તો કાલે આપણી નોકરીની અદલાબદલી કરીને આપણુ બન્ને એક બીજાના સુખનો અનુભવ કરી જોઇએ. હું ઘણા દિવસથી જંગલમાં ગયો નથી, એટલે મને બળદ ચારવામાટે જવા દે અને તું આ બગીચામાં ચંપાના વૃક્ષને પાણી પાવાનું બ્હાનું કાઢીને પાકાં પાકાં ફળોને ખાઈ જો. જો તને ત્યાં નહિ ફાવે, તો વળી પાછા આપણે પોતપોતાની નોકરી સંભાળી લઇશું."

મોટા ભાઇનો પ્રબંધ પસંદ પડવાથી તેમ જ ભાવતું હતું ને વૈદ્યે બતાવ્યું એવો પ્રસંગ મળવાથી નાનો ભાઈ બોલી ઉઠ્યો કે;-"મોટા ભાઈ! તમે કહો છો, તેમ કરવામાં મને કશી પણ અડચણ નથી; કારણ કે, વડીલની ઇચ્છાને માન આપવું એ નાના ભાઇનું કર્ત્તવ્ય છે. આપની ઇચ્છા બળદ ચારવા જવાની જ છે, તો ઘણી જ ખુશીથી આપ તે કામને સંભાળી લ્યો અને આપનું કામ મને સોંપો. પરંતુ આપને હું એક સલાહ આપું છું, તે પ્રમાણે કરશો તો તમને સૂઈ રહેવાની ઘણી જ સગવડ મળી શકશે."

મોટા ભાઇએ ઉત્સુકતાથી પૂછ્યુંઃ-"તારી સલાહ શી છે, વારુ ?"

"આપ જ્યારે બીડમાં બળદ ચારવા માટે જાઓ, ત્યારે સાથે એક નાનકડી ખાટલી પણ લેતા જજો, એટલે વડલાના છાંયડા નીચે સૂઈ રહેવામાં તમને ઘણી જ સુગમતા પડશે અને આનંદથી તમારો દિવસ વીતી જશે. બીડમાં જઇને બળદોને છૂટા ચરવા દેજો અને સાંઝે જ્યારે ઘર તરફ પાછા ફરવાનો વખત થાય એટલે ઉંઘમાંથી ઊઠીને તેમની સાથે પાછા ઘેર ચાલ્યા આવજો."

ત્યાર પછી નાનો ચોર બ્રાહ્મણના બગીચામાં આવી પહોંચ્યો, પણ તેણે પોતાના મોટા ભાઇને ત્યાં આગળ જોયો નહિ, એટલે તેની ખાત્રી થઈ ચૂકી કે, તે અવશ્ય બળદ ચારવામાટે જ ગયેલો હોવો જોઇએ. તેની એ કલ્પના સત્ય જ હતી; કારણ કે, જ્યારે તે ચોર બગીચામાં આવ્યો ત્યારે તેનો મોટો ભાઈ માથે ખાટલી ઉપાડીને બળદ ચારવામાટે જંગલમાં ચાલ્યો ગયો હતો.

કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી નાનો ચોર પેલા ચંપાના વૃક્ષને પાણી સીંચવા લાગ્યો. પાણી સીંચતાં પહેલાં તેણે ધાર્યું હતું કે, બે ચાર ઘડા પાણી રેડવાથી જ ચંપાના વૃક્ષનું ખામણું ભરપૂર ભરાઈ રહેશે અને પછીથી મને નીરાંતે આરામ લેવાનો વખત મળશે; પરંતુ

કામ કરતી વેળાએ જોયું કે, ગમે તેટલું પાણી રેડવા છતાં પણ તે ખામણું ભરાતું નહોતું અને બધું પાણી ક્યાંક અદૃશ્ય થઈ જતું હતું. તે બિચારો સવારથી તે ઠેઠ સાંઝ સુધી પાણી રેડી રેડીને હેરાન હેરાન થઈ ગયો અને છેવટે થાકનો માર્યો ઊંઘી ગયો.

બીજી બાજૂએ પેલા મોટા ચોરે જંગલમાં જઇને બળદને જેવા ચરવામાટે છોડી દીધા કે તરત જ તેઓ પૂર્વ પ્રમાણે કૂદતા કૂદતા અને ઉછાળા મારતા દોડવા લાગ્યા. આથી બિચારો મોટો ચોર મોટી મુશ્કેલીમાં આવી પડ્યો! ખાટલી ચોરાઈ જવાના ભયથી તેને માથાપર રાખીને તે ચોર બળદોની પાછળ દોડવા લાગ્યો! તેની આવી અવસ્થાને જોઇને આસપાસના સર્વ ખેડુતો હસવા લાગ્યા! તેમના વિકટ હાસ્ય અને બૂમરાણનો ધ્વનિ સાંભળીને બળદો વધારે ગભરાઈને નાચતા કૂદતા દોડવા લાગ્યા.

આ વખતે બિચારા ચોરની દશા ઘણી જ દયાજનક થઈ ગઈ હતી; કારણ કે, જે લોકોનાં ખેતરોમાંથી બળદો કૂદતા કૂદતા દોડી ગયા હતા અને તેમાં ઉભેલા પાકનો કચડઘાણ વાળતા ગયા હતા, તે લોકો ચોરને તેની આવી બેદરકારી જોઇને પુષ્કળ માર મારવા લાગ્યા. છેવટે અનેક લોકોની ગાળો તેમ જ અપમાન વેઠીને, સંધ્યા સમયે, મહા પરિશ્રમે બળદોને પકડીને તે બિચારો બ્રાહ્મણના ઘર આગળ આવી લાગ્યો. ઘેર આવ્યા પછી હાથ પગ ધોઇને તે જ્યાં આગળ તેનો નાનો ભાઈ સૂતો હતો, ત્યાં આગળ આવી લાગ્યો. ત્યાર પછી તેઓ બન્ને ભાઈ હીહીહીહી કરીને હસવા લાગ્યા. તેમના બન્નેના મનમાં એમ હતું કે, અમો બન્નેએ એક બીજાને ઠગીને સારું કામ મેળવી લીધું છે!

કેટલીક વાર પછી મોટો ચોર બોલી ઊઠ્યો કે:–"અરે ભાઈ! તેં મને આવી વેઠ તે શાસારુ વળગાડી? આવા હરામખોર બળદ તો મેં મારા જન્મારામાં કદાપિ જોયા જ નથી. આજે તો તેમણે તોબા પોકારાવી છે! એ દુષ્ટ બળદોને લીધે આજે મારો બરડો ખૂબ ખોખરો થઈ ગયો છે અને મારું જીવન પણ ઘણી જ મુશ્કેલીથી બચવા પામ્યું છે. વડીલ પ્રત્યેનો ધર્મ તો તેં સારો જ બજાવ્યો છે, ખરું ને?"

આ સાંભળીને નાના ચોરે પણ તેવી જ માર્મિકતાથી ઉત્તર આપ્યું કે:–"હા, ભાઈ! બળદો તો કદાચિત્ આજે દુષ્ટ બની ગયા હશે, પરંતુ આવું અદ્ભુત ઝાડ તો મેં મારી જિંદગાનીમાં પણ જોયું નથી! નહિ નહિ તોય મેં લગભગ બસેંથી ત્રણસેં ડોલ પાણી આજે તે વૃક્ષના ખામણામાં નાખ્યું હશે, પરંતુ તેમ કરવા છતાંય તેમાં પાણીનું એક ટીપું પણ રહેવા પામ્યું નથી! આજે તો પાણી પાઈ પાઇને મારી

નસેનસ તૂટી ગઈ છે, તો પણ મારાથી મારી નોકરીની શર્ત પ્રમાણે વર્ત્તી શકાયું નથી! ભાઈ! નાના ભાઈ પ્રત્યે દયા દર્શાવવામાં તો આપે કશી પણ કૃપણતા દર્શાવી નથી ખરું ને?"

"શું કહે છે? તેં લગભગ બસેં ડોલ પાણી રેડયું, છતાં ખામણું ભરાયું જ નહિ? આ કેવી આશ્ચર્યની વાર્ત્તા કહેવાય!" મોટો ભાઈ પોતાની નિર્દોષતા બતાવવાના ઉદ્દેશથી બોલી ઊઠયો.

"મને તો લાગે છે કે, એ વૃક્ષની નીચે કોઈ મોટું સરોવર હોવું જોઈએ, નહિ તો આટલું બધું પાણી કયાં ચાલ્યું જાય? ગમે તે હોય, પરંતુ આજે રાત્રે તો મારે એ વૃક્ષના ખામણાને ખોદીને પૂરતી તપાસ કરવી છે. કહો ભાઈ, આ બાબતમાં તમારી શી સલાહ છે?" મોટો ચોર પણ તેના વિચારને મળતો થયો; અને ત્યાર પછી તે બન્ને ભાઈઓ રાત્રે વાળુ કરીને તરત જ ઉંઘી ગયા.

રાત્રિ લગભગ બે પ્રહર વીતી ગઈ ત્યારે બન્ને ભાઇઓએ જાગીને જોયું કે, બ્રાહ્મણના ઘરનાં સઘળાં માણસો મડદાંની માફક ઉંઘી રહ્યાં છે અને સર્વત્ર અંધકારની છાયા છવાઈ ગઈ છે. એટલે તેઓ કોદાળી, રેંભા અને પાવડા આદિ ઉપયોગી વસ્તુઓ લઇને પેલા ચંપાના ખામણા આગળ આવી પહોંચ્યા અને પછીથી ધીમે ધીમે તે ખામણાંને ખોદવા લાગ્યા. ખોદતાં ખોદતાં કોઇક વસ્તુ સાથે કોદાળીનો આઘાત થવાથી ઠણુ ઠણુનો અવાજ સંભળાયો. આ સાંભળીને મોટા ચોરે નાના ચોરના કાન પાસે મુખ રાખીને ઘણા જ ધીમા સ્વરથી કહ્યું કે;–"ભાઈ! જો તો ખરો કે, આ અવાજ શાનો આવે છે?"

નાના ભાઇએ તે ખોદેલા ખાડામાં હાથ નાખીને જોયું તો એક મોટો કળશ જણાયો, ત્યાર પછી તેણે કળશમાં હાથ નાખી જોયો તો, તે આખો કળશ સોના મહોરોથી ભરપૂર ભરેલો જણાયો! નાના ચોરે તે સત્યવાર્ત્તાને દબાવી દઇને ઉત્તર આપ્યું કે;–"ભાઈ! એ તો કાંઈ નથી; એક પત્થરની સાથે કોદાળી અથડાવાથી આવો અવાજ થયો છે, બાકી વાતમાં કાંઈ માલ જેવું નથી. મેં તો ધાર્યું હતું કે, કદાચિત્ ભગવાને પ્રસન્ન થઇને આપણને અખૂટ દોલત આપી હશે, પરંતુ અહીં તો તેને બદલે કરમમાં એક મોટો પથ્થર આવી પડ્યો છે ને શું? હવે આ પથ્થરને ખોદીને આપણે શું કરવાના હતા? માટે ચાલો ભાઈ, આપણે સત્વર ઉંઘી જઇએ, નહિ તો જો બ્રાહ્મણ જાગી ઊઠશે, તો કયાંક નવી ભયંકર આફત આવી પડશે!"

નાના ભાઇની આવી વાર્ત્તા સાંભળીને મોટા ભાઇના મનમાં શંકા થવા લાગી, પરંતુ તે વખતે તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના

બને. આવો આપણે બન્ને સમાન ભાગે તે મહોરો વહેંચી લઇએ. મહોરોનો અડધો ભાગ લીધા વિના હું તમારો છૂટકો કરું તેમ નથી. માટે રાજી ખુશીથી મારો ભાગ મને આપી દો, અને જો ભાગ આપવાની ઇચ્છા ન હોય, તો સ્પષ્ટ તેમ જ કહી દો કે, મારી ભાગ આપવાની ઇચ્છા જ નથી, એટલે પછી હું મને યોગ્ય લાગશે તે રીતે તમારી પાસેથી ભાગ મેળવી લઇશ. જો સરળતાથી નહિ માનો, તો છેવટે ડડાબાજી ચલાવીશ."

આ સાંભળીને મોટો ચોર કહેવા લાગ્યો કેઃ-"ભાઈ! નાહક તું આવી જિદ્દ શામાટે કરે છે? હું તને ભાગ આપવાની ક્યાં ના કહું છું? આવ મારી સાથે ચાલ એટલે હું તને તારો અડધો ભાગ આપી દઉં. વ્યર્થ કોલાહલ મચાવવાથી શો લાભ? કદાચિત્ ગામનો કોઈ માણસ સાંભળી જશે તો પુનઃ વિપત્તિમાં સપડાવું પડશે; માટે કોઈ પણ પ્રકારનો વિવાદ કર્યા વિના મારી સાથે ચાલ્યો આવ, એટલે હું તને તારો ભાગ આપી દઉં છું."

આમ કહીને મોટો ચોર પોતાના ઘરના આંગણામાં આવીને મહોરોના ભાગ પાડવા લાગ્યો. બન્ને ચોરના ભાગમાં સમાન ભાગે મહોરો વહેંચાઈ જતાં એક મહોર વધી પડી. મહોરોના ભાગ પાડતાં પાડતાં રાત્રિ થઈ ગઈ હતી, તેથી વધારાની મહોરને વટાવી આવવાનો સમય રહ્યો નહોતો; એટલે વધારાની મહોર સવાર થતાં સુધી કોની પાસે રાખવી, એમાટે બન્ને ભાઇઓ વચ્ચે ખૂબ રકઝક ચાલી. છેવટે તેઓ એવા નિશ્ચયપર આવ્યા કે, તે રાતને માટે વધેલી એક મહોર મોટા ચોરની પાસે જ રાખવી અને બીજે દિવસે સવારે મહોર વટાવીને બન્ને ભાઇઓએ અડધો અડધ પૈસા વહેંચી લેવા. આ પ્રમાણે ઠરાવ થઈ રહ્યા પછી નાનો ચોર પોતાના ભાગની મહોરો લઇને પોતાને ઘેર આવી પહોંચ્યો.

નાના ચોરને આટલી બધી મહોરો લઈ આવેલો જોઇને તેની સ્ત્રી પૂછવા લાગી કે;-"સ્વામિન્! આપ આટલી બધી મિલકત ક્યાંથી લઈ આવ્યા? ભગવાને આપણાપર દયા કરીને આ મહોરો આપી છે,' એટલે હવે આપને ફરીવાર ચોરીનું કામ કરવું પડશે નહિ. હવે આપ નીરાંતે બેઠા બેઠા કોઈ સારા માણસના જેવો ધંધો ચલાવજો, એટલે ભગવાન્ સુખેથી આપણને અન્ન પાણી આપી રહેશે."

આ સાંભળીને નાના ભાઇએ પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને કહ્યું કેઃ-"તારી એ ભયંકર ભૂલ છે, બેઠાં બેઠાં મિલકત ઉડાવી દેવાથી અથવા ધંધા વગરના બેસી રહેવાથી, ભૂખે મરવાનો

પ્રસંગ આવી લાગે છે. સારા માણસના જેવો ધંધો ચલાવવાથી મારા જેવા ચોરને મનમાન્યું ધન મળી શકતું નથી, માટે તારે એ બાબતમાં કોઈ સલાહ આપવી જ નહિ; મને યોગ્ય લાગશે, તે પ્રમાણે હું કર્યા કરીશ. પણ હવે એ વાર્તાને વિશેષ લંબાવવાની આવશ્યકતા નથી, માટે એ વિષયની ચર્ચા છોડી જ દે. કાલે સવારમાં મને વ્હેલો ઊઠાડજે; કારણ કે, મારા મોટા ભાઇને ત્યાંથી મારા ભાગની અડધી મહોર લેવાની હજી બાકી રહી છે, તેથી સવારમાં વ્હેલા જઇને તે લઈ આવવી જોઇએ. મારો ભાઈ પાકો બદમાશ છે, જો મારા જવામાં જરા પણ વિલંબ થશે, તો તરત જ તે ગચ્છંતી કરી જશે અને આપણો બાકીનો ભાગ લેવો રહી જશે."

હવે બીજી બાજૂએ મોટા ચોરે શું કર્યું કે, પોતાની સ્ત્રી અને ઘરનાં બીજાં માણસોને શીખવી રાખ્યું કે:-"કાલે સવારે જ્યારે મારો નાનો ભાઈ મહોરનો અડધો ભાગ લેવા આવશે, તે વેળાયે હું મડદાની પેઠે, આ તુળશીના કયારામાં જઇને પડ્યો રહીશ. આ વખતે તમે લોકો મારા આખા શરીરપર એક સફેદ ચાદર ઓઢાડી દેજો અને પછીથી ખૂબ રડવા કકળવા માંડજો. મારા શબની ઉત્તરક્રિયાનો સર્વ સામાન તૈયાર કરાવી રાખજો અને ઘરમાં થોડી જગા લીંપાવી રાખજો. આ જોઇને મારા ભાઈને એવી ખાત્રી થશે કે, મારું અવશ્ય મૃત્યુ જ થયું છે. તે જ્યારે આવીને મારા સમાચાર પૂછે, ત્યારે તમારે કહેવું કે, 'કાલે રાત્રે અચાનક મારું મરણ થયું છે અને મરતી વખતે મેં તમને ખૂબ યાદ કર્યા હતા, પરંતુ દુર્ભાગ્યવશાત્ મારે મરણવશ થવું પડ્યું છે, જેથી તમને મળી શકાયું નથી અને તમારો મહોરનો અડધો ભાગ પણ આપી શકયો નથી, તો ક્ષમા આપશો.' આમ કહીને તમે લોકો ખૂબ રડવા માંડજો; એટલે તે અહીંથી ચાલ્યો જશે અને આપણે તેને મહોરનો અડધો ભાગ આપવો પડશે નહિ. આ કાર્યમાં તમે ખૂબ સાવચેતી રાખજો અને પોગળ પ્રકાશી ન જાય, તેની સંભાળ રાખજો."

સવાર થતાંની સાથે જ નાના ચોરે પોતાનો મહોરનો ભાગ લેવામાટે મોટા ચોરને ત્યાં આવીને જોયું તો, ત્યાં આગળ મહા કોલાહલ વ્યાપી ગયો હતો. ઘરનાં બૈરાં ઘૂમટા તાણીને રુદન કરી રહ્યાં હતાં અને છૈયાં છોકરાં ભયંકર કકળાટ કરીને રડી રહ્યાં હતાં. આ જોઇને નાનો ચોર પ્રથમ તો દિગ્મૂઢ બની ગયો, પરંતુ પછીથી, તુળશી કયારામાં સૂતેલા પોતાના મોટા ભાઈ પાસે જઇને તેના શરીરપરની ચાદર ઉઘાડીને જોવા લાગ્યો. કેટલીકવાર સુધી બરાબર અવલોકન કર્યા પછી તે જાણી શકયો કે, આ સર્વ મારા મોટા ભાઇનો પ્રપંચ જ છે અને

તેણે મને મહોરનો ભાગ ન આપવાના ઉદ્દેશથી જ આવી વ્યવસ્થા કરી રાખી છે.

આ પ્રમાણે નિશ્ચય કરીને તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના આંખમાંથી આંસૂ લાવવાનો ઢોંગ કરવા લાગ્યો અને ઘણીવાર સુધી જાણે કોઈ દારુણ દુઃખથી દુભાયો હોયની એવો આડંબર કરીને શાંત ચિત્તે ઉભો રહ્યો. ત્યાર પછી કૃત્રિમ રોદન કરતો કહેવા લાગ્યો કેઃ– "અરે ભાઈરે તું કયાં ચાલ્યો ગયોરે! હાય હાય; ગજબ થયોરે! હવે તારા વિના તારા આ પરિવારની શી દશા થશે? અરે રામ રામ! બહુ જ ખોટું થયું! હું હવે કોની સાથે ચોરી કરવા જઈશ? કોને મારો ભાઈ કહીને બોલાવીશ? ઓયરે મારા ભાઈ! તું હવે કયારે મળશે? હવે અમારું શું થશે?" આમ કહીને કેટલીકવાર સૂધી તેણે રડારોળ કરી લીધી અને ત્યાર પછી મોટા ચોરની સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું કેઃ–"ભાભી! ઈશ્વરે આજે આપણાપર જબરો આઘાત કર્યો છે, પરંતુ હવે તેમની આગળ આપણો કશોય ઉપાય ચાલી શકે તેમ નથી. હવે જરા શાન્ત થાઓ અને ભાઈના શબને અગ્નિસંસ્કાર કરાવવાની વ્યવસ્થા કરો. તમે તો સ્ત્રીવર્ગમાં ઠર્યા, એટલે તમારાથી તે ક્રિયા થઈ શકશે નહિ; માટે હું પોતે જ સઘળો બંદોબસ્ત કરી લઈશ."

આમ કહીને તે એક જાડા દોરડાનું પિંડલું લઈ આવ્યો અને પછી તેનાથી મોટા ચોરના બન્ને પગ બાંધીને તેને ઘસડતો ઘસડતો સ્મશાન ઘાટ તરફ લઈ ચાલ્યો. રસ્તામાં ઘસડાતા જવાથી મોટા ચોરનું આખું શરીર છોલાવા લાગ્યું, પરંતુ તેમ થવા છતાં પણ તે એક શબ્દ પણ બોલ્યો નહિ; કારણ કે, જો તે બોલી ઉઠે, તો નાના ચોરને સોના મહોરનો અડધો ભાગ આપવો પડે તેમ હતું, તેથી તે કાંઈ પણ બોલ્યા વિના, તે અસહ્ય દુઃખને પણ સ્હેતો સ્હેતો સહડાવા લાગ્યો. સ્મશાન ઘાટપર આવીને નાના ચોરે જોયું કે, પોતાની એક મોટી ભૂલ એ થઈ છે કે, મોટા ચોરની ચિતા સળગાવવામાટે, જે અગ્નિની ખાસ જરૂર છે, તે તો પોતે ભૂલી જ ગયો છે! ત્યારે તે મહા સંકટમાં આવી પડ્યો અને મોટા ચોરની શી વ્યવસ્થા કરવી, એ વિશેના વિચારમાં નિમગ્ન થઈ ગયો. કેટલીકવાર પછી તેણે એક એવી યુક્તિ શોધી કાઢી કે, મોટા ચોરના પગ સાથે બાંધેલા દોરડાને એક મોટા વૃક્ષની ડાળી સાથે બાંધીને તેને અવળે મસ્તકે નીચે લટકાવી રાખ્યો. એટલે મોટા ચોરના પગ ઉપર રહી ગયા અને મસ્તક નીચે ઝૂલવા લાગ્યું. ત્યાર પછી નાનો ચોર વૃક્ષની ઘટામાં છુપાઇને બેસી ગયો. આ પ્રમાણે કેટલીક વાર પર્યન્ત બેસી રહ્યા પછી, ત્યાં આગળ લૂટારાનું એક ટોળું આવી

લાગ્યું. તેઓ પાસેના એક ગામમાં લૂટ ચલાવવામાટે જતા હતા, એવામાં તેમાંના એક જણની નજર પેલા ઝૂલતા મડદા તરફ જઈ પડી, એથી તરત જ તે પોતાના સોબતીઓને સંબોધીને કહેવા લાગ્યો કેઃ- "અરે ઓ ભાઈઓ! આજે આપણું કામ સફળ થશે; કારણ કે આજે આપણને આ મડદું મળ્યું છે. પંડિત લોકો કહે છે કે, જેને મડદાના શકુન થાય છે, તેનું કાર્ય સોળે સોળ આના ફતેહ થાય છે. માટે આવો આમ આવો અને આ વૃક્ષપર લટકતા મડદાનું દર્શન કરતા જાઓ. એનું દર્શન કરીને જઈશું તો આપણને સારો લાભ મળી શકશે અને જો આપણને સારી લૂટ મળી આવશે તો, વળતી વખતે આપણે એને અગ્નિસંસ્કાર કરતા જઈશું."

લૂટારાની આ વાર્તા બન્ને ચોરાએ સારી રીતે સાંભળી લીધી. લૂટારાઓ તે રાત્રે એક ધનાઢ્ય પુરુષના ઘરમાં લૂટ ચલાવીને ઘણું દ્રવ્ય, સોના રૂપાના ઘરેણાં અને હીરા મોતી આદિ અમૂલ્ય વસ્તુઓ મેળવી શક્યા અને ત્યાર પછી તેઓ અત્યંત પ્રસન્ન થતા થતા સ્મશાન ઘાટપર આવી લાગ્યા. તેમની ઇચ્છા પેલા મોટા ચોરના શબને અગ્નિસંસ્કાર કરાવીને ઘર તરફ જવાની હતી, એટલે તેમણે સ્મશાનમાં એક મોટી ચિતા ખડકીને તેના ઉપર મોટા ચોરને સૂવડાવ્યો, અને જેવા તે લોકો તેના શબને અગ્નિ લગાડવા ગયા કે, તરત જ મોટો ચોર ભયંકર ચીત્કાર કરીને તેમ જ પોતાના મુખનો વિચિત્ર ભાવ દર્શાવીને ચિતામાંથી બહાર કૂદી આવ્યો અને લૂટારાઓ તરફ ભયસૂચક શબ્દોની ગર્જના કરતો દોડવા લાગ્યો, આ સમયે પોતાને બરાબર સુઅવસર મળેલો જોઇને પેલો નાનો ચોર પણ વૃક્ષની ઘટામાંથી બહાર નીકળી આવીને બરાડા પાડતો કહેવા લાગ્યો કેઃ-"જાણુ છે, અમારા આ નિશાવિહારમાં વિઘ્ન નાખનાર પાપાત્મા! મારો મારો દુષ્ટોને સત્વર મારી નાખો! બાળીને ભસ્મીભૂત બનાવી દ્યો."

આ સાંભળીને લૂટારા તો કમ્પિ ઊઠ્યા અને વિચારવા લાગ્યા કેઃ- "આ સર્વ પિશાચોની લીલા જ છે, ભુતોના ભયંકર ખેલો છે. હવે જો આપણે અહીંથી જલ્દી છટકી નહિ જઈએ, તો આ ભયાનક ભૂતો આપણને મારીને ખાઈ જશે, માટે ચાલો, હવે આપણે જલ્દી નાસી જઇએ."

લૂટારાઓ હજી આ પ્રમાણે વિચાર કરી રહ્યા હતા, એવામાં મોટો ચોર વચ્ચમાં જ બોલી ઊઠ્યોઃ-"નાદાનો! તમે આજ ઘણા દિવસે અમારા સપાટામાં આવ્યા છો, એટલે અમે તમને મારીને ખાધા વિના છોડનાર નથી. જો આ સ્થળેથી એક ડગલું પણ આગળ ભરશો, તો

યાદ રાખજો કે, અલ્પ સમયમાં તમારું મૃત્યુ થયું જ માનજો. હવે અમે તમારો નાશ કરીશું, અને તમને મારી નાખીને તમારા રક્તનું પાન કરીશું!"

આવા ભયાનક શબ્દો સાંભળીને લૂટારાનાં કાળજાં કંપવા લાગ્યાં અને તેઓ પોતે લૂટી લાવેલી સઘળી મિલ્કત ત્યાં આગળ જ પડતી મૂકીને "ઓય બાપરે, મારી નાખ્યારે!" એમ કહેતા કહેતા ત્યાંથી દોડી ગયા અને પોતાની પાછળ કોઈ આવે છે કે, કેમ તે જોવાને ઉભા પણ ન રહ્યા. આ જોઇને બન્ને ચોરબંધુઓ ખૂબ હસવા લાગ્યા. ત્યાર પછી તે બન્નેએ ચોરની પડતી મૂકેલી સઘળી મિલ્કત, ઘરેણાં ગાંઠાં અને જર જવાહિર આદિ સર્વ સમાન ભાગે વહેંચી લીધુ, અને પછી બન્ને પોત પોતાના ગૃહ પ્રતિ જવાને વિદાય થયા.

પ્રથમ મળેલી મોહોરો અને બીજી વાર લૂટારા તરફથી મળેલી અખૂટ સંપત્તિ મળવાથી બન્ને ચોર ભાઇઓ પોત પોતાનો ગૃહસંસાર ઘણી જ સુગમતાથી ચલાવવા લાગ્યા અને ઇચ્છાનુસાર દ્રવ્યનો વ્યય કરીને પોતાના દિવસો સુખ અને સ્વચ્છંદતાથી વીતાડવા લાગ્યા.

કેટલીક સમય વીત્યા પછી બન્ને ચોરોને ત્યાં એક એક પુત્રનો જન્મ થયો. મોટા ચોરના પુત્રનું નામ જાદૂ હતું અને નાના ચોરના પુત્રનું નામ માધૂ હતું. બન્ને ચોરાએ વિચાર્યું કે.–"આ સંસારમાં પ્રામાણિકતાથી ધંધો ચલાવવાથી અથવા સારા માણસના જેવું કાર્ય કરવાથી સત્વર દ્રવ્ય મેળવી શકાતું નથી, તેમ જ અમે જ્યારે તે પ્રમાણે વર્તવાને તૈયાર થયા હતા, ત્યારે અમોને અનેક સંકટો ભોગવવાં પડ્યાં હતાં, માટે આપણા છોકરાને તેવું કાર્ય ન સોંપતાં કેવળ ચૌરવિદ્યામાં જ કુશળ બનાવવા એ જ સર્વ પ્રકારે હિતાવહ છે." આમ ધારીને તેમણે પોતાના છોકરાને ચૌરવિદ્યા શિખવવાનો નિશ્ચય કર્યો.

આ સમયે તેમના ગામમાં ચૌર્યવિદ્યા શીખવનાર એક પંડિત રહેતો હતો. તે પંડિત પાસે પેલા ચોરો પોતાના બન્ને છોકરાને લઈ જઇને કહેવા લાગ્યા કેઃ–"પંડિત મહાશય! અમારા આ બન્ને પુત્રોને આપની પાઠશાળામાં દાખલ કરો, અને તેમને ચૌર્યવિદ્યામાં કુશળ કરી આપો. જો આપ એમને સારી રીતે ચોરી કરતાં શીખવશો, તો, અમે આપને પ્રસન્ન કરશું અને સારો પુરસ્કાર પણ આપીશું."

પંડિતજીએ લક્ષ્મીના લોભથી જાદૂ અને માધૂને પોતાની પાઠશાળામાં દાખલ કર્યા. કેટલાક દિવસ સુધી ચૌરવિદ્યા શીખવ્યા પછી છેવટે એક દિવસે પંડિત મહાશયે પોતાની શાળાના સર્વ વિદ્યાર્થીઓને બોલાવીને કહ્યું કેઃ–"મારા સર્વ વિદ્યાર્થીઓ! તમને મને જેટલુ આવ-

કર્યું હતું, તેટલું બધું શીખવી દીધું છે, માટે હવે તમે કેવુંક શીખ્યા છો, એની પરીક્ષા લેવા ધારું છું. હજામવાડામાં એક વૃદ્ધ હજામ અને તેની વૃદ્ધા સ્ત્રી રહે છે, તેના ચૂલાના ઘરમાંથી એક મોટું તુંબડું આજે રાત્રે જે ચોરી આવશે, તેને પાઠશાળા તરફથી એક સારું ઇનામ આપવામાં આવશે તેમજ તેને ચાલાક ચોરની પદવી પણ આપવામાં આવશે."

પંડિતજીની આ વાર્તા સાંભળીને પાઠશાળાના સર્વ ચોર વિદ્યાર્થીઓએ વિચાર્યું કે, હજામના ઘરમાંથી તુંબડું ચોરી લાવવાનું કાર્ય ઘણું જ કઠિન છે. કારણ કે, જે રસ્તેથી તુંબડું લેવા જવાય તેમ હતું, તે રસ્તો મહા ત્રાસજનક હતો અને તે રસ્તાપર થઈને હજામના ઘરમાં જવાનું કાર્ય અત્યંત અશક્ય હતું. હજામના ઘરમાં પ્રવેશ કરતી વેળાએ પ્રથમ તેના છાપરાપર ચઢવું પડે તેમ હતું અને તેનાપર ચઢતાંની સાથે જ કડકડ શબ્દનો ધ્વનિ થવાથી તેમ જ છાપરાપરથી તેમના ખાટલાપર ધૂળ પડતી હોવાથી તે વૃદ્ધ હજામ અને તેની વૃદ્ધા સ્ત્રી તત્કાળ સાવધ થઈ જતાં હતાં. એકાદ શબ્દ સંભળાતાંની સાથે જ તેમની ઊંઘ ઊડી જતી હતી. આથી પંડિતની વાર્તા સાભળીને કોઈ પણ વિદ્યાર્થી તેનું બતાવેલું કાર્ય કરી આવવાને તત્પર થયો નહિ. સર્વ વિદ્યાર્થીઓ પરસ્પર એક બીજાના મુખને જોવા લાગ્યા અને મનમાં ને મનમાં જ બબડવા લાગ્યા કેઃ-"પંડિતજીએ બતાવેલા ઇનામ અને પદવીની લાલચથી, કદાચિત્ ચોરી કરવા જઇએ પણ ખરા, પરંતુ વખતે આવા જોખમભરેલા કાર્યમાં પકડાઈ જઇએ, તો ઇનામ તો બાજુએ રહ્યું, પણ કારાગૃહના વાસી થવું પડે, માટે તેનું ઇનામ મેળવ્યા વિના શાન્તિથી બેસી રહેવામાંજ વિશેષ લાભ છે."

લાગ્યો કેઃ-"પંડિત મહાશય! હું આપે બતાવેલું કાર્ય કરી આવવાને તૈયાર છુ, પરંતુ મને એક દોરડાનું નાનું પીંડલું, એક બિલાડી અને એક છરી આપવાની કૃપા કરો, એટલે હું ગમે તે ઉપાયે તે હજામ તથા તેની વૃદ્ધા સ્ત્રીની આંખમાં ધૂળ નાખીને તેના ઘરમાંથી તુંબડું ચોરી લાવીશ અને આપની આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કરી બતાવીશ."

આ સાંભળીને પંડિતજી અતિ પ્રસન્ન થયા અને જાદૂની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કેઃ-"ધન્ય જાદૂ! હું તને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. આજે તું મારા પરિશ્રમને સફળ કરી આવવાનું અનુપમ સાહસ દર્શાવે છે, એ જોઇને મને અતિ આનંદ થાય છે. આ બધા વિદ્યાર્થીઓના કરતાં તારી શક્તિ વિશેષ છે, અને તેથી તું ધન્યવાદને પાત્ર છે. ચાલ, હું તને તારી ઇચ્છાનુસાર સર્વ સાધનો લાવી આપું છું, તે લઇને તારું કાર્ય પૂર્ણ કર. જો તું તેમાં વિજય પામીશ, તો હું તને સારુ ઇનામ આપીશ."

આમ કહીને પંડિતજીએ જાદૂના માગ્યા પ્રમાણે એક દોરડું, એક બિલાડી તથા એક સારી છરી લાવી આપીને કહ્યું કેઃ-"લે જાદૂ, તું તારાં માગેલાં આ સાધનો લઇને ચોરી કરી આવ; પણ જોજે, સંભાળીને ચાલજે, કે જેથી કાંઈ સંકટ ન આવી પડે."

જાદૂ, સર્વ સાધનો મળ્યા પછી, સંધ્યાસમયે ધાંયજાવાડ તરફ જવાને વિદાય થયો. કેટલીક વાર સૂધી આમ તેમ ફર્યા પછી, જ્યારે જોયુ કે, રાત્રિનો લગભગ એક પ્રહર વીતી જવા આવ્યો છે, ત્યારે, તે છુપાતો છુપાતો વૃદ્ધ હજામના ઘર આગળ આવીને સાંભળવા લાગ્યો કે, હજામ તથા તેની સ્ત્રી કાંઇક વાર્તાલાપ કરી રહ્યાં છે. હજામ પોતાની પત્નીને ઉદ્દેશીને કહી રહ્યો હતો કે;-"આપણા ઘરમાં વારંવાર ચોર લોકો આવીને ત્રાસ આપ્યા કરે છે, માટે આપણે હવે એની કાંઈ વ્યવસ્થા કરીએ કે, ચોરો અહીં આવતા જ અટકી જાય."

આ સાંભળીને વૃદ્ધાએ ઉત્તર આપ્યું કેઃ-"તમારી ધારણા અક્ષરશઃ સત્ય છે, એમ કર્યા વિના તે પીટ્યાઓ આપણને જંપ વળવા દે તેમ નથી."

કેટલીકવાર સૂધી આ પ્રમાણે વાર્તાલાપ કરીને હજામ તથા તેની વૃદ્ધા સ્ત્રી બોલતાં બંધ થઈ ગયાં. એ જોઇને જાદૂએ વિચાર્યું કે, તે લોકો હવે નિદ્રાધીન થઈ ગયાં છે. આમ ધારીને તે ધીમે ધીમે હજામના છાપરાપર ચડવા લાગ્યો. જાદૂ જે વખતે છાપરાપર ચઢતો હતો તે વખતે કડકડ શબ્દનો ધ્વનિ થવાથી તેમ જ છાપરાપરથી પોતાના ખાટલાપર કેટલીક ધૂળ પડવાથી, વૃદ્ધા હજામડીની ઊંઘ ઉડી ગઈ અને

તેણે તરત જ પોતાના વૃદ્ધ પતિને નિદ્રામાંથી જાગ્રત કરીને કહ્યું કે:- "તમે બહાર જઇને જરા જોઈ આવો તો! મને જાણે છાપરાપર ચોર આવ્યો હોય, તેવો ભાસ થાય છે; માટે જુઓ તો ખરા કે, છાપરાપરથી કડકડ શબ્દનો ધ્વનિ કેમ સંભળાય છે?"

જાદૂએ વૃદ્ધાની વાર્તા સાંભળીને તરત જ પોતાની સાથે રાખેલી બિલાડીને ખૂબ જોરથી પોતાના બન્ને હાથ વચ્ચે દબાવવા માંડી. અને તેથી બિલાડી "મીંઆઉં, મીંઆઉં" કરવા લાગી. આ સાંભળીને વૃદ્ધ હજામ પોતાની પત્નીને કહેવા લાગ્યો કે:-"ઘરના છાપરાપર ચોર બોર કોઈ નથી પરંતુ એ તો બિલાડી છે. જો સાંભળ તો ખરી કે, તે કેવો "મીંઆઉં મીંઆઉં" શબ્દ કરી રહી છે. ચાલ સૂઈ જા, એ તો એની મેળે ચાલી જશે. કાંઈ પણ જોયા કારવ્યા વિના મને નાહક શામાટે ઊંઘમાંથી ઊઠાડે છે?" વૃદ્ધ હજામ જ્યારે પોતાની પત્ની સાથે આ પ્રમાણે વિવાદ કરી રહ્યો હતો તે સમયે જાદૂએ તેના ઘરના આંગણામાં જઇને તુંબડીના વેલાપરથી પોતાની સાથેની છરીવડે એક તુંબડું કાપી લીધું, અને પછી પોતાની કમ્મરપર દોરડું બાંધીને ધીમે ધીમે હજામના છાપરાપર ચડવા લાગ્યો. આ વખતે હજામ તથા તેની સ્ત્રીના શરીરપર છાપરાપરથી પુષ્કળ ધૂળ પડવા લાગી. એ જોઇને વૃદ્ધાએ પુનઃ હજામને ઉદ્દેશીને કહ્યું કે;-"અરે આ તો અવશ્ય ચોર જ છે. જોતા નથી કે, આ છાપરાપરથી કેટલી બધી ધૂળ ખરવા માંડી છે? માટે, તમે એકવાર બહાર જઇને જોઈ આવો તો ખરા."

વૃદ્ધાની આ વાર્તા સાંભળીને જાદૂએ છાપરાપરથી પેલી બિલાડીને નીચે ફેંકી દીધી, એથી બિલાડીએ ભયંકર ચીત્કાર કર્યો અને તે સાંભળીને વૃદ્ધ હજામ બોલી ઊઠ્યો કે:-"કાં તું કહેતી હતી ને કે, ચોર છે? પણ આ તો બિલાડી છે; માટે હવે શંકા લાવવાનું કાંઈ કારણ નથી."

જ્યારે હજામના ઘરમાં બિલાડી ઉતરી પડી અને હજામ તથા તેની સ્ત્રી તે સંબંધી વિવાદ કરવા લાગ્યાં, ત્યારે જાદૂ તેના ઘરના છાપરાપરથી ધીમેથી નીચે ઉતરી આવ્યો અને પછી પંડિત મહાશય આગળ જઇને કહેવા લાગ્યો કે:-"પંડિતજી! આપની આજ્ઞા પ્રમાણે આ તુંબડું ચોરી લાવ્યો છું, માટે આપનું ઠરાવેલું ઇનામ આપવાની કૃપા કરો."

જાદૂને ચોરી કરી આવેલો જોઇને પંડિત મહાશય ઘણાજ પ્રસન્ન થયા અને પોતે ઠરાવેલું ઇનામ જાદૂના હાથમાં આપીને કહેવા લાગ્યા કે:- "મારા જેટલા વિદ્યાર્થીઓ છે, તે સર્વ વિદ્યાર્થીઓમાં જાદૂ અતિ ચપળ અને દક્ષ વિદ્યાર્થી છે. આજથી હું તેને "ચાલાક-ચોર"ની પદવી પ્રદાન કરું છું."

જાદૂનો પિતા જાદૂને ચૌરવિદ્યામાં આવો કુશળ થએલો જોઇને સંતુષ્ટ થયો, પરંતુ તેમ છતાં પણ તેના મનમાં એક પ્રકારનો સંદેહ રહેવા લાગ્યો. તેણે વિચાર્યું કે મારો પુત્ર ચૌરવિદ્યામાં પૂર્ણ કુશળ થયો છે કે નહિ અથવા તે પાકો ચોર બન્યો છે કે, કેમ? એનો એકવાર પરિચય મેળવવો જોઇએ, આમ ધારીને તેણે જાદૂને બોલાવીને કહ્યું કે: "જાદૂ, જો કે તું ચૌરવિદ્યામાં કાંઇક અંશે કુશળતા મેળવી શક્યો છે, પરંતુ તેથી હજી તું કાંઈ પાકો ચોર થઈ શક્યો નથી."

જાદૂએ ઉત્તર આપ્યું કેઃ-"કેમ પિતાજી! આપ આજે આવાં વચનો શા ઉદ્દેશથી ઉચ્ચારો છો? અમારા પંડિતજીએ બતાવેલું કાર્ય કરવાનું, અમારી પાઠશાળાના કોઈ પણ વિદ્યાર્થીથી સાહસ કરી શકાયું નહોતું, અને તે કાર્ય મેં ઘણી જ ચાલાકીથી કરી બતાવ્યું છે, છતાં આપ આમ કેમ બોલો છો? તમારે મારી હજી વિશેષ પરીક્ષા લેવી હોય, તો હું તે પરીક્ષા આપવાને પણ તૈયાર છું."

આ સાંભળીને જાદૂનો પિતા કહેવા લાગ્યો કેઃ-"જાદૂ! માત્ર એક નજીવું કાર્ય કરવાથી તું આટલો બધો ફૂલાઈ જાય છે, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. ચોર લોકોનાં મોટાં મોટાં કાર્યોથી અદ્યાપિ તું અજ્ઞાન હોવાથી જ આવો પ્રમાદ કરે છે, પરંતુ જ્યારે ચોરોના ખરા પરાક્રમની વાતો તારા જાણવામાં આવશે, ત્યારે તારો સર્વ ગર્વ ગળી જશે. જો તું સાચા ચોરનું અભિમાન ધરાવતો હોય તો, મારું બતાવેલું એક કાર્ય કરી આવવાની તું હામ ભીડી શકીશ ખરો કે?"

જાદૂએ ઉત્તર આપ્યું કેઃ-"પિતાજી! એવું તે કયું મોટું કાર્ય છે, કે જે મારાથી ન બની શકે? આપને જે કાંઈ કાર્ય બતાવવું હોય, તે ઘણી ખુશીની સાથે બતાવો, એટલે આપનો આ સેવક તે સત્વર કરી બતાવશે."

ત્યારે જાદૂના પિતાએ કહ્યું કેઃ-"જો જાદૂ, ત્યારે હું બતાવું તે કાર્ય કરી આવીશ તો હું તને અતિશય ધન્યવાદ આપીશ અને જાણીશ કે, હવે જાદૂ પાકો ચોર થઈ શક્યો છે. આ દેશના રાજાની રાણીના ગળામાં સુવર્ણનો જે હાર છે, તે હાર જો તું લાવી આપીશ, તો હું જાણીશ કે, તું ચૌરવિદ્યામાં પૂર્ણ નિપુણ થયો છે; અને એ કાર્ય કરવાથી તું સારી નામના પણ મેળવી શકીશ."

પોતાના પિતાની આજ્ઞા સાંભળીને જાદૂ કહેવા લાગ્યો કેઃ- "પિતાજી! એમાં તે શું મોટો વાઘ મારવાનો હતો! આપે બતાવેલું કાર્ય તો એક નાનું બાળક પણ કરી શકે તેમ છે. જુઓ હું તમને આજથી પાંચમે દહાડે સવારમાં જ રાજરાણીના ગળાનો હાર લાવી આપીશ."

આમ કરીને જાદૂએ બે ત્રણ દિવસમાં રાજમહાલયની આસપાસ ફરીને, રાજમહાલયની આંતરિક વ્યવસ્થા કેવી છે, કયી બાજૂએ કેટલા અને કેવા પ્રકારના દરવાજા આવેલા છે, દરવાજાને કયી બાજૂએથી ઉઘાડવા તથા બંધ કરવામાં આવે છે, પ્રહરીઓનો કેવોક બંદોબસ્ત રાખવામાં આવે છે, રાજરાણીનું શયનમંદિર કયાં આગળ આવેલું છે અને તેના શયનમંદિરમાં અન્ય કોઈ પણ વ્યક્તિ હાજર રહે છે કે કેમ તેમ જ રાજરાણી કયારે નિદ્રાવશ થાય છે આદિ સર્વ બાબતોની તપાસ કરી લીધી. તપાસ કરતાં જાદૂને જણાયું કે, રાજરાણીનું શયનમંદિર રાજમહાલયના એક અંતઃપુરના ત્રીજા માળપર આવેલું છે અને તે સ્થાનમાં પ્રવેશ કરતી વેળાએ એક મોટા સિંહદ્વારને અને બીજા બે નાના નાના દરવાજાઓને ઓળંગીને જવું પડે છે. તે દરેક દરવાજાપર દશ દશ ખુલ્લાં હથિયારવાળા સૈનિકો રાત્રે પહેરો ભર્યા કરે છે અને પ્રતિ પ્રહર તેમનો પહેરો બદલાયા કરે છે. બીજા દશ સૈનિકો જ્યારે આવીને હાજર થાય છે, ત્યારે જ પહેલા દશ સૈનિકોને પહેરામાંથી મુક્ત થવાનો પ્રસંગ મળે છે.

આ પ્રમાણે બધી બાતમી મેળવ્યા પછી ચોથે દિવસે સાંજના સાત વાગ્યાને સુમારે જાદૂ પોતાના શરીરને એક કાળા વસ્ત્રથી આચ્છાદિત કરીને, તથા મોટા મોટા પચાસેક ખૂંટા અને એક હથોડી લઇને રાજમહાલયના સિંહદ્વાર આગળ આવી પહોંચ્યો. ત્યાર પછી જ્યારે રાત્રિના સાત વાગી ગયા એટલે કે, ઘડિયાળમાં સાતના ટકોરા થયા. ત્યારે નિત્યના સાત વાગે પહેરો બદલાવાના નિયમ પ્રમાણે આજે પણ પહેરો બદલાઈ ગયો. દશ પ્રહરીઓ ગયા એટલે તેમની જગ્યાએ નવા દશ પ્રહરીઓ આવીને ઉભા રહ્યા. એક સાથે વીસ પ્રહરીઓ મળવાથી કાંઇક ગડબડ મચી ગઈ, અને તેનો લાભ લઇને જાદૂ તે ભયાનક અંધકારમાં પોતાનું કાળું વસ્ત્ર ઓઢીને રાજમહાલયના સિંહદ્વારમાં પેસી ગયો. આવી જ રીતે પહેરો બદલાતી વખતે તે બીજા બે દરવાજા ઓળંગીને રાજરાણીના અંતઃપુર આગળ જઈ પહોંચ્યો. આ સમયે રાત્રિના નવ વાગી ચૂક્યા હતા અને રાજરાણીના શયનમંદિરમાં દીપકનો પ્રકાશ પુર્ણ રીતે પ્રકાશી રહ્યો હતો તથા એક દાસી રાણીના પલંગ પાસે બેસીને તેની સાથે વાર્તાલાપ કરી રહી હતી. એ જોઇને જાદૂ રાણીના શયનમંદિરની સીડી પાછળ છુપાઈ ગયો અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કેઃ—"સીડીનું દ્વાર તો બંધ છે, માટે ખીલા ઠોકયા વિના ઉપર ચઢી શકાશે નહિ; પરંતુ અત્યારે ખીલા ઠોકવાથી તેનો અવાજ સાંભળીને કોઇક અહીં આવી લાગશે અને મને પકડી

પાડશે, માટે જ્યાં સૂધી રાણી અને તેની દાસી ઊંઘી ન જાય ત્યાં સૂધી મૌન ધારીને ઉભા રહેવું જ હિતાવહ છે." આમ ધારીને તે દીવાલ સાથે શરીર અડકાડીને શાન્ત ચિત્તે ઉભો રહ્યો. ત્યાર પછી જ્યારે રાજમહાલયના ઘડિયાળમાં દશના ટકોરા થયા એટલે જાદૂએ દીવાલમાં દશ ખીલા ઠોકી દીધા અને પછી દૂર જઇને ઊભો રહ્યો. ત્યાર પછી જ્યારે અગિયારના ટકોરા થયા ત્યારે તેણે બીજા અગિયાર ખીલા દીવાલપર ઠોકી દીધા અને છેવટે જ્યારે બાર વાગ્યા ત્યારે બીજા બાર ખીલા દીવાલની છેક ઉપરના ભાગમાં ઠોકી દઇને જાદૂ રાજાના શયનમંદિરના દ્વાર આગળ જઇને ઉભો રહ્યો. ત્યાં આગળ તેણે તે દરવાજાની તરડમાંથી જોયું કે, રાણી તથા તેની દાસી ઊંઘી ગયાં છે. આ જોઇને જાદૂએ ધીમેથી રાણીના શયનમંદિરમાં જઇને દાસીના મોઢામાં ડૂચો દઇને તેને તલ્વારથી કાપી નાખી અને પછી દાસીનો પોશાક ઉતારીને પોતાના શરીરપર ધારી લીધો. આથી તેનો સર્વ ભય દૂર થયો, એટલે તે રાણીના પલંગ પાસે જઇને ચુપચાપ બેસી ગયો.

ત્યાર પછી જ્યારે તેને પૂરી ખાત્રી થઈ કે, રાણી ઘોર નિદ્રામાં સૂઈ રહી છે, ત્યારે તેણે ધીમેથી રાણીના ગળામાંથી સોનાનો હાર કાઢી લીધો અને પછી ઘણી જ સાવધાનીથી તે પ્રથમ ઠોકેલા ખીલા સાથે દોરડું બાંધીને નીચે ઉતરી આવ્યો. તે નીચે ઉતરી આવ્યો ત્યારે લગભગ સવાર થવા આવ્યું હતું, એટલે તેણે કોઈ પણ પ્રકારનો વિલંબ કર્યો વિના રાજમહાલયમાંથી બહાર નીકળવાનો યત્ન કરવા માંડ્યો. નીચે આવીને તે જ્યારે પ્રથમ દ્વાર સમક્ષ આવી પહોંચ્યો, ત્યારે તેણે દાસીના જેવો સ્વર કાઢીને એક પ્રહરીને કહ્યું કેઃ—"અરે ઓ દરવાન! જરા દરવાજો ઉઘાડ તો, મારે રાણી સાહેબને માટે એક વસ્તુ લેવા જવાનું છે; માટે જલ્દી દરવાજો ઉઘાડી નાખ."

આ સાંભળીને પ્રહરીએ વિચાર્યું કેઃ—આ દાસી તો રાણીને રોજ વાર્તા કહેવા આવે છે, તે જ હોવી જોઇએ." આમ ધારીને તેણે તરત જ દરવાજો ઉઘાડી નાખ્યો એટલે જાદૂ બહાર નીકળી આવ્યો અને પ્રહરીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"હું હમણાં જ પાછી આવું છું, મારા આવતાં સૂધી દરવાજો ઉઘાડો રાખજે, એટલે મારે વારંવાર બૂમો પાડવી ન પડે." પ્રહરીએ ઉત્તર આપ્યું કેઃ—"તારા કહ્યા પ્રમાણે દરવાજો ઉઘાડો જ રાખવામાં આવશે."

આ પ્રમાણે જાદૂ રાજમહાલયના ત્રણે દરવાજાના સખ્ત પહેરામાંથી સહી સલામત છટકી આવ્યો. ત્યાર પછી ઘેર આવીને પોતાના બાપના હાથમાં રાણીના ગળાનો સુવર્ણહાર આપીને કહેવા લાગ્યો

"ક્યો પિતાજી, આ રાણીના ગળામાંનો સુવર્ણહાર. કેમ હવે તમારો પુત્ર ચૌરવિદ્યામાં નિપુણ થયો છે, ખરો કે નહિ? તમારું બતાવેલું મહા વિકટમાં વિકટ કાર્ય કરી આવવાને શક્તિવાન થઈ શક્યો છે કે કેમ? બાપુ! હવે તમારે મને યોગ્ય ઇનામ આપવું જોઈશે."

પોતે બતાવેલા કાર્યમાં જાદૂને વિજયી થયેલો જોઈને જાદૂનો પિતા અત્યંત પ્રસન્ન થયો અને તેને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કેઃ–"જીવતો રહે દીકરા, તેં આજે ખરેખર એક મહાન્ ચોરના નામને શોભાવે તેવું કાર્ય કર્યું છે. તારી આવી ચાલાકી જોઈને મને અતિ આનંદ થાય છે. આજે મારો પૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયો છે કે, તું મારા ચોરના નામને ઉજ્જ્વલ કરીને પ્રકાશમાં લાવી શકીશ તેમ જ સ્વતંત્ર રીતે ચોરી કરીને તારું ગુજરાન ચલાવી શકીશ. ભાઈ! હવે મારા હૃદયને શાન્તિ થઈ છે, તેથી હું શાંતિથી મરી શકીશ. તારા વિશેની સર્વ ચિન્તાઓનો હવે મારા મનમાંથી સર્વથા લોપ થયો છે."

હવે બીજી બાજૂએ રાણીએ સવારના પહોરમાં ઊઠીને જોયું તો, પોતાના શયનમંદિરમાં દાસીનું ધડ અને મસ્તક ઊલટ આમ તેમ છૂટાં છવાયાં રખડી રહ્યાં છે; સર્વત્ર રક્તનો પ્રવાહ વ્હેવાથી આખા શયનમંદિરની જમીન લાલ ચોળ બની ગઈ છે. આ જોઈને રાણીનું હૃદય કંપવા લાગ્યું અને તે ભયંકર ચીત્કારો કરવા લાગી. રાજાએ આ ઘટના જોઈ નહોતી તેથી રાણીના ચીત્કારનું કારણ તેનાથી સમજી શકાયું નહિ. કેટલીકવાર રાણીએ ચીત્કાર કર્યા એટલે રાજા અચાનક તેના શયનમંદિરમાં આવી ચઢ્યો અને રાણીના ચીત્કારનું તથા દાસીના મૃત્યુનું કારણ પૂછતો કહેવા લાગ્યો કેઃ–"દેવી! આમ ચીત્કાર કરવાનું શું કારણ છે? આ દાસીની આવી દુર્દશા કયા નરાધમ પુરુષે કરી વારુ?"

રાણીએ ઉત્તર આપ્યું કેઃ–"મહારાજ! હું જ્યારે નિદ્રામાં પડી હતી, ત્યારે આ સર્વ ઉત્પાત થઈ ગયો છે, એટલે આ દાસીને કોણે મારી નાખી અથવા આવો ભયાનક કાંડ કોણે મચાવ્યો, એ સંબંધમાં હું કાંઈ પણ જાણતી નથી. દાસીની આવી ભયંકર દુર્દશા જોઈને જ હું આ પ્રમાણે ઉન્માદિની બની ગઈ છું."

રાણી જ્યારે રાજાના પ્રશ્નનું ઉત્તર આપતી હતી, તેવામાં અચાનક રાજાની દૃષ્ટિ રાણીના ગળાપર જઈ પડી, તેના ગળામાંનો પેલો સુવર્ણહાર તેના જોવામાં આવ્યો નહિ. એ જોઈને રાજા વચ્ચે જ બોલી ઊઠ્યો કેઃ–"પણ તમારા ગળામાંનો સુવર્ણહાર ક્યાં ગયો? શું તમે શયન કરતી વખતે તે ઉતારી નાખ્યો છે વારુ?"

આ જોઈને રાણી તો દિગ્મૂઢ જ બની ગઈ અને કેટલીકવાર સુધી

ચિન્તાતુર રહ્યા પછી ઘણા જ ધીમા સ્વરથી કહેવા લાગી કેઃ-"રાજાધિરાજ! હું એ સંબંધી કશું પણ જાણતી નથી અને સૂતી વખતે મેં મારા ગળામાંથી હાર ઉતાર્યો પણ નથી. આ સર્વ બનાવ મારી નિદ્રાવસ્થામાં જ બનેલો છે, જેથી મને કાંઈ ભાન રહ્યું નથી. રાત્રિના દશ વાગ્યા સુધી તો હું અને આ મૃત્યુવશ થયેલી દાસી વાર્તાલાપ કરતાં બેઠાં હતાં, પરંતુ ત્યાર પછી શું થયું, તેનું મને જરા પણ જ્ઞાન કે ભાન છે જ નહિ!"

આ સાંભળીને રાજા આશ્ચર્યચકિત થઈ ગયો અને વિચારવા લાગ્યો કેઃ-"મારા આવા ચાર ચાર દ્વારોવાળા પ્રહરીઓથી રક્ષાયલા રાજમહાલયમાં, રાત્રિના દશ વાગ્યા પછી આવવાનું સાહસ કોનાથી કરી શકાયું હશે? વળી ત્રીજા માળપરના રાજરાણીના શયનમંદિરમાં પેસીને દાસીનું ખૂન કરવાની તથા રાજરાણીના ગળામાંથી હાર કાઢવાની હિમ્મત કયા મનુષ્યથી કરી શકાઈ હશે?"

રાજાએ આ પ્રમાણે વિચાર કરીને મહાલયમાંનાં સર્વ મનુષ્યોને બોલાવીને ઉપર્યુક્ત બનાવના સબંધમાં પૂછપરછ કરવા માંડી. આ વખતે રાજમહાલયમાં મહાન્ કોલાહલ વ્યાપી ગયો. રાજાના પ્રશ્નના ઉત્તરમાં દરવાનોએ જણાવ્યું કેઃ-"મહારાજ! આજે સવારે દાસીના જેવો પોશાક પહેરીને રાજમહાલયમાંથી એક વ્યક્તિ બહાર ચાલી ગઈ છે, તેણે કદાચિત્ આવું ભીષણ કાર્ય કર્યું હોય, તો તે સર્વથા સંભવિત છે; માટે જેમ બને તેમ તાત્કાલિક તેને શોધી લાવવાનો ઉપાય કરવો જોઈએ. યોગ્ય તપાસ કરતાં અવશ્ય તે વ્યક્તિ પકડાઈ જશે અને પછીથી સર્વ રહસ્ય જાણવાનું સરળ થઈ પડશે."

દરવાનોની વાર્તા સાંભળીને રાજા ઘણો જ વ્યગ્ર થઈ ગયો અને વિચારવા લાગ્યો કેઃ-"મારા રાજ્યમાં ચોરી કરવાનું સામર્થ્ય ધરાવે તેવી કોઈ પણ વ્યક્તિ વિદ્યમાન છે જ નહિ, તો પછી મારા રાજમહાલયના ગુપ્ત શયનમંદિરમાં પ્રવેશ કરીને રાણીના ગળામાંથી હાર કાઢી જવાનું તથા દાસીની ભયંકર રીતે હત્યા કરવાનું કાર્ય શું જેવા તેવા માણસથી કદાપિ કરી શકાય ખરું કે? નહિ, કદાપિ નહિ; કારણ કે, મારા રાજ્યમાંથી મહાન્ મહાન્ ગણાતા ચોરો અને લૂટારાનો તો મેં પ્રથમથી જ ધ્વંસ કરાવી નાખ્યો છે, એટલે તેમનામાંથી કોઈ પણ વ્યક્તિ આટલું સાહસ કરી શકે જ નહિ. પરંતુ ગમે તેમ હો, પણ મારો એ નરાધમ વ્યક્તિને પકડી પાડ્યા વિના છૂટકો થનાર નથી. માટે હમણાં જ છુપા જાસૂસો તથા સિપાહીઓની યોજના કરીને તે વ્યક્તિને પકડાવી મંગાવું છું."

ત્યાર પછી રાજાએ ઢંઢેરો પીટાવીને કહેવડાવ્યું કે:–"રાજાના મહાલયમાં આવીને દાસીનું ખૂન કરનાર તથા રાજરાણીના ગળામાંથી સુવર્ણનો હાર ચોરી જનાર ચોરને જે કોઈ વ્યક્તિ પકડી આપશે અથવા તેનો પત્તો મેળવી આપશે, તે વ્યક્તિને રાજદરબાર તરફથી દશ હજાર રૂપિયાનું ઇનામ તથા એક સારા અધિકારવાળી પદવી આપવામાં આવશે."

આ પ્રમાણે ઢંઢેરો પીટાવ્યા પછી લગભગ સાત દિવસ વીતી ગયા, પરંતુ ચોરનો કોઈ પણ પત્તો મળ્યો નહિ. ત્યારે રાજાએ ચાલાકી કરીને ફરીવાર એવો ઢંઢેરો પીટાવ્યો કે:–"રાજરાણીના ગળામાંથી હાર ચોરી જવામાં અને શયનમંદિરમાં પ્રવેશ કરીને દાસીનું ખૂન કરવામાં તો ચોરે ખરેખરી બહાદુરી દર્શાવી છે, માટે ચોરને પકડી પાડવાના ઇનામને રદ કરવામાં આવે છે. પરંતુ આજે, આવતી કાલે અને પરમ દિવસે ત્રણે રાત્રે રાજાનો એક અનુચર સોના મોહોરની બે કોથળીઓ ઊંટપર લાદીને, માર્ગમાં ઠેકઠેકાણે ભટકયા કરશે; તે અનુચરને છેતરીને અથવા તેનાપર બળાત્કાર કરીને જે કોઈ ચોર સોના મોહોરની બે કોથળીઓ લઈ જશે તેને ઘણા જ ધન્યવાદની સાથે સારું ઇનામ પણ આપવામાં આવશે, અને રાજસભામાં તેનું યોગ્ય સન્માન કરાશે."

આપણા પૂર્વપરિચિત જાદૂને કાને પણ આ વાર્તા જઈ પહોંચી. પ્રથમ બે રાત સુધી રાજાનો તે અનુચર ઊંટપર મોહોરોની કોથળીઓ લાદીને માર્ગમાં આમતેમ અથડાયા કર્યો, પરંતુ કોઈ પણ વ્યક્તિથી તે મોહોરોને ચોરી લાવવાનું સાહસ થઈ શક્યું નહિ, અથવા તો મોહોરોની ચોરી થઈ નહિ. ત્રીજે દિવસે રાત્રિના બારેક વાગ્યાને સુમારે ઊંટપર બેઠેલા રાજાના અનુચરે જોયું કે, રસ્તાના કાંઠાપર એક સંન્યાસી ધૂણી જગાવીને બેઠેલો છે. સંન્યાસીએ મસ્તકપર મોટી જટા ધારણ કરી છે, લાંબી દાઢી વધારી છે, શરીરપર વલ્કલ ધારણ કરેલાં છે અને હાથમાં રુદ્રાક્ષની માળા ધારણ કરીને વ્યાઘ્રાંબરપર બેસીને સ્થિર ચિત્તથી દૃઢ આસન વાળેલું છે. એ સંન્યાસી બીજો કોઈ નહિ, પણ આપણો જાદૂ જ હતો. તે પેલા ઊંટવાળાને છેતરીને મોહોરોની બે કોથળીઓ મેળવવા માટે જ આવો વેશ ધારણ કરીને અહીં આવ્યો હતો.

ઊંટવાળા અનુચરને પોતા તરફ આવતો જોઇને સંન્યાસી અથવા તો ગુપ્તવેષ-ધારી જાદૂ બોલી ઊઠ્યો કે:–"અરે ઓ ભાઈ! આમ ઊંટપર બેસીને માર્ગમાં ઠેકઠેકાણે શામાટે અથડાયા કરે છે! બિચારા નિર્દોષ ઊંટને આ પ્રમાણે કેમ દોડાવ્યા કરે છે! એવો તે કયો શેરને માથે સવાશેર છે કે, રાજાના અનુચરને દગો દઇને અથવા બળાત્કાર

કરીને મોહોરો લૂંટી જવાનું સાહસ કરી શકે? આવ જરા વિશ્રાંતિ લે. અને ધૂમ્રપાન કરીને સહજ સ્વસ્થ થા. સંન્યાસીના વચનનો અનાદર કરીશ નહિ. તેમ છતાં જો તને મારો અવિશ્વાસ આવતો હોય, તો પછી તને મારી પાસે બોલાવવાનો હું વૃથા દુરાગ્રહ કરવા ઇચ્છતો નથી."

તે અનુચરને તે વખતે ધૂમ્રપાન કરવાની પ્રબળ ઇચ્છા થઈ હતી, એટલે સંન્યાસીની વાર્તા સાંભળીને તે પોતાના મનમાં ને મનમાં જ વિચારવા લાગ્યો કે:–"સંન્યાસીની પાસે જઇને ધૂમ્રપાન કરી આવવાથી મને સહજ આરામ મળશે અને આ ઊંટ તો મારા હાથમાં જ રહેશે, તેથી મોહોરોની ચોરી થવાનો કાંઈ પણ ભય છે જ નહિ. માટે ચાલ જરા તંબાકુ પી આવું અને પછી પાછો મારા કાર્યમાં લાગી જાઉં."

આમ વિચાર કરીને તે અનુચર ઊંટપરથી નીચે ઉતરી પડ્યો અને પછી સંન્યાસીની પાસે આવીને ઊભો રહ્યો. સંન્યાસીએ તેને બેસવાનો ઇશારો કરીને પ્રથમ તંબાકુની એકાદ ચલમ પીવડાવ્યા પછી તંમાકુની સાથે એક પ્રકારનો કેફી પદાર્થ મેળવીને તે અનુચરના હાથમાં આપ્યો. અને અનુચરે તે ચલમના ચાર પાંચ દમ માર્યા કે, તરત જ તે બિચારો બેભાન થઇને પૃથ્વીપર પડી ગયો. ત્યાર પછી સંન્યાસીએ પોતાનો પોશાક ઉતારીને તે અનુચરના અંગપર પહેરાવી દીધો અને પોતે તે અનુચરનો પોશાક ધારણ કરી લઇને ઊંટપર બેસી ગયો. પછીથી તે ધીમે ધીમે પોતાના ઘર આગળ આવી પહોંચ્યો. ઘેર આવ્યા પછી પ્રથમ તો તેણે ઊંટને કાપી નાખ્યો અને ત્યાર પછી ઘરના આંગણામાં એક મોટો ખાડો ખોદીને ઊંટને તેમાં દાટી દીધો અને પાછો તે ખાડાને માટીથી પૂરી દઇને જમીન જેવી જમીન બનાવી દીધી. આ સર્વ કાર્ય કરીને તે શય્યામાં શાંતિથી સૂઈ રહ્યો. પ્રભાત થતાં રાજાના અન્યાન્ય અનુચરોએ જાણ્યું કે, મોહોરોની કોથળીઓ સહિત પેલો ઊંટ ચોરાઈ ગયો હતો અને ઊંટનો સ્વાર સંન્યાસીના વેશમાં એક વૃક્ષતળે ઊંઘી રહ્યો હતો. આ સમાચાર સાંભળીને રાજા તો દિગ્મૂઢ બની ગયો અને ચોરે આવા ભયાનક કાંડને કેવી રીતે ઉપસ્થિત કર્યો, તે સંબંધી વિચાર કરવા લાગ્યો. કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તે પુનઃ એક નવીન પ્રબંધ રચવાના નિશ્ચયપર આવ્યો અને તેણે ઢંઢેરો પીટાવીને જણાવ્યું કે:–"જે વ્યક્તિ, રાજરાણીનો હાર ચોરનાર, દાસીનું ખૂન કરનાર અને ઊંટને ચોરી જનાર ચોરને પકડી આપશે તેને રાજદરબાર તરફથી પાંચ લાખ રૂપિયાનું ઇનામ આપવામાં આવશે તથા રાજ્યના ગુપ્તચર ખાતાનો મુખ્ય અધિકારી બનાવવામાં આવશે."

નાના ચોરનો દીકરો માધૂ ચૌર્યવિદ્યામાં બાપના જેવો જ પ્રવીણ

થઈ ચૂક્યો નહોતો, તેથી તે જાદૂની ઇર્ષા કર્યા કરતો હતો. જ્યારે તેણે રાજાએ ઠરાવેલા પાંચ લાખ રૂપિયાના ઇનામની તેમ જ ગુપ્તચર વિભાગના મુખ્ય અધિકારીના પદની પ્રાપ્તિની વાર્તા સાંભળી ત્યારે તે મનમાં જ વિચારવા લાગ્યો કે:—"આવી મોટી ચોરી કરવાનું સાહસ જાદૂ વિના બીજા કોઈ પણ ચોરથી થઈ શકે તેમ નથી, તેથી જાદૂએ જ આ ચોરી કરી હોય, તેમ સંભવે છે. જો હું જાદૂને પકડીને રાજાને આધીન કરીશ તો મને પાંચ લાખ રૂપિયાનું ઇનામ તથા ઉપર જતાં રાજ્યના ગુપ્તચર વિભાગના મુખ્ય અધિકારીનું પદ પ્રાપ્ત થઈ શકશે. જો તેમ થશે તો મારી દરિદ્ર અવસ્થા દૂર થશે અને એક મહા ધનાઢ્ય પુરુષ થવાનો પ્રસંગ સહજમાં આવી મળશે. જાદૂ જો કે મારો બંધુ છે, તેથી તેને પકડાવીને કારાગૃહવાસી બનાવવો એ સર્વથા અયોગ્ય છે, પરંતુ જો આટલી બધી અખૂટ દોલત મળતી હોય અને વિના પ્રયાસે એક મહાન્ અધિકારીનું માનવંતું પદ પ્રાપ્ત થતું હોય, તો પછી તેવા વિચારો લાવવા એ પણ એક પ્રકારની દુર્બળતા વિના અન્ય કાંઈ જ નથી. જાદૂ કદાચિત્ કેદમાં જશે, તો તેથી મને પોતાને શી હાનિ થવાની હતી વારૂ? તેના દુઃખથી મારે શું દાઝવાનું છે? મારે તો મારું કાર્ય પૂર્ણ કરીને, રાજ્યનું ઠરાવેલું ઇનામ મેળવી લેવાનું છે, તોપછી વૃથા ચિન્તા કરવાનું શું કારણ છે? રાજાના જાસૂસને જાદૂનાં ઘરબાર બતાવી દઇશ, એટલે તેઓ પોતાની મેળે ફોડી લેશે, અને મને સહજમાં ઇનામ મળી જશે."

આ પ્રમાણે વિચાર કરીને માધૂ ચોરને પકડાવવાની ચિંતામાં આમ તેમ ફરવા લાગ્યો. પરંતુ જાદૂ જબરો ખેલાડી અને પાકો ચોર હોવાથી, સહજમાં પકડાઈ જાય તેવો નહોતો. બે ત્રણ દિવસ સુધી તો માધૂએ તેને પકડાવવામાટે ઘણાયે ફાંફાં માર્યા, પરંતુ જાદૂનો કયાંય પત્તો મળી શકયો જ નહિ.

ત્યાર પછી એક દિવસ રાત્રે માધૂએ પત્તો મેળવ્યો કે, જાદૂ પોતાને ઘેર હાજર નથી અને તેના ઘરમાં અત્યારે માત્ર તેની સ્ત્રી તથા એક નાનો છોકરો જ છે. આ પ્રમાણે બધી બાતમી મેળવી લીધા પછી માધૂએ ફાટ્યાં તૂટ્યાં મલિન વસ્ત્રો ધારણ કરીને સ્ત્રીના વેષમાં જાદૂના ઘર આગળ જઇને ઘણા જ કરુણ સ્વરથી રડવા માંડ્યું. જાદૂની સ્ત્રીએ તેનું રુદન સાંભળીને પૂછ્યું કે:—"અરે ઓ બાઈ! તું આમ રડે છે, શામાટે? તને શું દુઃખ થયું છે? તારે શું જોઇએ છીએ? તું અહીં શામાટે આવી છે?"

માધૂએ રડતાં રડતાં જ ઉત્તર આપ્યું કે:—"ઓ દયાળુ બાઈ! મારે

બીજું કાંઈ પણ દુઃખ નથી; પરંતુ મારો એકનો એક દીકરો આજે ઘણા દિવસથી એક પ્રકારના રોગથી પીડાયા કરે છે; અમે તેને સારો કરવામાટે અનેક ઉપાયો કર્યા, પણ તેને સારું થતું જ નથી. આથી વૈદરાજેએ કહ્યું છે કે, 'જો એ છોકરાને ઉંટનું માંસ ખવડાવવામાં આવે, તો તત્કાળ તે સ્વસ્થ થઈ શકે તેમ છે.' પણ બાઈ! હું આખા ગામમાં ઉંટના માંસનો શોધ કરી આવી, પરંતુ ક્યાંય તે મળી શકતું નથી. મેં સાભળ્યું છે કે, તમારે ત્યાં ઊંટનું માંસ છે, તેથી હું તમારે ત્યાં આવી છું. જો તમે કૃપા કરીને મને થોડુંક માંસ આપશો, તો મારા દીકરાનું જીવન બચી શકશે અને મારાપર તમારો મોટો ઉપકાર થશે."

આ સાંભળીને જાદૂની વહૂએ કહ્યું કેઃ-"ના બાઈ, મારે ત્યાં તો ઉંટનું માંસ બાંસ કાંઈ નથી. અમારે ત્યાં તે ઉંટનું માંસ ક્યાંથી હોય? શું અમે એવા તવંગર છીએ કે, અમારે ત્યાં તે હોઈ શકે? જા, બાઈ જા; કોઈ બીજી જગ્યાએ તપાસ કરી જો, એટલે તને તે મળી શકશે અને તારા દીકરાને ભગવાન્ સાજો કરશે."

પરંતુ માધૂ પોતાના હઠને ત્યાગે તેવો નહોતો, તેથી જાદૂની વહૂનો જવાબ સાંભળીને વધારે જોરથી રડતો રડતો કહેવા લાગ્યો કેઃ-"અરે ઓ ભલી બાઈ! એક માંસના ટુકડામાં તે આવો લોભ શામાટે રાખે છે? તારી એક સાધારણ ઉદારતાથી મારા પુત્રનું જીવન બચી શકે તેમ છે, તો પછી તેમ કરવામાં આટલો બધો સંકોચ કેમ કરે છે? એક મનુષ્યના જીવનની રક્ષામાટે મનુષ્યો કરોડો રૂપિયાનું દાન કરે છે, માંદા માણસની માવજતમાટે લોકો મોટાં મોટાં દવાખાનાં ખોલાવે છે, તો તું એક માંસનો કકડો આપવામાં આવી સંકુચિત વૃત્તિ રાખે છે, એ જોઇને મને ખરેખર અજાયબી જ થાય છે. બાઈ! મારા જેવી ગરીબડી અબળાના એકના એક બાળકને મરતો બચાવ, તારા હૃદયમાં જરા દયાને લાવ."

માધૂનો કૃત્રિમ કરુણાલાપ સાંભળીને જાદૂની પત્નીના હૃદયમાં કરુણાનો સહજ સંચાર થયો; એટલે તેણે પોતાના આંગણામાં, જાદૂએ દાટેલા ઊંટવાળો ખાડો ખોદ્યા પછી તેમાંથી થોડુંક ઊંટનું માંસ લાવીને તે કૃત્રિમ સ્ત્રીવેશધારી માધૂના હાથમાં આપ્યું, અને પછી પાછો તે ખાડાને ધૂળથી પૂરી દીધો. આ જોઇને માધૂ સમજી શક્યો કે, રાજાના મોહોરવાળા ઊંટને ચોરી લાવનાર જાદૂ વિના બીજું કોઈ જ નથી. ત્યાર પછી તે વિચારવા લાગ્યો કેઃ-"હવે જાદૂને પકડાવવાનો ઠીક પ્રસંગ મળ્યો છે, માટે રાજાની પાસે જઇને જણાવી દઉં, એટલે મને તરત જ ઇનામ મળી જશે."

આ પ્રમાણે વિચાર કરીને માધૂ રાજા પાસે જઇને કહેવા લાગ્યો કે:—"મહારાજ! આપ અત્યારે જ જો મારી સાથે પચાસ હથિયારબંધ સિપાહીઓને મોકલો, તો હું ચોરને પકડી લાવીશ."

આ સાંભળીને રાજાએ પૂછ્યું કે:—"તું ચોરને શી રીતે પકડી શકીશ? શું તેં તે ચોરને જોયો છે?"

માધૂએ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યું કે:—"હા મહારાજ! આપ જો મારી સાથે મેં કહ્યા તેટલા સિપાહીઓ આપશો તો હું ક્ષણમાત્રમાં ચોરને લાવીને આપની સેવામાં રજૂ કરીશ."

રાજાએ તરત જ માધૂને પચાસ હથિયારબંધ સૈનિકો સોંપી દીધા. માધૂ તે સિપાહીઓને લઇને જાદૂના ઘર આગળ જઈ પહોંચ્યો અને ત્યાર પછી તે ઘરને ચારે બાજૂએથી ઘેરી લેવાની વ્યવસ્થા કરીને તેણે પોતે કેટલાક સૈનિકોની સાથે જાદૂના ઘરમાં પ્રવેશ કર્યો. સૈનિકોએ જાદૂના ઘરમાં જઇને બધી જગ્યાએ બરાબર તપાસ કરવા માંડી. તપાસ કરતાં કરતાં માધૂના કહેવા પ્રમાણે જાદૂના આંગણાંમાં ખાડો ખોદતાં પેલા કાપેલા ઊંટના શરીરના કકડાઓ મળી આવ્યા. ત્યાર પછી ઘરમાંથી સોનામોહોરો, રાજરાણીના ગળામાંથી ચોરાયલો સુવર્ણહાર તથા બીજો કેટલોક ચોરીનો માલ પણ પકડાઈ આવ્યો.

આ પ્રમાણે સર્વ તપાસ કરી રહ્યા પછી જાદૂને હાથ પગમાં હાથકડી નાખીને રાજાની પાસે હાજર કરવામાં આવ્યો. આ જોઇને જાદૂ વિચારવા લાગ્યો કે:—"પિત્રાઈ બંધુ માધૂના પ્રપંચથી મારી આ દશા થઈ છે, માટે જો આમાંથી મને મુક્તિ મળશે તો હું તેની સારી રીતે ખબર લીધા વિના રહીશ નહિ. પરંતુ હવે રાજાના કોપમાંથી રક્ષા મેળવવાનો કાંઈ ઉપાય જ રહ્યો નથી, તેથી માધૂને મારવાની આશા રાખવી એ કેવળ આકાશકુસુમ સમાન જ છે." આ પ્રમાણે વિચાર કરીને જાદૂએ રાજાની સમક્ષ પોતાના સર્વ દોષોનો સ્વીકાર કરી લીધો અને પછી નમ્રતાપૂર્વક કહ્યું કે:—"મહારાજ! આપ મને ફાંસીને લાકડે લટકાવો તે પહેલાં હું બીજું કાંઈ પણ માગતો નથી, પરંતુ માત્ર એટલું જ કહેવા માગું છું કે જે સાધુ પુરુષે મને પકડાવ્યો છે, તે પુરુષ મારાથી પણ વિશેષ ભયાનક ચોર છે; માત્ર હું એકલો જ ચોર નથી, પરંતુ મને પકડી લાવનાર માધૂ તો ચોર હોવા ઉપરાંત ભયંકર લૂટારો પણ છે. તેણે ઘણાં માણસોનાં ખૂન કર્યાં છે અને તે આપને હું પ્રમાણસહિત સિદ્ધ કરી બતાવવાને તૈયાર છું."

આ સાંભળીને રાજાએ માધૂના ઘરની પણ જડતી લેવડાવી, એટલે ત્યાંથી પણ ચોરીનો કેટલોક માલ મળી આવ્યો, અને તેની સાથે

જાદૂ અને માધૂના બાપ પણ પકડાઇ ગયા. ત્યાર પછી રાજાએ જાદૂ, માધૂ અને તેમના બાપોનો ઇન્સાફ કર્યો. તે સર્વનો યોગ્ય ઇન્સાફ કરીને રાજાએ આજ્ઞા કરી કેઃ–"આ ચારે ચોરોને જૂદા જૂદા ચાર ખાડા ખોદાવીને દાટી દ્યો!"

રાજાની આજ્ઞા પ્રમાણે ચાર જૂદા જૂદા ખાડા ખોદીને ચારે ચોરોને એક એક ખાડામાં કાંટા ભરીને દાટી દેવામાં આવ્યા અને ત્યાર પછી તે રાજ્યમાંથી ચોરી થતી અટકી ગઈ અને સર્વત્ર શાંતિ વિહરવા લાગી.

---

## રાજનન્દિની કેશવતી

એક નગરમાં એક કુલીન બ્રાહ્મણ અને તેની પત્ની વસતાં હતાં અને તેમને કાંઈ છૈયાં–છોકરાં નહોતાં. બ્રાહ્મણની સ્થિતિ સારી નહોતી. પરંતુ બ્રાહ્મણ ઘણો જ આળસુ હોવાથી પોતાની તે દરિદ્ર સ્થિતિને સુધારવાનો અથવા ઉન્નતિની પ્રાપ્તિનો કશોય ઉપાય કરતો નહોતો અને તેથી તેનો તેની સ્ત્રી સાથે તેનો નિત્ય ઝગડો થયા કરતો હતો. તેની સ્ત્રી વારંવાર તેને એ દુર્દશાને મટાડવામાટે પુરુષાર્થ કરવાની શીખામણ આપ્યા કરતી હતી. પરંતુ પ્રમાદી બ્રાહ્મણ તે તરફ કાંઈ પણ લક્ષ આપ્યા વિના કેવળ આળસમાં ને આળસમાં જ પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યો હતો.

એક દિવસ બ્રાહ્મણીએ સાંભળ્યું કે, તેના ગામથી પાંચેક ગાઉ દૂર આવેલા એક રાજાના કુમારના લગ્નમાં ખૂબ ધામધૂમ થવાની છે તેમ જ બ્રાહ્મણ પંડિતોને પુષ્કળ દ્રવ્ય મળી શકે તેમ છે, આ સાંભળીને બ્રાહ્મણી પોતાના બ્રાહ્મણ પતિને તે રાજા પાસે જવાનો અતિશય આગ્રહ કરવા લાગી, તથા તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ–"પ્રિય પતિ દેવ, આપ આમ આળસમાં ને આળસમાં ક્યાં સુધી પડ્યા રહેશો! ઘરમાં ખાવામાટે એક દિવસનો દાણો પણ નથી ને તમે આ પ્રમાણે સુસ્ત થઈને પડ્યા રહો એ કોઈ પણ પ્રકારે ઉચિત ગણાય ખરું કે? તમે વિદ્વાન્ છો, બુદ્ધિમાન્ છો, છતાં તમારી વિદ્યા અને બુદ્ધિનો ઉપયોગ કરીને દ્રવ્ય મેળવવાનો તથા સુખથી સંસાર ચલાવવાનો ઉપાય શામાટે નથી કરતા? આળસ એ જ મનુષ્યનો મહાન્ શત્રુ છે, એ સિદ્ધાંતને વિસરી જઈને આવું દરિદ્રતામય જીવન ગાળવાનું તમને કેમ પસંદ પડે છે. જાઓ, અહીંથી પાંચ કોશ દૂર આવેલા એક રાજાને ત્યાં તેના પુત્રના લગ્નનો ઉત્સવ હોવાથી બ્રાહ્મણોને, પંડિતોને અને વિદ્વાનોને પુષ્કળ દ્રવ્ય મળવાનો સંભવ છે, માટે તમે ત્યાં જઈને તમારી વિદ્વત્તાના પ્રભાવથી દ્રવ્ય મેળવવાની

ચેષ્ટા કરો. દ્રવ્ય વિના ગૃહસંસાર ચલાવવો, એ કેવળ તમારી એક પ્રકારની મૂર્ખતા જ છે, માટે તે મૂર્ખતાનો ત્યાગ કરીને મેં બતાવેલા ઉપાયવડે મળે તેટલું દ્રવ્ય લઈ આવો."

આ સાંભળીને બ્રાહ્મણે તિરસ્કારદર્શક સ્વરથી કહ્યું:-"બ્રાહ્મણી! તું વૃથા સંતાપ શામાટે કરે છે? આપણુંને કાંઈ સંતાન તો છે નહિ, કે જેને માટે પરિશ્રમ કરીને દ્રવ્ય મેળવવાની આવશ્યકતા હોય! ભગવાન્ અન્ન જળ આપી રહ્યો છે, તેનાથી જ સંતોષ માની લેવો, એ સર્વથા હિતાવહ છે. તૃષ્ણાના પૂરમાં તણાઇને દ્રવ્ય મેળવવામાટે ખોટાં ફાંફાં મારવાં, એ મને બિલકુલ પસંદ નથી. વળી હું મારી કયી શક્તિપર આધાર રાખીને પરદેશમાં અથવા પરભૂમિમાં જઇને ત્યાંનાં દુઃખો વેઠી કું? ત્યાં જતાં કદાચિત્ મારું શરીર બગડી જાય, તો પછી મોટી પંચાત થઈ પડે અને મારી ચાકરી પણ કોણ કરે? આપણી ઇચ્છા તો ઘેર બેઠાં બેઠાં જે કકડો રોટલો મળે, તે ખાઇને ગુજરાન ચલાવવાની છે; ધનાઢ્ય કે કુબેરની પદવી પ્રાપ્ત કરવાની નથી."

પરંતુ બ્રાહ્મણીએ કોઈ પણ રીતે પોતાના હઠાગ્રહનો ત્યાગ કર્યો નહિ અને પેલા બ્રાહ્મણનો પીછો છોડ્યો નહિ. ઘણીવાર સુધી રકઝક કર્યા પછી બ્રાહ્મણને ઠેલી ઠેલીને તેણે ઘર બહાર કાઢ્યો. બ્રાહ્મણ અનિચ્છાથી ઘરમાંથી ચાલી નીકળ્યો અને ત્યાર પછી જે બાજૂએ તેની આંખો તેને દોરવા લાગી તે તરફ ચાલવા લાગ્યો. તે ગામના બીજા બ્રાહ્મણો કયા માર્ગે રાજધાની તરફ ગયા છે, તેના કાંઈ સમાચાર મેળવ્યા વિના જ, આપણો કુલીન બ્રાહ્મણ એકલો જ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે બહુ જ દૂર નીકળી ગયો. છેવટે તે જોઈ શક્યો કે, પોતાની સ્હામે કોડીઓનો એક મોટો પહાડ આવેલો છે! એ જોઇને તે અત્યંત આશ્ચર્યચકિત થયો. વળી કેટલેક દૂર ગયા પછી તેણે જોયું તો એક મોટો પૈસાનો પહાડ જોયો,- પૈસાના ઢગલાના ઢગલા મોટા પહાડના આકારમાં પડી રહ્યા હતા. તે જોઇને બ્રાહ્મણને અતિ અચંબો થયો અને વળી પાછો ત્યાંથી આગળ ચાલવા લાગ્યો તો માર્ગમાં અર્ધા રૂપિયાના જ મોટા પહાડો દેખાવા લાગ્યા; તે છોડીને તે જરા આગળ ગયો તો રૂપિયાના ઢગલાના ઢગલા દૃષ્ટિગોચર થયા. ચકચકતા રૂપિયાપર સૂર્યનાં કિરણો પડવાથી ત્યાં ઝળહળાટ થઈ રહ્યો હતો! બ્રાહ્મણ આ સર્વ ચમત્કારોને જોતો જોતો દિઙ્મૂઢ થઇને આગળ જ ચાલવા લાગ્યો. રૂપિયાનો પહાડ છોડ્યા પછી લગભગ અડધો ગાઉ દૂર આવ્યા પછી તેણે જોયું કે સ્હામે સર્વથી ઘણો જ મોટો એક પહાડ આવી રહ્યો હતો અને તે પહાડ તદ્દન સોનામોહોરોનો જ બનેલો હતો. તે પર્વતના તળવિભાગમાં એક ભવ્ય

મહાલય આવેલું હતું તે મહાલય અતિ સુંદર હતું. મહાલયના દ્વાર આગળ એક પરમ સુંદરી કન્યા ઊભેલી હતી. તે કન્યાએ બ્રાહ્મણને જોતાંની સાથે જ મહાલયમાંથી નીચે ઉતરી આવીને તેનો હાથ પકડીને કહ્યું કેઃ—"કેમ મહાશય! આજ દિવસ સુધી તમે ક્યાં ચાલ્યા ગયા હતા? છેક બાલ્યાવસ્થામાં મારી સાથે લગ્ન કર્યાં પછી મારો, ત્યાગ કરીને તમે કેમ ન્હાસી ગયા હતા વારુ? હાશ, આજે તમે ઘણા, દિવસે મારી પાસે આવી લાગ્યા છો, માટે હું હવે તમને અહીંથી જવા દેવાની નથી. પણ તમે મને ઓળખી શકો છો ખરા કે? જો મને ભૂલી ગયા હો તો, હું કહું છું તે શાંતિથી સાંભળી લ્યો. હું અને તમે બન્ને છેક નાનાં હતાં, ત્યારે આપણાં બન્નેનાં લગ્ન થયાં હતાં અને તે વેળાયે પુષ્કળ ધામધૂમ કરવામાં આવી હતી. શું આપણા વિવાહમાં થયેલા આનંદોત્સવને તમે છેક વિસરી જ ગયા છો! હશે, હવે એ સંબંધી વિશેષ ચર્ચા કરવાનું કાંઈ પ્રયોજન નથી. આજથી તમારે આ મહાલયમાં જ રહેવું પડશે અને મને પત્ની તરીકે સ્વીકારવી પડશે. હું તમારાં ચરણોની દાસી થઈ રહીશ અને તમે મારા સૌભાગ્યાધાર મુકુટમણિ થજો. પણ આવો હવે હાથ પગ ધોઇને જરા વિશ્રાંતિ લ્યો એટલામાં હું ભોજનાદિની તૈયારી કરું છું."

બ્રાહ્મણ તો એ કન્યાની વાર્તા સાંભળીને અદ્ભુત ઇન્દ્રજાળમાં આવી સપડાયો! એ કન્યાની સાથે લગ્ન કરવાની વાત તો તેણે સ્વપ્નમાં પણ સાંભળી નહોતી, તેથી બહુ જ વિચાર કરવા છતાં, તે કોઈ પણ પ્રકારના નિશ્ચયપર આવી શક્યો નહિ. વળી તે કન્યા જ્યારે આટલો બધો આગ્રહ કરીને કહે છે, ત્યારે તેના વચનમાં અવિશ્વાસ પણ શી રીતે રાખી શકાય? આમ ધારીને તે બ્રાહ્મણ પુનઃ વિચારવા લાગ્યો કેઃ— "કદાચિત્ મારી શૈશવાવસ્થામાં જો આ કન્યા સાથે મારાં લગ્ન થયાં હોય, તો તે સંભવિત જ છે, કારણ કે, કુલીન બ્રાહ્મણોને ઘણા લોકો પોતાની કન્યા પરણાવે છે અને તે નિયમને અનુસરીને આ કન્યાના પિતાએ એની બાલ્યાવસ્થામાં જ મારી સાથે એનાં લગ્ન કર્યાં હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. પરતુ હવે મારે આ કન્યાની સાથે રહેવું કે કેમ એનો જરા વિચાર કરવો જોઈએ. જો હું અહીં રહીશ, તો મહાલયમાં રહેવાનું મળશે, આવી સુકુમાર સુંદરીનો ઉપભોગ પ્રાપ્ત થશે, દ્રવ્યનો સર્વ અભાવ દૂર થશે અને આનંદથી મારા દિવસો વીતી જશે. પરંતુ આ રમણી પ્રપચ તો નહિ કરતી હોય' ના, ના; એને પ્રપચ કરવાનું કારણ શું? એ તો કેવળ મારો ભ્રમ જ છે. માટે તેવી સર્વ ભાવનાઓને દૂર કરવી એ જ મારા માટે વિશેષ હિતાવહ છે. હવે તો અહીં રહેવાથી જ મને વિશેષ સુખ મળી શકે તેમ છે!"

આ પ્રમાણે વિચાર કરીને તેણે પેલી કન્યા સાથે મહાલયમાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણે જોયું કે, તે મહાલયમાં મોટા મોટા ખંડો આવેલા હતા અને તે સર્વ ખંડો વિવિધ પ્રકારની શોભાથી શૃંગારાયલા હતા, પરંતુ તે મહાલયમાં તે કન્યા વિના બીજું કોઈ પણ દેખાતું નહોતું.

ત્યાર પછી તે બ્રાહ્મણ સુખપૂર્વક તે કન્યા સાથે રહેવા લાગ્યો. હવે સત્ય રહસ્ય એ હતું કે, એ કન્યા એક માયાવિની રાક્ષસી હતી અને છળ કરીને તેણે મનુષ્યનું રૂપ ધારણ કર્યું હતું. તે તે દેશના રાજા, રાણી, પ્રજા અને જીવ જંતુ આદિ સર્વને ખાઈ જઇને આનંદથી રાજાના રાજમહાલયમાં વસતી હતી. કેટલાક માસ સુધી બ્રાહ્મણની સાથે રહ્યા પછી તે કન્યા એટલે કે, વેશધારિણી રાક્ષસીએ બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કેઃ—"જુઓ મહાશય! આપણે તો અહીં ઘણા જ આનંદમાં રહીએ છીએ; પરંતુ તમારી બીજી સ્ત્રી બિચારી એકલી પડી પડી દુઃખ વેઠ્યા કરે, એ કોઈ પણ પ્રકારે ઉચિત ગણાય નહિ; માટે તમે તમારા ગામમાં જઇને, તેને આ સ્થાનમાં લાવો. તમારે ભય રાખવાનું કાંઈ કારણ નથી, અમે બન્ને શોક્યો લડીશું કે વઢીશું નહિ, પરંતુ સ્નેહ સંપથી વર્તીને આનંદ વિલાસમાં આપણા દિવસો વીતાડીશું; અમો બન્ને બહેનો મળીને તમારી સેવા શુશ્રૂષા કરીશું. તમે ગમે તે ઉપાયે તેને સમજાવી પટાવીને અહીં લઈ આવો, એટલે આપણે સર્વ સાથે મળીને રહીશું અને આ વિશાળ સંપત્તિ તથા વિલાસ વૈભવનો ઉપભોગ લઇશું."

આમ કહીને તેણે પોતાની સપત્નીમાટે સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાં ગાંઠાં લાવીને બ્રાહ્મણના હાથમાં આપ્યાં. બ્રાહ્મણ તે સર્વ લઇને દેશમાંથી પોતાની સ્ત્રીને તેડી લાવવામાટે વિદાય થયો.

બીજી બાજૂએ રાજપુત્રના લગ્નની સમાપ્તિ થયા પછી બીજા બ્રાહ્મણો જે કાંઈ મળ્યું, તે સાથે લઇને પોતપોતાના ઘર તરફ ચાલ્યા આવ્યા; પરંતુ આપણો બ્રાહ્મણ તેમની સાથે આવ્યો નહિ. બ્રાહ્મણીએ બે ચાર દિવસ વાટ જોવા છતાં, જ્યારે બ્રાહ્મણ પાછો આવ્યો નહિ, ત્યારે બીજા બધા બ્રાહ્મણોની પાસે જઇને તે પોતાના સ્વામીનો શોધ કરવા લાગી તથા પોતાના સ્વામીના સમાચાર પૂછવા લાગી. એ સાંભળીને બ્રાહ્મણોએ પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કેઃ—"બાઈ! તારો પતિ તો અમારી સાથે આવ્યો નથી, અને અમે તેને રાજાના પુત્રના લગ્નોત્સવપ્રસંગે રાજમહાલયમાં જોયો પણ નથી. અમને લાગે છે કે, તે રાજધાનીનો માર્ગ ભૂલીને બીજે કોઈ માર્ગે ચઢી ગયો હશે અને પછીથી કોઈ દૂર દેશમાં ચાલ્યો ગયો હશે, માટે તું તેની બરાબર તપાસ કરાવ, એટલે તે જ્યાં હશે ત્યાંથી મળી આવશે."

બ્રાહ્મણોની આવી વાર્તા સાંભળીને આપણા કુલીન બ્રાહ્મણની સ્ત્રી તો અત્યંત રડવા લાગી; અને પોતાના સ્વામીની ઇચ્છા વિરુદ્ધ, એક પ્રકારનો દુરાગ્રહ કરીને તેને પરદેશ મોકલ્યો હતો, એમ ધારીને પોતાની બુદ્ધિનો દોષ કાઢતી કહેવા લાગી કેઃ–"હાય! હું કેવી હતભાગિની છું! મેં મારા સ્વામીને બળાત્કારે રાજપુત્રના લગ્નમાં લક્ષ્મી મેળવવાની લાલસાથી શામાટે મોકલ્યા? મારા પ્રાણાધારની શી સ્થિતિ થઈ હશે! તેમની સેવા શુશ્રૂષા કોણ કરતું હશે! ખરેખર મેં તેમને વિદેશ મોકલવામાં ગંભીર ભૂલ કરી છે; પરંતુ હવે શું કરવું? તેમને શી રીતે મેળવવા? તેમના વિના મારાથી એક પળ પણ રહી શકાતું નથી; પણ હવે તેમનો પત્તો ક્યાંથી મળે? ખરેખર હું પાપીયસી છું, પતિપીડકા અધમ અબળા છું." આ પ્રમાણે પશ્ચાત્તાપ કરવામાં જ બ્રાહ્મણીના કેટલાક દિવસ વીતી ગયા.

એક દિવસ બપોરે કેટલાક માણસોએ આવીને તે બ્રાહ્મણની સ્ત્રીને કહ્યું કેઃ–"અરે ઓ બ્રાહ્મણી! તું વૃથા સંતાપ શામાટે કરે છે? આમ જો, તારા સ્વામીના જેવો જ કોઈ એક પુરુષ, સારો અને સુશોભિત પોશાક પહેરીને તથા સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાં ગાંઠાં લઈને આ તરફ આવતો જણાય છે; માટે જરા જો તો ખરી કે, તે તારો સ્વામી છે કે બીજો કોઈ પુરુષ છે!"

હજી આ પ્રમાણે વાર્તા થતી હતી એવામાં તે બ્રાહ્મણ તો ઘરના આંગણામાં પણ આવી પહોંચ્યો, અને પછીથી બ્રાહ્મણીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ–"ઓ બ્રાહ્મણી, ક્યાં ગઈ, ઓ બ્રાહ્મણી! જરા આમ તો આવ, આજે ઘણા દિવસે તારો પતિ પરદેશથી પાછો આવ્યો છે, છતાં તું તેને મળવામાટે પણ આવતી નથી! આજે હું તારી તૃષ્ણાને તૃપ્ત કરે તેવી અનેક વસ્તુઓ લઈ આવ્યો છું; માટે બહાર આવીને જો તો ખરી!"

આ સાંભળીને બ્રાહ્મણીએ તરત જ ઘરમાંથી બહાર આવીને જોયું તો, સન્મુખ જ પોતાના સ્વામીને ઉભેલો જોયો. એ જોઇને બ્રાહ્મણીએ આનંદથી ઉન્મત્ત બની જઇને બ્રાહ્મણનાં ચરણોમાં પડીને પ્રણામ કર્યા, અને ત્યાર પછી તેના હાથ પગને ગરમ પાણીથી ધોઈ નાખ્યા, એટલે બ્રાહ્મણ જરા આરામ કરવા લાગ્યો. રાત્રે બ્રાહ્મણે બ્રાહ્મણીને સર્વ વાર્તા કહી સંભળાવ્યા પછી ઉત્તરે કહ્યું કેઃ–"બ્રાહ્મણી! હું તને અહીંથી તેડી જવામાટે જ આવ્યો છું, માટે કાલે સવારમાં જ તારે મારી સાથે ચાલવું પડશે."

બ્રાહ્મણી બ્રાહ્મણની આવી વાર્તા સાંભળીને કહેવા લાગી કેઃ–"ના, મહારાજ! હું એવા નિર્જન સ્થાનમાં આવવાનું બિલકુલ પસંદ કરતી નથી,

માટે તમે પણ ત્યાં ન જતાં, ભગવાન્ જે કાંઈ આપે તેમાં સંતોષ માનીને અહીં જ રહો. પ્રથમ મેં હઠાગ્રહ કરીને તમને પરદેશ મોકલ્યા હતા અને ત્યાર પછી તમને અહીં આવવામાં વિલંબ થયો હતો, એથી મારા અંતઃકરણમાં અત્યંત પશ્ચાત્તાપ થયા કરતો હતો, માટે હવે હું તમને પણ અહીંથી જવા દેવાની નથી."

બ્રાહ્મણે કહ્યું કેઃ–"બ્રાહ્મણી! આમ માનવામાં તારી ભયંકર ભૂલ થાય છે! હું તને જે સ્થળે લઈ જવા માગું છું, તે સ્થળ અતિ રમણીય અને મનોહર છે. તે સ્થાનમાં આવેલું મહાલય રાજમહાલયની સ્પર્ધા કરે તેવું સુશોભિત છે. વસ્તુ, વસ્ત્ર અને અલંકારોની તો ત્યાં ન્યૂનતા જ નથી; માટે તારા આ વ્યર્થ પ્રમાદનો ત્યાગ કરીને મારી સાથે ચાલ,' એટલે આપણી સર્વ દરિદ્રતા પળ માત્રમાં જ દૂર થઈ જશે. ત્યાં વસનારી સુંદરી અતિ રૂપવતી અને ગુણવતી છે અને તે તારા પ્રતિ અતિ સ્નેહ દર્શાવે છે, માટે કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના મારી સાથે ચાલ."

બ્રાહ્મણીએ બ્રાહ્મણને બહુ સમજાવીને વિશેષમાં એમ પણ કહી દીધું કેઃ–"મહારાજ! એ રૂપશાલિની અને ગુણવતી સુંદરી વાસ્તવિક સુંદરી નહિ, પરંતુ કોઈ રાક્ષસી અથવા માયાવિની સુંદરી જ હોવી જોઈએ; કારણ કે, રાક્ષસો આવાં અનેક પ્રકારનાં જાળો પ્રસારીને અજ્ઞ મનુષ્યને પોતાના પંજામાં સપડાવવાનો નિરંતર યત્ન કરતા જ રહે છે, અને તેવી જ રીતે આ સુંદરીનું પણ સમજી લેવું. ત્યાં જે વૈભવ વિલાસ અને દ્રવ્યભંડારોનો આભાસ થાય છે, તે સર્વે કેવળ માયાની જ છે; માટે એવા ભયાનક સ્થાનમાં જવાનું સાહસ ન કરો અને મહાધનાઢ્ય પુરુષ થવાની મહત્વાકાંક્ષાને ઉરમાં ન ધરો."

પરંતુ બ્રાહ્મણે તેની વાર્તા પ્રતિ લેશ પણ લક્ષ ન આપતાં પુનઃ બ્રાહ્મણીને સંબોધીને કહ્યું કેઃ–"જો તારી ઇચ્છા હોય તો મારી સાથે આવ અને જો ઇચ્છા ન હોય તો અહીં પડી પડી ભૂખથી સૂકાઇને મૃત્યુવશ થા. બાકી મને તો ત્યાં જ અધિક આરામ મળે છે, માટે હું તો તે સ્થાનમાં જ જઇને રહીશ!"

બ્રાહ્મણીએ વિચાર્યું કે, 'એકલી રહીને અન્ન વસ્ત્ર આદિની વિડંબના ભોગવવા કરતાં સ્વામી સાથે રાક્ષસીને ત્યાં જવું એ જ મારા માટે અધિક હિતાવહ છે.' આ પ્રમાણે વિચાર કરીને તે પોતાના પતિ સાથે જવાને તૈયાર થઈ ગઈ. બીજે દિવસે પ્રભાતમાં જ પતિ અને પત્ની તે રાક્ષસીના મહાલય તરફ જવાને વિદાય થયાં. ચાલતાં ચાલતાં અનુક્રમે કોડીના પહાડો, પૈસાના પહાડો, બે આનીના પહાડો, પાવલીના પહાડો, અડધા

રૂપિયાના પહાડો, રૂપિયાના પહાડો અને છેવટે સોના મોહોરોના પહાડો ઓળંગીને તેઓ તે રાક્ષસીના મહાલયના દ્વાર આગળ આવી પહોંચ્યાં. આ સમયે રાક્ષસી મનુષ્યના વેશમાં સુસજ્જિત થઇને ત્યાં આગળ ઉભી હતી, તે બ્રાહ્મણ અને બ્રાહ્મણીને આદરપૂર્વક મહાલયના આંતરિક ભાગમાં લઈ ગઈ અને ત્યાર પછી બ્રાહ્મણીને સંબોધીને કહેવા લાગી કેઃ-"બ્હેન! આજે ઘણા દિવસથી મને તમારાં દર્શન કરવાની અભિલાષા હતી, તે પૂર્ણ થવા પામી છે. તમને જોઇને મને અતિ આનંદ થયો છે. હવે આપણે સર્વ મળીને આનંદથી મનોહર મહાલયમાં રહીને નિત્ય નવીન નવીન પ્રકારના આનંદ ઉપભોગ ભોગવીશું. બ્હેન! સંકોચ રાખવાનું કાંઈ કારણ નથી. આ સર્વ ધન સંપત્તિ તમારી પોતાની છે, એમ જ માની લેજો અને મારામાં ને તમારામાં કાંઈ જૂદાઈ જાણશો નહિ. હું તમારી બ્હેન જ છું, એટલે તમારે કોઈ પણ પ્રકારની શંકા રાખવી નહિ. આપણે બન્ને બ્હેનો મળીને આપણા આ પતિદેવની નિત્ય સેવા કરીશું અને વૈભવ વિલાસ ભોગવીને આનંદપૂર્વક આ અરણ્યમાંના મહાલયમાં આપણા દિવસો ગાળીશું."

બ્રાહ્મણીના મનમાં પ્રથમ જે સંદેહ હતો, તે સંદેહ રાક્ષસીની આવી મધુર તથા મિષ્ટ વાર્તા સાંભળીને નીકળી ગયો, અને તે તે રાક્ષસીને એક પૂર્ણ ગુણવતી દેવી માનવા લાગી. મહાલયમાંની મનોહર રચના તથા વિવિધ પ્રકારની બહુમૂલ્ય વસ્તુઓ જોઇને તે બ્રાહ્મણી વિચારવા લાગી કેઃ-"આવું સુંદર મહાલય તો મેં મારા જન્મારામાં પણ જોયું નથી! અહા કેવી મનોહર સુંદરતા વિસ્તરેલી છે! આટલું બધું દ્રવ્ય તો જીવન પર્યન્ત વાપરીએ તો પણ ખૂટે તેમ નથી." આ પ્રમાણે વિચાર કરતી તે આનંદપૂર્વક પોતાના સ્વામી તથા તે રાક્ષસી સાથે એ મહાલયમાં રહેવા લાગી.

આ પ્રમાણે રહેતાં રહેતાં લગભગ પંદર સોળ વર્ષ વીતી ગયાં. એ અવધિમાં બ્રાહ્મણને ત્યાં બે પુત્રોનો જન્મ થયો. બ્રાહ્મણીના ગર્ભથી જે પુત્ર થયો તેનું નામ ચંપકદલ રાખવામાં આવ્યું અને રાક્ષસીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ સહસ્રદલ રાખવામાં આવ્યું. રાક્ષસીનો પુત્ર સહસ્રદલ બ્રાહ્મણીના પુત્ર ચંપકદલ કરતાં લગભગ એક વર્ષે મોટો હતો. સહસ્રદલ અને ચંપકદલ ઉભય અતિશય સુંદર અને દેખાવડા હતા, તો પણ ચંપકદલ કરતાં સહસ્રદલ વિશેષ સુંદર અને દેખાવડો હતો. તે બન્ને ભાઇઓ બહુ જ સ્નેહસંબંધથી વર્તતા હતા. તે બન્ને ભાઇઓ હમેશાં બે પક્ષિરાજ અશ્વપર આરૂઢ થઇને પાસેની પાઠશાળામાં અભ્યાસ કરવા જતા હતા. બ્રાહ્મણને બીજું કાંઈ કામકાજ કરવું પડતું

ન હોવાથી સુસ્ત થઇને બેઠી રહેવામાં તેને બેચેની થયા કરતી હતી. ધંધા વગરનો બેસી રહેવાથી તે છેક કંટાળી ગયો હતો. એથી તે સમયને વીતાડવામાટે, હરિણ, સસલાં, ઘુવડ આદિ અન્યાન્ય પશુ પક્ષીઓનો શિકાર કરવા લાગ્યો. બ્રાહ્મણ રોજ સંધ્યા સમયે શિકાર કરેલાં પશુ પક્ષીઓને ઘેર લઈ આવતો અને બ્રાહ્મણી તે રાંધીને સર્વને ખવડાવતી હતી. રાક્ષસી આટલા દિવસ સુધી બ્રાહ્મણીની સાથે રહેવાથી કાંઇક સુધરી ગઈ હતી અને તેનો રાક્ષસી સ્વભાવ લગભગ બદલાઈ ગયો હતો; પરંતુ હવે કાચા માંસને જોઇને તેની લોભવૃત્તિનો પુનઃ ઉદય થવા લાગ્યો. પ્રથમ તો કેટલાક દિવસ સુધી તે પોતાની તે જાગ્રત થયેલી લોભવૃત્તિને દબાવી શકી, પરંતુ એક દિવસ તે તેને ન દબાવી શકવાથી છુપીરીતે એક હરિણનું કાચું માંસ ખાવા લાગી. બ્રાહ્મણીએ રાંધતાં રાંધતાં આવીને જોયું તો ત્યાં હરિણનું કાચું માંસ બિલકુલ દેખાયું જ નહિ. એ જોઇને તે વિચારવા લાગી કેઃ-"હજી હમણાં જ હું આ સ્થળે હરિણનું માંસ મૂકીને રસોડામાં ગઈ, એટલામાં તે કોણ ખાઈ ગયું ! અવશ્ય આ રાક્ષસીના રૂપમાં રહેલી રમણી જ તે ખાઈ ગએલી હોવી જોઇએ!"

કેટલાક દિવસ પૂર્વે જ બ્રાહ્મણીના મનમાં સંદેહ થયો હતો કે તેની શૉક્ય કોઈ વેષધારિણી રાક્ષસી જ હોવી જોઇએ અને અત્યારે હરિણના માંસને અદૃશ્ય થયેલું જોઇને તેનો તે સંદેહ વૃદ્ધિગત થયો. પરંતુ તે દિવસે તે બ્રાહ્મણીએ આ ઘટનાની કોઇને પણ જાણ થવા દીધી નહિ.

કાચું માંસ ખાતાં ખાતાં રાક્ષસીની લોભવૃત્તિ ધીમે ધીમે વૃદ્ધિગત થવા લાગી. બ્રાહ્મણીએ જોયું કે હવે દિન પ્રતિદિન કાચું માંસ ઓછું થતું જતું હતું અને ત્યાર પછી તેણે નજરો નજર જોયું કે તે રાક્ષસી શૉક્ય એક જગ્યાએ છુપી રીતે હરિણનું માંસ ખાતી બેઠી હતી. તે દિવસે બ્રાહ્મણીથી શાંત ન રહી શકાવાથી પોતાની શૉક્યને બોલાવીને કહેવા લાગી કેઃ-"બહેન! હું થોડી વાર પહેલાં હરિણનું કેટલુંક કાચું માંસ રાખીને, રસોડામાં ગઈ હતી, એવામાં અહીંથી કોઈ તે માંસને ચોરી ગયું છે. આ પહેલાં પણ એક બે વાર એવું બન્યું હતું અને તેથી મને શંકા થાય છે કે, એ માંસ કોઈ લઈ જતું હોવું જોઇએ!"

રાક્ષસીએ ઉત્તર આપ્યુ કેઃ-"બહેન! તું મને આ પ્રશ્ન શામાટે પૂછે છે? મને શી ખબર કે, અહીંથી કોણ માંસ લઈ જાય છે! શું તું મને પોતાને જ માંસની ચોરનારી ધારે છે! જો એમ ધારતી હોય, તો તેમાં તારી ભયંકર ભૂલ થાય છે."

આ સાંભળીને બ્રાહ્મણી કહેવા લાગી કેઃ-"ત્યારે શું તમે મને જૂઠ્ઠી પાડવા માગો છો! મેં આજે તમને મારી નજરે કાચું માંસ ખાતાં જોયાં છે, છતાં આ પ્રમાણે અસત્ય શામાટે બોલો છો?"

રાક્ષસીએ કહ્યું કેઃ-"સારું, જ્યારે તું આટલી બધી આગળ વધીને બોલવા લાગી છે, ત્યારે જોઈ લેજે કે, કાલે તારી કોણ રક્ષા કરી શકે છે! કાલના પ્રાતઃકાલિક સૂર્યનાં દર્શન ન કરી શકવાના તારા દુર્ભાગ્યને કોણ અટકાવી શકે છે?" આમ કહીને રાક્ષસી લાલચોળ આંખો કરીને બ્રાહ્મણીના મુખને જોવા લાગી. બ્રાહ્મણીએ જોયું કે, "રાક્ષસીને ચીડવીને મેં સારું કામ કર્યું નથી. કાલે અવશ્ય મારું મૃત્યુ થશે." આ પ્રમાણેના વિચારમાં ને વિચારમાં રાત્રિ આવી પહોંચી, એટલે બ્રાહ્મણી બ્રાહ્મણ પાસે જઇને દિવસે બનેલી બધી બીના તેને કહી સંભળાવવામાટે અત્યંત અધીર થઈ ગઈ; પરંતુ રાક્ષસીએ તે રાત્રે બ્રાહ્મણને પોતાની પાસેથી બિલકુલ ખસવા દીધો નહિ. બ્રાહ્મણીએ આખી રાત ઉજાગરામાં જ ગાળી અને પ્રભાતમાં વહેલી ચંપકદલને ઉઠાડીને તેણે બધી વાર્ત્તા કહી સંભળાવી અને છેવટે જણાવ્યું કેઃ-"આજે સવારમાં જ આ દુષ્ટા રાક્ષસી મારું તથા તારા પિતાનું ભક્ષણ કરી જશે અને જો તું પાઠશાળામાંથી અહીં આવીશ, તો તે પાપીયસી તારું પણ ભક્ષણ કરશે!" અર્થાત્ હું તને જણાવી દઉં છું કે, સવાર થતાં પહેલાં જ તું તારા પક્ષિરાજ અશ્વપર બેસીને પાઠશાળામાં ચાલ્યો જા, અને આ સુવર્ણના પાત્રમાં હું મારા સ્તનનું દૂધ આપું છું, તે દૂધને પણ સાથે જ લેતો જા. હમેશાં તું એ દૂધને સંભાળ્યા કરજે અને જ્યારે તે દૂધ લાલ થવા માંડે ત્યારે જાણજે કે તારા પિતાપર કાંઈ સંકટ આવી પડ્યું છે અને જ્યારે એ દૂધ તદ્દન રાતું થઈ જાય ત્યારે જાણી લેજે કે તારી આ માતા પણ અનિવાર્ય આપત્તિમાં આવી પડી છે. હવે તું પાઠશાળામાંથી આ તરફ ન આવતાં જે બાજૂએ તને તારી બુદ્ધિ દોરી જાય, તે માર્ગે ચાલ્યો જજે."

પ્રભાત થતાંની સાથે જ સદસદ્દલ અને ચંપકદલ ઉભય બાંધવો પક્ષિરાજ અશ્વપર બેસીને પાઠશાળામાં જવાને વિદાય થયા. માર્ગમાં ચંપકદલ પોતાની માતાએ આપેલા દૂધને જોતો જોતો ચાલવા લાગ્યો. આ તરફ સવાર થયા પછી રાક્ષસીએ બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કેઃ-"મહાશય! ચાલો આપણે જરા સરોવરમાં સ્નાન કરી આવીએ. હું ઘણા દિવસથી સરોવર ભણી ગઈ નથી, માટે ચાલો આજે જરા જઈ આવીએ."

રાક્ષસીની વાર્ત્તા સાંભળીને પેલો બ્રાહ્મણ તેની સાથે સરોવરમાં સ્નાન કરવામાટે રવાના થયો. સરોવરના તીર પ્રાંતમાં પહોંચ્યા પછી રાક્ષસીએ એક વિકટ ચીત્કાર સહિત મનુષ્યની મૂર્ત્તિનો ત્યાગ કરીને એક પ્રકારનો અતિ ભયંકર સ્વરૂપને ધારણ કર્યું. તેનું શરીર લગભગ એક ઊંચામાં ઊંચા વૃક્ષના જેટલું ઊંચું હતું. તેના દાંત હાથીના દાંત જેવડા મોટા હતા, તેની બન્ને ભુજાઓ ભુજંગના જેવી ભયંકર ભાસતી હતી

અને પગ પણ હાથીના પગ જેવા જાડા જણાતા હતા. તેના હાથના નખ પણ છરીના જેવા તીક્ષ્ણ હતા એટલે તે રાક્ષસીએ તરત બ્રાહ્મણને પોતાના નખવડે ટુકડે ટુકડા કરીને મારી નાખ્યો અને ત્યાર પછી તે તેનાં હાડકાંને ફેંકી દઇને માત્ર માંસનું જ ભક્ષણ કરવા લાગી. માર્ગમાં ચંપકદલે તે સમયે જોયું કે, વાટકામાંનું દૂધ જરા જરા લાલ થવા માંડ્યું છે; એ જોઇને તે સમજી શક્યો કે, રાક્ષસીએ તેના પિતાને મારી નાખ્યો છે. આથી તે બિચારાએ રડતાં રડતાં પોતાના પક્ષિરાજ અશ્વને દોડાવી મૂક્યો. તેને આ પ્રમાણે રડતો તથા ન્હાસી જતો જોઇને સહસ્રદલ ઘણો જ ગભરાવા લાગ્યો અને "ચંપકદલ, ઓ ચંપકદલ! તું આમ રડે છે શામાટે?" એમ પૂછતો પૂછતો તેના અશ્વની પાછળ પોતાના અશ્વને દોડાવા લાગ્યો.

બીજી બાજૂએ રાક્ષસીએ બ્રાહ્મણનું માંસ ભક્ષી લીધા પછી બ્રાહ્મણીને મારી નાખવાનો સંકલ્પ કર્યો. અને તેથી ચંપકદલના વાટકામાંનું દૂધ વધારે લાલ થવા લાગ્યું. એ જોઇને તે "ઓય બાપરે, મારી માતાનું ખૂન થયું રે" એવા શબ્દો ઉચ્ચારતો અને રડતો રડતો વિશેષ વેગથી પોતાના અશ્વને દોડાવીને આગળ નાસવા લાગ્યો. સહસ્રદલ પણ તેની પાછળ પાછળ જ દોડવા લાગ્યો. એ સમયે બ્રાહ્મણીનું માંસ ખાઇને પેલી રાક્ષસી ત્યાં આવી લાગી! રાક્ષસીએ આવીને કહ્યું કેઃ–"બેટા ચંપકદલ! આમ આવ, મારી પાસે આવ."

આ સાંભળીને ચંપકદલે સહસ્રદલને ઉદ્દેશીને કહ્યું કેઃ–"ભાઈ! તારી માતા રાક્ષસી છે, માયાવિની માનિની રૂપ ધારીને તે અહીં મારો નાશ કરવામાટે જ આવી છે. મારા પિતાનું તેમજ માતાનું ખૂન કરીને તેણે તેમના માંસનું ભક્ષણ કર્યું છે, છતાં હજી તેનું પેટ પૂરું ન ભરાવાથી મારી હત્યા કરીને મારું માંસ ખાવાને તે આ પ્રમાણે આતુર થએલી છે. માટે ભાઈ! તું મારો ત્યાગ કરીને તારી માતા પાસે ચાલ્યો જા; મને તારી સાથે આવવાનો વ્યર્થ આગ્રહ ન કર; કારણ કે, જો હું તારી સાથે આવીશ તો આ તારી પિશાચિકા માતા મારી હત્યા કર્યા વિના રહેશે નહિ." આમ કહીને તેણે પોતાના પક્ષિરાજ અશ્વની પીઠપર કશાઘાત કર્યો તરત જ અશ્વ વાયુવેગે ત્યાંથી ચાલતો થયો.

ચંપકદલની વાર્ત્તા સાંભળીને સહસ્રદલ અત્યંત શોકાતુર થયો અને પોતાની માતા પાસે જઇને કહેવા લાગ્યો કેઃ–"દુષ્ટ રાક્ષસી, તેં મારા નિર્દોષ પિતાનો તથા તેમની પત્નીનો વધ શામાટે કર્યો? તારા સૌભાગ્યચિન્હને નષ્ટ કરતાં તને લેશ પણ લજ્જા ન આવી? તારા અનુકંપાનો આવિર્ભાવ પણ ન થયો? આજે તું મારા પિતાની તથા

મારી માતાની હત્યા કરીને મારા ક્રોધની ભાગિની થઈ છે, મારા હૃદયમાં તેં ભયંકર પ્રતિશોધ જ્વાળા જગાવી છે! ચાલ, હવે તારા અપરાધની શિક્ષા ભોગવવાને તૈયાર થા, કરેલા પાપના પરિણામે નરકની નિવાસિની થા! તારો અપરાધ ભયંકર છે, અને તેની શિક્ષા પણ ભયંકર જ અપાશે!" આમ કહીને તેણે પોતાના હાથમાં એક તીક્ષ્ણ ધારવાળી તલવાર લઇને તે રાક્ષસીની ગર્દન કાપી નાખી. આથી રાક્ષસીનું મસ્તક ધડથી જૂદું થઇને પૃથ્વીપર પડી ગયું. રાક્ષસીને કાપી નાખ્યા પછી સહસ્રદલે એકદમ પોતાના પક્ષિરાજ અશ્વને લઇને ચંપકદલની પાછળ દોડવા માંડ્યું. કેટલેક દૂર ગયા પછી તેણે ચંપકદલને પકડી પાડ્યો અને પછીથી પોતાની માતાની હત્યા આદિનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને તે સમજી શક્યો કે, સહસ્રદલ રાક્ષસીના ઉદરમાંથી જન્મવા છતાં, રાક્ષસી સ્વભાવનો થયો નથી. આમ ધારીને તે બન્ને ભાઈઓ હળીમળીને સાથે રહેવા લાગ્યા તથા આનંદપૂર્વક પોતાના દિવસો વીતાડવા લાગ્યા.

એક દિવસ તેઓ કોઈ એક જગ્યાએ ફરવા ગયા હતા, એવામાં માર્ગ ભૂલી જવાથી એક ગામમાં લગભગ અગિયાર વાગ્યાને સુમારે એક આબરૂદાર ગૃહસ્થને ત્યાં જઈ પહોંચ્યા. તે ગૃહસ્થે ચંપકદલ તથા સહસ્રદલનું ઘણું જ સન્માન કર્યું અને સારી રીતે ખવડાવ્યું પીવડાવ્યું. જમી રહ્યા પછી તે બન્ને ભાઇઓ આરામ કરવા લાગ્યા. કેટલીક વાર પછી તેઓ જાણી શક્યા કે, જે ગૃહસ્થને ઘેર તેઓ ઉતરેલા હતા, તે ઘરનાં સઘળાં માણસો બહુ જ ગભરાયલાં જણાતાં હતાં અને સર્વનાં મન શાન્તિહીન થઈ ગયાં હતાં. સર્વના મુખમંડળમાં જાણે એક પ્રકારની વિષાદની છાયા છવાઈ ગઈ હતી. તેઓ સર્વ જાણે કોઈ ભયાનક આપત્તિમાં આવી પડ્યાં હતાં!

ત્યાર પછી સંધ્યા સમયે તેમણે જોયું કે, તે ગૃહસ્થના ઘરનાં સર્વ મનુષ્યો એક ઓરડામાં એકઠાં થઇને, કાંઇક સલ્લાહ-મસલત ચલાવી રહ્યાં હતાં. તેમાંના એક પુરુષે કહ્યું કે:-"હું પોતે જ જઇશ; મારા જવા વિના તે કાર્ય કદાપિ પૂર્ણ થવાનું નથી. હું ગમે તે ઉપાયે તે કાર્ય સિદ્ધ કરી આવીશ અને તેમ કરવામાં હું પૂર્ણ વિજયી થઇશ."

આ સાંભળીને તે ઓરડામાં બેઠેલો બીજો એક પુરુષ બોલ્યો કે:-"નારે ના; તું જઇને શું ઉકાળવાનો હતો? તું હજી બાળક છે, માટે તારાથી તે કાર્ય કદાપિ સિદ્ધ થવાનું નથી. હું વૃદ્ધ છું એટલે મને એ કાર્યને શીઘ્ર સફળ કરવામાં કશો પણ વિલંબ લાગશે નહિ."

આ સમયે એક સ્ત્રીએ કહ્યું કે:-"મારા વિના તે કાર્ય કોઇથી પણ કરી શકાય તેમ નથી, માટે મારે જ તે કાર્ય કરવું જોઇએ."

આ પ્રમાણે તે ઓરડામાં બેઠેલા સર્વ મનુષ્યો અનુક્રમે કહેવા લાગ્યા કેઃ–"હું જઇશ, મારાથી જ એ કાર્ય કરી શકાશે." આ સાંભળીને રાહસુદલથી શાંત રહી શકાયું નહિ, એટલે તે ઘરના માલિકની પાસે જઇને કહેવા લાગ્યો કેઃ–"મહાશય, મારાથી કાંઈ અપરાધ થયો હોય તો, ક્ષમા કરશો; પરંતુ આપ સર્વ અહીં મળીને શી સલ્લાહ–મસલત કરી રહ્યા છો, તે મારાથી સમજી શકાતું નથી. આ ઓરડામાં બેઠેલા બધાં માણસો 'હું જઇશ, મારાથી આ કાર્ય અવશ્ય થઈ શકશે, મારા ગયા વિના છુટકો થવાનો જ નથી.' તો તેમાં શું રહસ્ય સમાયલું છે? તે સર્વને ક્યાં જવાનું છે? એવો તે શો ભયંકર બનાવ બન્યો છે કે, આ પ્રમાણે સર્વ જનો વ્યાકુલ બની ગયાં છે? આપને જો તે વાર્તા જણાવવામાં કોઈ પણ પ્રકારની અડચણ ન હોય, તો સંકોચ વિના અમને તે કહી સંભળાવો."

આ વાર્તા સાંભળીને તે ગૃહનો સ્વામી બોલ્યો કેઃ–"મહાશય! અમારા દુઃખની વાર્તા હું આપને શી રીતે કહી સંભળાવું! આજથી લગભગ એક વર્ષ પૂર્વે એક દિવસ એક રાક્ષસે આવીને આ રાજ્યનાં સર્વ મનુષ્યોને મારી નાખ્યાં હતાં અને તેમનો ભક્ષ કર્યો હતો. આથી રાજાએ વિચાર્યું કે, તે ભયાનક રાક્ષસના પંજામાંથી છૂટકી જવાનો હવે કાંઈ પણ ઉપાય રહ્યો નથી; માટે તેની સાથે કોઈ એક પ્રકારનો કરાર કર્યા વિના જ બેસી રહીશું, તો અલ્પ સમયમાં આખું રાજ્ય ધૂળધાણી થઈ જશે અને સર્વ પ્રજાજનોમાં ભયંકર હાહાકાર વ્યાપી જશે. આ પ્રમાણે વિચાર કરીને રાજાએ તે રાક્ષસની સાથે એવો કરાર કર્યો કે, નિત્ય રાત્રે એક મનુષ્યને રાજાએ તે રાક્ષસના આહારમાટે મોકલી આપવું, એટલે રાક્ષસે પુનઃ આવું અન્યાયજનક કાર્ય ન કરતાં માત્ર તે મનુષ્યના આહારથી જ શાન્ત થવું. રાક્ષસે આ કરાર પ્રમાણે વર્તવાનું કબૂલ કર્યું; પરંતુ તે સાથે તેણે જણાવી દીધું કે, "જો ભૂલે ચૂકે પણ આ કરારનો ભંગ કરશો, તો હું મારી ઇચ્છાનુસાર વર્તીને ગમે તેટલાં મનુષ્યોનો આહાર કરી શકીશ!" રાજાએ આ પ્રમાણેનો કરાર કબૂલ રાખીને અમારા આ આખા રાજ્યમાં એવી આજ્ઞા કરી દીધી છે કે; 'દરેક ગામના દરેક ઘરમાંથી હમેશાં રાક્ષસના આહારમાટે એક એક માણસ મોકલી આપવું. જો કોઈ પણ મનુષ્ય આ રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરીને એથી વિરુદ્ધ વર્તશે, તો તે મનુષ્યને તેના પરિવાર સહિત ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવશે; માટે કોઇએ પણ રાજાજ્ઞાથી વિરુદ્ધ વર્તીને, રાજાના ભયંકર કોપાનલમાં પડવાનું સાહસ કરવું નહિ.' ભાઈ! એ નિયમને અનુસરીને આ રાજ્યની સઘળી પ્રજાને વર્તવું

પડે છે. રાજ્યનાં કેટલાંક ગામોમાંથી અનુક્રમથી માણસો મોકલાઈ ગયા પછી, અત્યારે અમારા આ ગામનો વારો આવ્યો છે. આ ગામની ઉત્તર દિશાએ જે એક શિવમદિર આવેલું છે, તે મંદિરમાં જ તે દુષ્ટ રાક્ષસ રાત્રિના લગભગ બે પ્રહર વીત્યા પછી આવે છે અને ત્યાં તેના આહારમાટે હાજર થએલાં મનુષ્યોનો ભક્ષ માત્ર એક પ્રહરના અલ્પ અવધિમાં જ કરી જાય છે. આ પ્રમાણેનો નિયમ થયા પછી આ રાજ્યનાં અનેક માણસોને તે નરઘાતકના ભક્ષ થવું પડ્યું છે, અને અનેક માણસો તેનાં પેટમાં પડી ચૂક્યાં છે. જે મનુષ્યનો ત્યાં આગળ જવાનો વારો આવે છે, તે મનુષ્યને રાત્રિનો એક પ્રહર વીતતાંની સાથે જ ત્યાં પહોંચી જવું પડે છે. ભાઈ! આજે એ રાજાજ્ઞા પ્રમાણે અમારા ઘરનો વારો આવ્યો છે, એટલે અમારામાંથી રાક્ષસના આહાર તરીકે કોણે જવું, એ વિશેની ચર્ચા ચાલી રહી છે અને તેને લીધે જ આ ગૃહમાં આવો કોલાહલ વ્યાપી ગયો છે."

ગૃહસ્વામીની વાર્ત્તાનું એકાગ્ર મનથી શ્રવણ કર્યા પછી સહસ્રદલ કાંઇક વિચાર કરીને કહેવા લાગ્યો:-"મહાશય! આપને આ વિષયમાં કાંઈ ચિન્તા કરવાનું પ્રયોજન નથી. અમો બન્ને ભાઈઓનાં માતા-પિતા સ્વર્ગવાસી થયાં છે અને પાછળ કોઈ રોનાર કે કકળનાર વારસ પણ રહ્યું નથી, એટલે અમને કોઈ પણ પ્રકારની ચિન્તા વળગેલી નથી. અમે આ માયાવી સંસારથી હવે કેવળ વિરક્ત થઈ ગયા છીએ, સંસારનાં દુઃખો અથવા સુખોને જોવાની અમારી આકાંક્ષાનો ક્ષય થયો છે, માટે અમને બન્નેને જ આજે તે રાક્ષસની પાસે જવા દ્યો. આમ કરવાથી આપનો વારો વદી જશે અને આપના ઘરના એક મનુષ્યના પ્રાણ પણ બચી શકશે. અમારો તમારે ત્યાં સારો સત્કાર થયો છે અને તમે અમારી અત્યંત સેવા ઊઠાવી છે, તેથી અમે તમારા એક રીતે ઋણી થયા છીએ અને તે ઋણનો બદલો વાળી આપવાનો અમને અત્યારે સારો અવસર મળ્યો છે; તો હવે તમે કોઈ પણ પ્રકારની આનાકાની કર્યા વિના અમને તે રાક્ષસ પાસે જવાની આજ્ઞા આપો. અમારા જેવા નિરાધારોનો નાશ થવાથી આ વિશાળ જગત્‍ને કાંઈ પણ હાનિ થવાની નથી, એટલે અમને સત્વર જવા દ્યો."

સહસ્રદલની આ વાર્તા સાંભળીને તે ઘરનો માલિક બોલ્યો કે;-"અરે બાપરે! આપ આ શું કહો છો? આવી વાર્તા હવે આપ બિલ્કુલ બોલશો જ નહિ. ગમે તેમ તો પણ તમો બન્ને અમારા અતિથિ છો અને અતિથિ ઈશ્વરતુલ્ય મનાય છે. અતિથિદેવની યોગ્ય સેવા કરવી તો દૂર રહી, પરંતુ અમારા તુચ્છ સ્વાર્થને માટે તેમના પ્રાણનું બલિદાન

આપવું એ કોઈ પણ પ્રકારે ઉચિત ન ગણાય. આપ આનંદથી અહીં વિશ્રામ કરો. ઈશ્વરે અમારા ઘરના એક મનુષ્યનું મૃત્યુ નિર્માણ જ કરી રાખ્યું હશે, એટલે તેને ટાળવાનો ઉપાય કરવો એ કેવળ અમારો એક પ્રમાદ જ કહેવાય. શાસ્ત્રમાં અતિથિના સત્કારમાટે જે જે આજ્ઞાઓ કરાયલી છે, તે આજ્ઞાઓ પ્રમાણે વર્તવું એ અમારો મુખ્ય ધર્મ છે. પ્રાણ આપીને પણ અતિથિના પ્રાણ બચાવવા જોઇએ. અમે સર્વ મૃત્યુને આધીન થઇશું, પરંતુ આપનું અનિષ્ટ થવા દઇશું નહિ."

ગૃહસ્વામીની આવી અપૂર્વ ઉદારતા જોઇને સહસ્રદલે કહ્યું કેઃ- "ભાઈ! અમારા માટે તમારે કશી પણ ચિન્તા કરવી નહિ. મારા શરીરમાં રાક્ષસનું રક્ત અદ્યાપિ વહી રહ્યું છે, એટલે તમારો તે રાક્ષસ મને કાંઈ પણ કરી શકે તેમ નથી. તમો પ્રસન્ન થઇને અમને એ દુષ્ટ રાક્ષસ પાસે જવા દેશો તો, કદાચિત્ અમે તેનો નાશ કરીને અથવા તો અન્ય કોઈ પણ ઉપાયે આ રાજ્યને નિર્ભય બનાવી શકીશું અને નિત્ય મરતાં અથવા રાક્ષસના પેટમાં જતાં માણસોના અમૂલ્ય જીવનને બચાવી શકીશું. આપે અમારું આતિથ્ય કરવામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી નથી, એ જોઇને અમને અતિ આનંદ થયો છે અને એ આનંદના પરિણામે જ અમે તમારા એ મહત્ ઉપકારનો કાંઇક બદલો વાળી આપીએ તો ઠીક, એમ ધારીને આ કાર્ય કરવાને તત્પર થયા છીએ."

સહસ્રદલ તથા ચંપકદલનો અત્યાગ્રહ જોઇને છેવટે તે ગૃહના સ્વામીએ લાચારીથી તે બન્ને ભાઇઓને તે રાક્ષસવાળા મન્દિરમાં મોકલવાનું સ્વીકાર્યું. ત્યાર પછી સહસ્રદલ અને ચંપકદલ ઉભય પોતપોતાના પક્ષિરાજ અશ્વોપર સ્વાર થઇને તથા હાથમાં એક એક તીક્ષ્ણ તલ્વારને ધારણ કરીને તે રાક્ષસવાળા મન્દિર તરફ જવાને રવાના થયા. મન્દિરમાં ગયા પછી તે બન્ને ભાઇઓએ એક ઓરડામાં પેસીને તે ઓરડાનાં દ્વાર બંધ કર્યાં અને પછી તેઓ જાગતા જ બેસી રહ્યા. રાત્રિનો લગભગ એક પ્રહર વીતી જવા આવ્યો એટલે સહસ્રદલ કહેવા લાગ્યો કેઃ-"ભાઈ! ચંપકદલ! રાત્રિ ઘણી જ વીતી જવા આવી છે, માટે તમે થોડીક વાર ઊંઘી જાઓ અને હું તમારી તથા આપણા પક્ષિરાજ અશ્વોની રક્ષા કરતો તે રાક્ષસના આગમનની પ્રતીક્ષા કરતો બેઠો છું. જ્યારે તે રાક્ષસ આવી ચઢશે અને તમારી આવશ્યકતા પડશે, ત્યારે હું તમને જગાડીશ."

સહસ્રદલના કથન પ્રમાણે ચંપકદલ કાંઈ પણ આનાકાની કર્યા વિના જ નિદ્રાધીન થયો. ત્યાર પછી કેટલીક વારે રાજાના મહાલયના ઘડિયાળમાં બારના ટકોરા સંભળાયા. આ સમયે સહસ્રદલે જોયું કે, જાણે કોઈ પ્રબળ ઝંઝાવાતના વેગની પેઠે અતિ વેગપૂર્વક કોઈ એક

વ્યક્તિ તે મંદિર તરફ આવી રહી છે! હજી તે આ પ્રમાણે વિચાર કરતો બેઠો હતો, એવામાં તો કોઇએ અતિ બળથી તે મંદિરના દ્વાર આગળ આવીને ધડાધડ આઘાત કરવા માંડ્યા. આ આગંતુક વ્યક્તિ તે અન્ય કોઈ જ નહિ, કિન્તુ આપણો પૂર્વ પરિચિત રાક્ષસ જ હતો અને તેણે જ આવીને મંદિરના દ્વાર ઉઘાડવામાટે તેનાપર લત્તાપ્રહારો કરવા માંડ્યા હતા, પરંતુ અનેક યત્ન કરવા છતાં જ્યારે કોઈ પણ ઉપાયે તે દ્વાર ન ઉઘડ્યાં ત્યારે તે બહુ જ વ્યગ્ર થયો અને બહાર ઉભો ઉભો જ અતિ કોપદર્શક સ્વરથી કહેવા લાગ્યો કેઃ-"હાઉ-માઉ, ચાંઉ, માણસ ગંધાય, માણસ ખાઉં, અંદર કોણ જાગે છે?"

આ સાંભળીને સહસ્રદલે ભીષણતાથી ઉત્તર આપ્યું કેઃ-"સહસ્રદલ જાગે, ચંપકદલ જાગે, જાગે છે બે પક્ષિરાજ ઘોડા!"

રાક્ષસ સહસ્રદલના કંઠસ્વરથી જાણી ગયો કે, તેના શરીરમાં અદ્યાપિ રાક્ષસનું રક્ત વહી રહ્યું છે, માટે તેને મારવાનું કાર્ય કાંઈ સહજ નથી. આ જોઇને રાક્ષસ ત્યાંથી નિરાશ થઇને ચાલ્યો ગયો. ત્યાર પછી રાજ-મહાલયના ઘડિયાળમાં જ્યારે એક વાગવાનો અવાજ સંભળાયો, ત્યારે તે પુનઃ પેલા શિવમંદિર આગળ આવી લાગ્યો અને મંદિરના દ્વારપર ધક્કા મારવા લાગ્યો. કેટલીક વાર પછી તે પહેલાંની પેઠે જ બોલ્યો કેઃ-"હાઉ-માઉ-ચાંઉ, માણસ ગંધાય, માણસ ખાઉં, અરે અંદર કોણ જાગે છે રે? આ વખતે હું મારો આહાર આરોગ્યા વિના પાછો જવાનો નથી!"

સહસ્રદલે આ વખતે પણ એવો જ જવાબ આપ્યો કેઃ-"સહસ્રદલ જાગે, ચંપકદલ જાગે, જાગે બે પક્ષિરાજ ઘોડા. આજે અમે પણ તારો નાશ કર્યા વિના રહેવાના નથી."

સહસ્રદલનું આવું ભયસૂચક ઉત્તર સાંભળીને રાક્ષસ પુનઃ ત્યાંથી નિરાશ થઇને ચાલ્યો ગયો. ત્યાર પછી જ્યારે રાત્રિના ત્રણ વાગ્યા ત્યારે રાક્ષસે પુનઃ તે મંદિરના દ્વારપર આવીને ધક્કા મારવાનું તથા પ્રથમ પ્રમાણે જ બોલવાનું શરુ કર્યું. અને સહસ્રદલે પણ પ્રથમના જેવું જ ઉત્તર આપ્યું. આથી રાક્ષસને તે વખતે પણ પાછા ચાલ્યા જવાની ફરજ પડી.

રાત્રિના ત્રણ વાગ્યા પછી સહસ્રદલને બહુ ઊંઘ આવવા લાગી એટલે તેણે ચંપકદલને જગાડીને કહ્યું કેઃ-"ભાઈ! હવે મને ઘણી જ ઊંઘ આવે છે, માટે મને જરા વાર ઊંઘવા દ્યો. અત્યારે રાત્રિના લગભગ ત્રણ વાગી ગયા છે એટલે હવે કાંઈ ચિન્તા જેવું નથી, છતાં ચારેક વાગ્યાને શુમારે તે રાક્ષસ આવીને મન્દિરના દ્વારપર ધક્કા મારીને કહેશે કે-"હાઉ-માઉ-ચાંઉ, માણસ ગંધાય, માણસ ખાઉં, અરે અંદર કોણ

જાગે છે રે!" ત્યારે તમારે એવું ઉત્તર આપવું કે:–"સહસ્રદલ જાગે, ચંપકદલ જાગે, જાગે બે પક્ષિરાજ ઘોડા. સહસ્રદલ જાગે એ વાક્ય પ્રથમ જ કહેજો, અને ખબરદાર રહેજો કે, જેથી આપણાપર કાંઈ પણ આફત આવી ન પડે. આ રાક્ષસ અતિ ભયાનક છે, એટલે તેને સહજમાં સપડાવી લેવો એ અતિ કઠિન છે, માટે સાવચેતીથી જવાબ આપજો."

આ પ્રમાણે ચેતવણી આપીને સહસ્રદલ સૂઈ ગયો. ત્યાર પછી જ્યારે રાજાના રાજમહાલયના ઘડિયાળમાં ચાર વાગવાના ટકોરા થયા; ત્યારે તે રાક્ષસે વાયુવેગે આવીને ચંપકદલ તથા સહસ્રદલવાળા મન્દિરના દ્વારપર ધક્કા મારતાં મારતાં જ પૂછ્યું કે:–"હાઉ–માઉ–ચાંઉ, માણુસ ગંધાય, માણુસ ખાઉં; અરે અંદર કોણ જાગે છે રે!"

રાક્ષસનો આવો ભયંકર ચીત્કાર સાંભળીને ચંપકદલના મનમાં અતિ ભય થવા લાગ્યો. ભયના યોગે તે સહસ્રદલે આપેલા ઉપદેશને ભૂલી ગયો અને બોલી ઉઠ્યો કે:–"ચંપકદલ જાગે, સહસ્રદલ જાગે, જાગે બે પક્ષિરાજ ઘોડા."

ચંપકદલના ઉત્તરથી રાક્ષસ સમજી ગયો કે, અત્યારે સહસ્રદલ સૂઈ ગયો છે, એટલે જ આ ચંપકદલે ઉત્તર આપેલું હોવું જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને તેણે જોરથી તે મંદિરનાં દ્વાર ભાંગી નાખ્યાં અને પછીથી ચંપકદલ તથા સહસ્રદલ આદિ જે ઓરડામાં સૂતા હતા, તે ઓરડામાં પ્રવેશ કર્યો. દ્વાર ભાંગતી વેળાયે જે ભયંકર અવાજ થયો તે અવાજ સાંભળીને સહસ્રદલની ઊંઘ ઉડી ગઈ અને તે એકદમ જાગીને બેઠો થયો. ત્યાર પછી તરત જ તેણે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને તત્કાળ તે રાક્ષસનું મસ્તક કાપી નાખ્યું. આથી રાક્ષસનું મસ્તક મંદિરના અંતર ભાગમાં પડ્યું અને ધડ બહારના આંગણામાં પડીને આમ તેમ અફડાવા લાગ્યું.

રાક્ષસનું શરીર એક મોટા પહાડ જેવડું હતું અને તેનું મસ્તક એક મહાન્ ગુંબજનો આભાસ કરાવતું હતું. તે રાક્ષસનું મૃત્યુ થયેલું જોઇને સહસ્રદલ તથા ચંપકદલ અત્યંત પ્રસન્ન થયા. સહસ્રદલની આવી વીરતાને જોઇને ચંપકદલ કહેવા લાગ્યો કે:–"ભાઈ; સહસ્રદલ! આજે તમે આ નરવિઘાતક પિશાચનું મૃત્યુ નિપજાવવામાં ખરેખર એક પ્રકારનું વિલક્ષણ પરાક્રમ જ કરી બતાવ્યું છે, આ રાજ્યની પ્રજાને તથા સમગ્ર રાજ્યને નિર્ભય બનાવ્યું છે; બિચારા અનેક નિરપરાધી માણસોનાં મરણ થતાં અટકાવ્યાં છે, કેટલાંક બાળકોને નિરાધાર થતાં બચાવ્યાં છે, કેટલીક લલનાઓના વૈધવ્યને મટાડ્યું છે, અને કેટલાંક માતા પિતાઓને

સંતાનહીન થતાં અટકાયાં છે. તમારા આ પરાક્રમની વાર્તા જ્યારે આ દેશના રાજા જાણશે, ત્યારે તમને પુષ્કળ ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ."

"ભાઈ! એમાં મેં કાંઈ વિશેષ કર્યું જ નથી, એ તો ઇશ્વિરની ઇચ્છાવડે જ મારાથી એ કાર્ય થઈ શક્યુ છે; માટે સર્વ યશ ઇશ્વરને જ ઘરે છે!"

આ પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા તે બન્ને ભાઇઓ તે રાક્ષસના કપાયલા મસ્તક આગળ સૂઈ ગયા. એવામાં જોતજોતામાં રાત્રિ વીતી ગઈ.

પ્રભાત સમયે કેટલાક કઠિયારા તે મન્દિર પાસેના એક માર્ગપરથી લાકડાં કાપવા જતા હતા. તેઓ દૂરથી રાક્ષસના શરીરને પડેલુ જોઇને ઘણા જ ગભરાયા અને કાંઈ પણ નિશ્ચયપર આવી શક્યા નહિ. ત્યાર પછી તેમાંના એક સાહસિક કઠિયારાએ તે રાક્ષસના મૃતશરીર આગળ જઇને જોયુ તો, ખરેખર તે રાક્ષસને મૃત્યુવશ થયેલો જ જોયો. છેવટે બધાએ મળીને જોયું કે, આ દેહ કોઈ રાક્ષસનો જ છે અને કોઇક તેને મારીને ચાલ્યુ ગયું છે.

હવે તે રાજ્યના રાજાએ પ્રથમ એવા પ્રકારની આજ્ઞાનો પ્રચાર કર્યો હતો કે, જે વ્યક્તિ તે રાક્ષસને મારી નાખશે, તે વ્યક્તિની સાથે રાજા પોતાની રાજકન્યાનાં લગ્ન કરાવી આપશે તેમ જ પોતાનું અડધું રાજ્ય પણ આપશે.

કઠિયારાઓ આ વાર્તાને જાણતા હોવાથી તેમણે રાજકન્યાની સાથે લગ્ન કરવાની અને અર્ધ રાજ્યના માલિક થવાની લાલચમાં પડીને તે રાક્ષસના મૃતદેહમાંથી એક એક ભાગ કાપી લેવા માંડ્યો. કોઇએ આંગળીઓ કાપી લીધી, તો કોઇએ હાથ કાપી લીધા; કોઇએ પગ કાપ્યા તો કોઇએ પેટ કાપી લીધુ. આ પ્રમાણે જેના હાથમાં જે ભાગ આવ્યો તે લઇને રાજાની પાસે જઈ પહોંચ્યા તથા કહેવા લાગ્યા કેઃ– "મહારાજ, હું આ રાક્ષસને મારી આવ્યો છું અને તેની નિશાની તરીકે મારી સાથે તેના શરીરનો એક ભાગ લેતો આવ્યો છું, માટે આપની આજ્ઞા પ્રમાણે મારી સાથે રાજકન્યાના લગ્ન કરી આપો તથા આપના રાજ્યનો અર્ધ ભાગ મને સોંપી દ્યો."

રાજા આ સાંભળીને મહા વિપદમાં આવી પડ્યો. દરેક કઠિયારો કહેવા લાગ્યો કેઃ–"મહારાજ, મેં રાક્ષસને માર્યો છે, માટે મને જ આ ઠરાવેલું ઇનામ મળવુ જોઇએ." પરંતુ આ બધામાંથી કોણે ખરી રીતે રાક્ષસને માર્યો છે, એ કોઈ પણ રીતે જાણી શકાયું નહિ.

. રાજા જ્યારે કોઈ પણ પ્રકારના નિશ્ચયપર આવી શક્યો નહિ

ત્યારે તેણે પોતાના મંત્રીને બોલાવીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. મંત્રી બુદ્ધિમાન્ અને અનુભવી પુરુષ હોવાથી તેણે કેટલીક વાર સુધી કાંઈક વિચાર કર્યા પછી કહ્યુ કે:—"મહારાજ! ગઇ કાલે રાત્રે તે રાક્ષસના ખોરાક તરીકે કયા મનુષ્યને જવાનો વારો હતો, તેની પ્રથમ તપાસ કરાવવી જોઇએ. તે મનુષ્ય અહીં આવશે, તો પછી સત્ય બનાવ શો બન્યો છે, તે જાણવામાં લેશ માત્ર પણ વિડંબના પડશે નહિ. હાલ તરત તો આ કઠિયારાઓને પણ અહીં જ રોકી રાખો એટલે જે સત્ય હશે તે સ્પષ્ટ જણાઈ આવશે."

મંત્રીની આ વાર્તા પસંદ પડવાથી રાજાએ તરત જ તે વારાવાળા ગૃહસ્થને બોલાવી મંગાવ્યો. કેટલીક વાર પછી તે ગૃહસ્થ આવી લાગ્યો એટલે મંત્રીએ પૂછ્યું કે:—"વૃદ્ધ મહાશય! આજે આપને ત્યાંથી રાક્ષસવાળા મંદિરે કોણ ગયું હતું વારુ!"

આ સાંભળીને વૃદ્ધ પુરુષે ઉત્તર આપ્યું કે:—"મંત્રીવર્ય! કાલે રાત્રે અમારે ત્યાં અતિથિ તરીકે આવેલા સહસ્રદલ અને ચંપકદલ નામક બે ભાઇઓ તે મંદિરમાં ગયા હતા."

આગંતુક વૃદ્ધની વાર્તા સાંભળીને રાજા આશ્ચર્યચકિત થયો અને પોતાના મિત્ર તથા અનુચરોને લઇને તે મંદિર તરફ રવાના થયો. મંદિર આગળ આવીને તેમણે જોયું તો, અંદરથી તેનાં દ્વાર બંધ કરેલાં દેખાયાં. એ જોઇને રાજાના અનુચરો તે દ્વારને હડસેલવા તથા ધક્કા મારવા લાગ્યા. આ સર્વ કોલાહલ થતો જોઇને સહસ્રદલ ઊંઘમાંથી જાગી ઊઠ્યો અને પછી તેણે તે દ્વાર ઉઘાડી નાખ્યાં. પછીથી રાજાએ સહસ્રદલના મુખથી સર્વ વૃત્તાંત સાંભળી લીધો.

સહસ્રદલની વાર્તા સાંભળીને રાજાના હૃદયમાં દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો કે, સહસ્રદલે જ તે રાક્ષસને મારી નાખ્યો છે. ત્યાર પછી રાજાએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે સહસ્રદલની સાથે પોતાની રાજકન્યાનો લગ્નસંબંધ કરી આપ્યો, તથા પોતાના રાજ્યમાંથી અર્ધ રાજ્ય તેના અધિકારમાં સોંપી દીધું. વળી જે કઠિયારાઓ ઇનામ મેળવવાની આશાથી જૂઠું ધતીંગ કરીને રાજાને છેતરવાના ઉદ્દેશથી આવ્યા હતા તે સર્વના નાક કાન કાપી લઇને રાજાએ તેમને વિદાય કર્યા.

સહસ્રદલ રાજકન્યાની સાથે લગ્ન કર્યા પછી રાજમહાલયમાં જ રહેવા લાગ્યો. ચંપકદલ પણ ત્યાં જ રહેવા લાગ્યો. સહસ્રદલ રાજમહાલયમાંના અતિ સુંદર અને સુશોભિત શયનમંદિરમાં સૂતો હતો અને ચંપકદલ તેના શયનમંદિરની પાસેના એક મનોહર ઓરડામાં સૂતો હતો. આ પ્રમાણે કેટલાક દિવસો સુધી તેઓ બહુ જ સુખમાં રહેવા લાગ્યા.

હવે બીજી બાજૂએ શું થયું કે, તે રાજમહાલયમાં રાજાની એક દાસી હતી. તે દાસીને રાજરાણી બહુ ચહાતી હતી. તે દાસી કામકાજ કરવામાં ઘણી જ કુશળ અને ચાલાક હતી. રાણીના મનમાં તેને જોઇને એવો જ નિશ્ચય થઈ ગયો હતો કે, તે દાસી વિના આ સર્વ સંસાર સૂનો છે અને તેના વિના પોતાનાથી એક ઘડી પણ રહી શકાશે નહિ; સારાંશ કે તે દાસી તેની અતિ માનીતી અને પ્રિયપાત્રા હતી. હવે મૂળ વાર્તા એવી હતી કે, તે દાસી છદ્મવેશી રાક્ષસી હતી અને રાક્ષસીના રૂપનું પરિવર્તન કરીને માનિનીના રૂપમાં આવીને રાજમહાલયમાં દાસી તરીકે રહી હતી. તે આખો દિવસ મહાલયમાં કામકાજ કર્યા પછી, રાત્રે જ્યારે મહાલયનાં સઘળાં માણસો સૂઈ જતાં હતાં, ત્યારે તે મહાલયમાંથી બહાર નીકળી પડતી અને આખી રાત બકરાં, ઘેટાં, ઘોડા આદિ જાનવરોને ખાઈને, સવાર થતાં પહેલાં પાછી દાસીરૂપે મહાલયમાં આવી જતી હતી. રાજમહાલયમાં દાસી કાંઇ ખાતી પીતી નહોતી એમ નહોતું, પરંતુ મનુષ્યની પેઠે ખાવા પીવાથી, રાક્ષસ રાક્ષસીનું પેટ ભરાવું અશક્ય હોવાથી તે પોતાની ક્ષુધા તૃપ્ત કરવામાટે જ બહાર નીકળતી હતી.

તે દાસી એટલી બધી સાવચેતીથી બહાર નીકળતી કે, તેને કોઈ પણ ઓળખી શકતું નહોતું. પરંતુ કેટલીક મુદ્દત વીત્યા પછી ચંપકદલની નજરમાં તે સંશયોત્પાદક જણાવા લાગી. તે વખતો વખત મહાલયના દ્વાર આગળ આવેલા ઓરડાની છતપર સૂતો હતો એટલે તે દાસીને રાત્રે બહાર નીકળતી જોઇને તેના મનમાં શંકાનો આવિર્ભાવ થયો હતો. કેટલાક દિવસ પછી દાસી પણ જાણી ગઈ કે, ચંપકદલ તેના પ્રતિ શંકાશીલ થયો છે, એટલે દાસીએ વિચાર્યું કેઃ—"આ ચંપકદલને રાજમહાલયમાંથી દૂર કર્યા વિના મારાથી મારો આહાર મેળવવામાટે બહાર નીકળી શકાશે નહિ; તેમ જ મારી આ ગુપ્ત વાર્તા પણ છુપી રહેશે નહિ, માટે ગમે તે ઉપાયે તેને તો બહાર કાઢવો જ જોઇએ."

આ પ્રમાણે નિશ્ચય કરીને એક દિવસ તે રડની રડની રાણી પાસે જઇને કહેવા લાગી કેઃ—"રાજરાણી માતા! હવે મારાથી અહીં રહી શકાશે નહિ. મારા પિયરમાંથી આજે ઘણી મુદ્દતથી કશા સમાચાર આવ્યા નથી, માટે હવે હું ત્યાં ચાલી જઇશ."

આ સાંભળીને રાણીએ પૂછ્યું કે—"કેમ દાસી! આજે તને આ શું થયું છે? તું આજે આ પ્રમાણે વ્યગ્ર કેમ થઈ ગઈ છે! આ મહાલયમાં તને શું દુઃખ છે! હું હમણાં જ તારા પિયરના સમાચાર મંગાવી આપું છું."

દાસીએ રડવા કકળવાનો કૃત્રિમ હાવભાવ કરીને કહ્યું કેઃ—"મહારાણી માતા! હું ગરીબ માણસ છું, મેહનત કરીને માંડ માંડ મારું પેટ

ભારું છું; છતાં પણ મને ધર્માધર્મનું જ્ઞાન નથી, એમ હોનાથી કહી શકાય તેમ છે! માતા! આપના આ મહાલયમાં રહેવાથી મારી પરલોક-સિદ્ધિની પણ ધૂળધાણી થશે. આપના જમાઇનો ભાઈ રોજ રોજ મને ગમે તેમ બોલીને મારી હાંસી મશ્કરી કર્યા કરે છે; એટલે મારાથી અહીં શી રીતે રહી શકાય ? વળી તે નફટના અત્યાચારની વાર્તા પણ હું તમને કયા મુખથી કહી સંભળાવું! તે મોટા માણસ હોવાથી મારા જેવી ગરીબ અબળાપર આવો જુલમ ગુજારે, એ કોઈ પણ રીતે યોગ્ય ગણાય ખરું કે! માટે માતા, હવે મને અહીંથી જવા દો. હું ગમે ત્યાં જઇને મારું પેટ ભરી લઇશ."

દાસીની વાર્તા સાંભળીને રાણી અતિ ઉદાસીન થઈ અને તેને ઉદ્દેશીને કહેવા લાગી કે:–"દાસી! તારે એ સંબંધમાં કશી પણ ચિન્તા કરવી નહિ. હું તારા એ દુઃખને દૂર કરવાનો હમણાં જ એક ઉપાય શોધી કાઢું છું. તારા જવાથી મારો ગૃહસંસાર ચાલી શકશે નહિ, માટે હું તને કોઈ પણ પ્રકારે જવા દઇશ નહિ. જો મારા જમાઇનો ભાઈ ચંપકદલ તારા-પર અત્યાચાર ગુજારતો હશે, તો હું તરત જ તેને મારા મહાલયમાંથી રજા આપી દઈશ. તારે હવે ભયભીત થવાનું કાંઈ પ્રયોજન નથી."

આમ કહીને રાણીએ પોતાના જમાઈ સહસ્રદલને બોલાવી મંગાવ્યો અને ત્યાર પછી દાસીનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવીને કહ્યું કે:–"મારા મહાલયમાં તમારો ભાઈ આવો અત્યાચાર કરે અથવા દાસી-ઓપર કુદૃષ્ટિ કરીને તેમના પાતિવ્રત્યનો ભંગ કરવાની ચેષ્ટા કરે, એ કોઈ પણ પ્રકારે ઇષ્ટ ગણાય નહિ. આથી રાજાની પ્રતિષ્ઠા જળવાય નહિ; માટે આજે ને આજે જ ચંપકદલને આ મહાલયમાંથી ચાલ્યા જવાની સૂચના આપી દો. જો કાલે તે આ મહાલયમાંથી નહિ નીકળી જાય, તો પછી હું પોતે તેને બળપૂર્વક અપમાન કરીને કાઢી મૂકીશ."

રાણીની આવી વાર્તા સાંભળીને સહસ્રદલ વિસ્મિત થયો અને ચંપકદલના ચારિત્ર સંબંધી વિચાર કરવા લાગ્યો. કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તેણે નિશ્ચય કર્યો કે, ચંપકદલ કદાપિ આવું કુકૃત્ય કરે જ નહિ, માટે આ દાસીનું કાંઇક કપટ જ હોવું જોઇએ. આ પ્રમાણે એક દૃઢ નિશ્ચયપર આવ્યા પછી તેણે રાણીને સંબોધીને કહ્યું કે:–"મહારાણી! આપ એકવાર ચંપકદલના સંબંધમાં બરાબર તપાસ કરાવી જુઓ અને પછી જો તે અપરાધી ઠરે, તો તેને મહાલયમાંથી રજા આપો; પરંતુ વગર વિચાર્યે એકદમ ચાલ્યા જવાની આજ્ઞા આપવી, એ કોઈ પણ રીતે ઉચિત ગણાય નહિ."

સહસ્રદલે આ પ્રમાણે રાણીને સમજાવવાના અનેક યત્નો કર્યા;

પરંતુ તે સર્વ નિષ્ફળ નીવડ્યા. રાણીએ કોઈ પણ વાર્તા તરફ ધ્યાન આપ્યા વિના જ પોતાની તે "ચંપકદલને આજે ને આજે જ આ મહાલયમાંથી રજા આપી દ્યો"વાળી વાર્તાને હઠપૂર્વક પકડી રાખી.

સહસ્રદલે છેવટે નિરુપાય થઇને, એક પત્રમાં સર્વ વૃત્તાંત લખીને તે પત્ર ચંપકદલની પાસે મોકલી આપ્યું. તે સારી રીતે જાણતો હતો કે, ચંપકદલ સંપૂર્ણ રીતે નિર્દોષ અને પવિત્ર છે, તે કદાપિ પણ પરસ્રીપર કુદૃષ્ટિ કરીને અથવા તેનાપર જુલમ ગુજારીને મહાન્ પાપનો અધિકારી થાય તેવો નથી. આથી સહસ્રદલને તેની આગળ રાણીએ કહેલો વૃત્તાંત કહી સંભળાવતાં સંકોચ થયો એટલે પત્રદ્વારા જ તેણે સઘળી હકીકત તેને જણાવી.

સહસ્રદલનું પત્ર વાંચીને ચંપકદલ શોકમગ્ન થયો. અને આત્મગત પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો કેઃ—"હાય! હું આ રાજમહાલયમાં શામાટે આવ્યો! આ દાસી આગળ મેં કદાપિ એક બીભત્સ શબ્દ પણ ઉચ્ચાર્યો નથી, તો પછી તે મારાપર આવો આક્ષેપ કરવાને કેમ તૈયાર થઈ હશે? મેં તેનું કાંઇ પણ બગાડ્યું નથી, છતાં તે મારા વિરુદ્ધ આવાં કારસ્થાનો શામાટે રચતી હશે! બસ, હવે આ મહાલયમાં એક ક્ષણ પણ ઉભા રહેવું જોઇએ નહિ. રાજાના મહાલયો અને મદમાતા શ્રીમંતોની હવેલીઓ સર્વદા આવા પ્રકારના પ્રપંચોથી ભરપૂર જ હોય છે, માટે તેનો ત્યાગ કરીને દરિદ્રની ઝૂંપડીનો આશ્રય લેવો એ જ વિશેષ હિતાવહ છે." આ પ્રમાણે સંકલ્પ કરીને તે કોઇને પણ કહ્યા કારવ્યા વિના પોતાના પક્ષિરાજ અશ્વપર સ્વાર થઇને તે મહાલયમાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં તે દૂર જઈ પહોંચ્યો. છેવટે તે એક ભયંકર જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં આગળ આવીને ચંપકદલે જોયું કે, રાજાના રાજમહાલયની સાથે સ્પર્ધા કરે તેવું એક ભવ્ય ભવન આવેલું છે. એ જોઇને તેણે તે ભવનના દ્વારમાં પ્રવેશ કરીને જોયું તો તે જનશૂન્ય જણાયું. તેમાં મનુષ્યનો સંચાર દેખાયો નહિ. ચંપકદલ તે વિશાળ ભવનના આ ઓરડામાંથી તે ઓરડામાં અને તે ઓરડામાંથી આ ઓરડામાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં છેવટે તેણે એક ઓરડામાં જઇને જોયું તો એક પરમ સૌન્દર્યવતી કન્યા પલંગપર સુતેલી હતી. અને તે કન્યાના પલંગની બન્ને બાજૂએ એક સોનાની અને એક રૂપાની એવી બે લાકડીઓ પડેલી હતી. ચંપકદલે તે રૂપાની લાકડીને પોતાના હાથમાં લઇને પેલી કન્યાના શરીર સાથે ધીમેથી અડકાડી દીધી, તોપણ તે કન્યાની ઊંઘ ઉડી નહિ, ત્યારે ચંપકદલે સોનાની લાકડી લઇને તેના શરીર સાથે અડકાડી, એટલે તે કન્યા ઊંઘમાંથી જાગ્રત થઇને પલંગપર બેઠી થઈ.

જાગ્રત થઇને તે કન્યાએ કાંઇક વિચાર કર્યો પછી ચંપકદલને સંબોધીને પૂછ્યું કેઃ–"અરે ઓ મનુષ્ય ! તમે કોણ છો અને ક્યાંથી આવો છો? તમે આ સ્થળે શી રીતે આવી શક્યા ? આવા ભયાનક જંગલમાં આવવાનું સાહસ તમે કેમ કરી શક્યા? મારા સર્વ પ્રશ્નોનું સત્વર ઉત્તર આપીને જણાવો કે, તમારે મારા આ ગુપ્તગૃહમાં આવવાનું તથા મારી નિદ્રાનો ભંગ કરીને આ પ્રમાણે મને જાગ્રત કરવાનું શું પ્રયોજન છે!" તે કન્યાના પ્રશ્નોના ઉત્તરમાં ચંપકદલે પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળીને તે કન્યાએ કહ્યું કેઃ–"સર્વનાશ! તમે આ સર્વ શું કરી રહ્યા છો? મનુષ્ય હોવા છતાં આ સ્થળે શામાટે આવ્યા છો? તમે જાણતા નથી કે આ રાક્ષસોનો પ્રદેશ છે ! આ ભવનમાં સાતસો રાક્ષસો રહે છે. તેમણે મારાં માતાપિતા, ભ્રાતા ભગિની તથા આ દેશનાં બીજાં બધાં માણસોને મારી ખાધાં છે. મારા પિતા આ દેશના રાજા હતા, તેમનો નાશ કર્યા પછી એ દુષ્ટ પિશાચો મને અહીં લાવ્યા છે. તેઓ મને પણ ખાઇ જવાની તૈયારીમાં હતા, પરંતુ એક વૃદ્ધા રાક્ષસીની દયાથી મારું જીવન અદ્યાપિ ટકી રહ્યું છે. તે રાક્ષસો નિત્ય પ્રભાત થતાંની સાથે જ અહીંથી નજીકમાં આવેલા એક સમુદ્રને પેલે પાર શિકાર કરવામાટે ચાલ્યા જાય છે અને આખો દિવસ નાના પ્રકારનાં જાનવરો અને જંતુઓનો આહાર કર્યા પછી સંધ્યા સમયે પાછા અહીં આવી પહોંચે છે. શિકાર કરવામાટે બહાર જતી વેળાએ તે રાક્ષસો આ રૂપાની લાકડીનો મારા શરીર સાથે સ્પર્શ કરતા જાય છે, એટલે મને ગાઢી ઊંઘ તથા ઘેન ચઢતું જાય છે અને હું આખો દિવસ મડદાની હાલતમાં પડી રહું છું; ત્યાર પછી જ્યારે તેઓ શિકાર કરીને પાછા આવે છે ત્યારે આ સોનાની લાકડીનો મારા શરીરને સ્પર્શ કરાવે છે, એટલે મારી ઊંઘ ઊડી જાય છે અને મારા શરીરમાં વ્યાપેલું ઘેન દૂર થાય છે. આ રૂપાની લાકડીને તેઓ "મરણની લાકડી" કહે છે અને આ સોનાની લાકડીને "જીવન લાકડી" કહે છે.

"હવે તમે અહીંથી સત્વર ચાલ્યા જાઓ; કારણ કે, તે રાક્ષસોના આવવાનો સમય થઈ ચૂક્યો છે. જો તેઓ અચાનક આવશે, તો તરત જ તમને મારી નાખશે અને તમારા શરીરના માંસનું ભક્ષણ કરશે. તે દુષ્ટ દાનવોના હૃદયમાં દયાનો નિવાસ નથી. અને પ્રેમની પ્રબળતા નથી; માટે જો તમને તમારું જીવન પ્રિય હોય, તેને બચાવવાની ઇચ્છા હોય તો હવે કાંઈ પણ વિલંબ ન કરતાં સત્વર રવાના થાઓ."

આ વાતો સાંભળીને ચંપકદલ ગહન વિચારમાં પડી ગયો અને રાક્ષસના ભયને લીધે તેના હૃદયમાં કમ્પનો આવિર્ભાવ થયો. ત્યાર

પછી તે, તે કન્યાને પોતાનું જીવન બચાવવાની પ્રાર્થના કરવા લાગ્યો. તેની આવી દયાજનક દશાને જોઇને તે કન્યાએ તેને આશ્વાસન આપીને કહ્યુ કેઃ–"મહાશય! હશે, તમારે ગભરાવાનું કાંઈ કારણ નથી. તમે અચાનક જ અહીં આવી ચઢ્યા છે, એટલે મારે તમારુ રક્ષણ કરવું જ જોઈએ. હુ તમને હવે જે એક ઉપાય બતાવું છું તે પ્રમાણે વર્તશો તે કદાચિત્ તમારું જીવન બચી શકશે."

સમુદ્રના મધ્ય ભાગમાં પડેલા કોઈ મનુષ્યને જેવી રીતે તૃણનો આશ્રય મળવાથી તેના હૃદયમાં એક પ્રકારની પ્રસન્નતા પ્રકટી નીકળે છે, તેવી જ પ્રસન્નતા દર્શાવીને ચંપકદત્તે અતિ ઉત્સુકતાથી પૂછ્યું કેઃ–"હું આપની આવી અપૂર્વ ઉદારતા જોઇને અતિ આનંદિત થયો છું; પરંતુ આપે મારા આ જીવનને તે માનવભક્ષક રાક્ષસના પંજામાંથી બચાવવાનો શો ઉપાય યોજી રાખ્યો છે વારુ?"

"મહાશય! આ પાસેના શિવાલયમાં બિલ્વપત્રના ઢગલાના ઢગલા પડ્યા રહે છે, તેમાં જઇને તમે છુપાઈ રહો એટલે કદાચિત્ તમારા જીવનની રક્ષા થઈ શકશે. પરંતુ એટલું અવશ્ય સ્મરણમાં રાખજો કે, જો તમારાથી કાંઈ પણ અવાજ થઈ જશે, તો તે રાક્ષસો તમારું મૃત્યુ નિપજાવશે અને છેવટે તમારા શરીરનું ભક્ષણ કરી જશે, માટે સંભાળીને રહેજો. આખી રાત ત્યાં આગળ છૂપાઈ રહેજો અને સવારમાં જ્યારે રાક્ષસો ચાલ્યા જાય, ત્યારે પાછા મારી પાસે આવી પહોંચજો."

આ પ્રમાણે સલાહ મસલત કર્યા પછી, ચંપકદત્ત તે કન્યાના શરીરને પેલી 'મરણની લાકડી' નો સ્પર્શ કરાવીને, શિવાલયમાં આવેલા બિલ્વપત્રના ઢગલામાં જઇને છુપાઈ ગયો. ધીમે ધીમે સમય વીતવા લાગ્યો અને સંધ્યા પણ થઈ ગઈ, એટલે પેલા રાક્ષસો દોડધામ કરતા ત્યાં આગળ આવી લાગ્યા. પેલી વૃદ્ધા રાક્ષસીએ 'જીવન લાકડી'ના સ્પર્શથી કન્યાને જાગ્રત કરી. અને ત્યાર પછી તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ–"કેશવતી! આજે આપણા આ આવાસમાં કોઈ મનુષ્યનો ગંધ આવતો હોય એમ જણાય છે, તેનું શું કારણ છે? શું અહીં કોઈ મનુષ્ય આવ્યું છે?"

આ સાંભળીને કેશવતીએ ઉત્તર આપ્યું કેઃ–"ના માતા, અહીં તો કોઈ મનુષ્ય આવ્યું હોય એમ જણાતુ નથી. પરંતુ હું પોતે જ મનુષ્ય છું, એટલે મારો ગંધ આવતો હોય તો તે સર્વથા સંભવિત છે. જો આપને સંદેહ આવતો હોય તો મને મારીને ખાઈ જાઓ એટલે તમારો તે સંદેહ દૂર થશે અને તમને મનુષ્યનો ગંધ આવવાનો જે ભ્રમ થયો છે, તે ભ્રમ પણ મટી જશે."

કેશવતીની કરૂણાયુક્ત વાર્તા સાંભળીને તે વૃદ્ધા રાક્ષસી કહેવા લાગી કેઃ–"અરે ઘેલી છોકરી! તું તે કાંઈ દીવાની બની ગઈ છે! હું તને શામાટે મારી નાખું! તારું માંસ ખાવાની આશાને પણ હૃદયમાં કેમ ધારી શકાય? તને ખાવા કરતાં તારા શત્રુનેજ ખાઇને મારા ક્ષુધાતુર ઉદરને શામાટે શાન્ત ન કરું? બેટા, તું શાંત થા. આ તો હું સહજ પૂછતી હતી."

આમ કહીને તે રાક્ષસી ત્યાંથી ચાલી ગઈ અને કેટલીક વાર પછી નિદ્રાવશ થઈ. આ સમયે બીજા બધા રાક્ષસો પણ ઉંઘી ગયા. સવાર થતાંની સાથે જ તેઓ બધા જાગી ઊઠયા અને શિકારાર્થે બહાર જવા માટે તૈયાર થયા. પેલી વૃદ્ધા રાક્ષસી પણ કેશવતીના પલંગ પાસે આવીને તેના શરીરને પેલી 'મરણની લાકડી'ના સ્પર્શ કરાવીને તે સર્વ રાક્ષસોની સાથે શિકાર કરવામાટે ચાલી ગઈ. જ્યારે તેમના ગમનને કેટલોક સમય વીતી ગયો, ત્યારે ચંપકદલ પોતાના શરીરપર ઢંકાયલા બિલ્વપત્રના ઢગલાને દૂર કરીને તથા રાક્ષસો ચાલ્યા ગયા છે કે નહિ તેની ખાત્રી કરીને, ધીમેથી કેશવતી પાસે આવી લાગ્યો અને ત્યાર પછી 'જીવન લાકડી'દ્વારા તેને ભર ઊંઘમાંથી જાગ્રત કરી. છેવટે તે બન્નેએ સાથે મળીને તે ભવ્ય ભવનના દરેક ઓરડામાં ફરી ફરીને તપાસ કરવા માંડી. તે ભવનના આગલા ભાગમાં જે એક સુંદર સરોવર હતું, ત્યાં આવીને કેશવતીએ સ્નાન કર્યું તથા પોતાના મસ્તકપરના કેશકલાપને ઓળી લીધો.

આ જોઇને ચંપકદલે કહ્યું કેઃ–"કેશવતી! આ પ્રમાણે છુપાઈ છુપાઇને આપણે ક્યાં સુધી અહીં રહી શકીશું? આ પરાધીન સ્થાનનો ત્યાગ કરીને કોઈ સ્વતંત્ર સ્થળે ચાલ્યા જઇએ તો આપણને ઘણો જ આનંદ મળી શકે તેમ છે, માટે હવે કશોય વિલંબ કર્યા વિના ચાલો આપણે બન્ને આ રાક્ષસભવનમાંથી ભાગી જઇએ. કેમ કેશવતી! તમે મારી આ વાર્તાને પસંદ કરો છો કે નહિ!"

ચંપકદલના પ્રશ્નનું ઉત્તર આપતી વેળાએ કેશવતી કાંઇક વિચારમાં પડી ગઈ અને પછીથી બોલી કેઃ–"મહાશય! થોડીવાર ધૈર્ય ધરો. હું આજે આપણે શી રીતે ન્હાસી જવું તેની સર્વ વ્યવસ્થા કરી લઇશ અને પછીથી તે વિશે તમને જણાવીશ."

ચંપકદલે એક પ્રકારની ઉત્સુકતા દર્શાવીને પૂછ્યું કેઃ–"તમે શી વ્યવસ્થા કરવા ધારો છો અને આ સ્થળેથી ન્હાસી જવાનો શો ઉપાય યોજવા ધારો છો?"

કેશવતીએ ઉત્તર આપ્યું કેઃ–"આજે રાત્રે હું કળા કૌશલ્યથી તે વૃદ્ધા રાક્ષસીને તેનું મરણ શી રીતે નિપજી શકે તેમ છે, તે સંબંધી

૯ સર્વે વાર્તા પૂછી લઇશ અને જ્યારે તે વાર્તા આપણા જાણવામાં આવી જશે, એટલે આપણને અહીંથી ન્હાસી જવામાં અતિ સુગમતા થઇ પડશે. રાક્ષસી જે ઉપાયે તેનું મૃત્યુ થવાની વાર્તા કહેશે, તે જ ઉપાયવડે તે નીચ વૃદ્ધાનું મરણ નિપજાવીને આપણે અહીંથી ચાલ્યા જઇશું. આપણા સુખમાર્ગનો તે મહાન્ કંટક નાબૂદ થશે એટલે આપણે સર્વદા નિર્ભય થઈ શકીશું."

ત્યાર પછી પુનઃ આગલા દિવસની પેઠે સંધ્યાથી થોડીવાર પૂર્વે ચંપકદલ કેશવતીના શરીરને 'મૃત્યુ લાકડી'નો સ્પર્શ કરાવીને પેલા શિવાલયના બિલ્વપત્રના ઢગલામાં જઇને છુપાઈ રહ્યો.

બરાબર સંધ્યાસમય થવા આવ્યો એટલે રાક્ષસો પાછા આવી પહોંચ્યા. કેશવતીને તે દિવસે પણ પેલી વૃદ્ધા રાક્ષસીએ આવીને 'જીવન લાકડી'દ્વારા સચેતન કરી, એટલે કેશવતી પલંગપર બેઠી થઇને કહેવા લાગી કે:–"માતા! આપ રોજ મને એકલી ઊંઘમાંજ મૂકીને ચાલ્યાં જાઓ છો, એથી મને કેટલીક વાર ભયાનક સ્વપ્ન આવે છે અને મારું મન ગભરાવા માંડે છે, માટે તેમ ન થાય તેવો કાંઇક ઉપાય બતાવો તો ઠીક; કારણ કે એ દુઃખ મારાથી સહી શકાતુ નથી."

આ સાંભળીને વૃદ્ધાએ તેની વાર્તાને લક્ષ્યમાં લીધા વિના સહજ વિરક્તિ દર્શાવીને કહ્યું:–"કેશવતી! તે બધું થઈ રહેશે, પરંતુ આજે પણ મને કોઇક નવીન મનુષ્યનો ગંધ આવે છે, તો કહી દે કે, આ સ્થળે કયા પાષાણ પુરુષે આવવાનું સાહસ કર્યું છે? પિશાચમંદિરમાં પેસવાની કયા હેવાને હીમ્મત ધારી છે?"

કેશવતીએ ઉત્તર આપ્યું કે:–"માતા! આપનું મસ્તિષ્ક ભ્રમિષ્ટ થયું હોય તેમ જણાય છે અને તેથી જ વારવાર તમારા હૃદયમાં આવી કુશંકાનો આવિર્ભાવ થાય છે. જો આપની તે શંકા જતી ન હોય, તો મને મારી નાખો એટલે તમારી પૂરતી ખાત્રી થશે. આ સ્થળે અત્યારે મારા વિના બીજું કોઈ પણ મનુષ્ય છે જ નહિ."

આ સાંભળીને વૃદ્ધા બોલી કે:–"અરે ગાંડી છોકરી! હું તને શામાટે મારું? તારો વધ શાને કરું? તારું રક્ત પીવા કરતાં તારા શત્રુના દેહના રક્તનું જ પાન કેમ ન કરું? હશે, મારાથી કદાચિત ભૂલ થઈ હશે, માટે તુ મારી એ ભૂલને લીધે થયેલા અપરાધને લક્ષમાં ન લાવતી."

ત્યાર પછી કેશવતી તે રાક્ષસીના પગપર તેલનું મર્દન કરતી-કરતી પોક મૂકીને રડવા લાગી અને પોતાની આંખોનાં આસુથી તે વૃદ્ધાના ચરણોને ભીંજાવવા લાગી. એ જોઇને તે નિષ્ઠુર રાક્ષસીના હૃદયમાં દયાનો

સંચાર થયો અને તેથી તે કેશવતીના હાથને પોતાના હાથમાં લઇને કહેવા લાગી કે:–"કેશવતી, અરે ઓ કેશવતી!" તું આજે આમ રડે છે શામાટે? શું હું તારાપર જરા ગીડાઈ હતી, એટલામાટે તું આમ રડી રહી છે, બેટા! ગાવતર બે કઠિન શબ્દ કહે, તો તેથી માઠું લગાડાય ખરું કે? હવે વ્યર્થ રુદન ન કર અને કહી દે કે, તને આજે શું દુઃખ થયું છે? તારા હૃદયને આજે કઈ દારુણ દુશ્ચિંતાએ આમ વ્યગ્ર કરી નાખ્યું છે? હવે રડ નહિ અને તારા દુઃખનું કારણ જણાવી દે."

કેશવતીએ કહ્યું કે:–"માતા! હું રડું છું તેનું કારણ અતિ ગહન છે. તમે મને ચાહો છો, અને મારામાં અતિ અનુરાગ રાખો છો, એ સર્વ ખરું, પરંતુ હવે તમે વૃદ્ધા થયાં છો, એટલે આજ કાલમાં તમારું મૃત્યુ થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. જો તમારું મૃત્યુ થશે તો પછી મારી શી દશા થશે, મારી કોણ રક્ષા કરશે? આવા અનેક વિચારો આવતાં મારું હૃદય વિહ્વળ થઈ જાય છે. તમારું મૃત્યુ થયા પછી આ સર્વ રાક્ષસો મને મારીને ખાઈ જશે, અને મારે પણ મૃત્યુવશ થવું પડશે. માતા! મૃત્યુ તો સર્વને માટે સર્જાયલું જ છે. કોઈ પણ પ્રકારના જન્મ ધારણ કરનારને છેવટે તે કરાળ કાળને આધીન થવું જ પડે છે. જન્મથી પૂર્વે જ મૃત્યુ તો નિર્માણ થએલું જ હોય છે, બાળક અને વૃદ્ધ સર્વને તે ભયાનક મૃત્યુને આધીન થવાનું જ છે, પરંતુ તેમ છતાં અવસ્થાના ભેદ પ્રમાણે વૃદ્ધનું મૃત્યુ પ્રથમ થવાની સંભાવના વિશેષ રહ્યા કરે છે. આવા સર્વ વિચારો અને મારી ભાવિ દશાએ મને ગભરાવી નાખી છે અને તેથી જ હું આ પ્રમાણે રડી રહી છું."

કેશવતીની વાર્તા સાંભળીને વૃદ્ધા રાક્ષસી હા હા હા શબ્દનો ધ્વનિ કરીને એક પ્રકારનું વિકટ હાસ્ય કરવા લાગી. ત્યાર પછી તે કાંઈક વિચાર કરીને કહેવા લાગી કે:–"અરે ઓ બુદ્ધિહીન બાળા! તું મને એક સાધારણ મનુષ્ય માને છે, એ તારો એક ભયંકર પ્રમાદ થાય છે. હું તમો મનુષ્યોની પેઠે ક્ષણમાં નાશ પામું તેમ નથી. મારી સત્તાના અભાવથી કાળ પણ ક્ષણવાર સ્તંભી જાય તેમ છે, મારું મૃત્યુ કરવાને એક નહિ, કિન્તુ અનેક ઉપાય કરવા પડે તેમ છે અને તે ઉપાયો પણ અતિ ભયંકર છે; માટે મારું મૃત્યુ નિપજાવવું એ કાંઈ સહજ વાર્તા નથી. બેટા! તારે આવી વ્યર્થ આશંકા લાવવાનું કાંઇ પણ પ્રયોજન નથી. જો કે હું અમર તો નથી જ, છતાં પણ એક રીતે એટલું તો ખાસ ભાર મૂકીને કહી શકું છું કે, અમર વ્યક્તિથી અનુક્રમે બીજું સ્થાન અમારું રાક્ષસકોટિનું છે. મનુષ્ય કરતાં અમારાં જીવન સૂત્ર અતિ દૃઢ હોય છે અને તે સૂત્રનું છેદન કરનાર અસ્ત્ર પણ તેથી વિશેષ તીક્ષ્ણ અને દૃઢ

હોવાની આવશ્યકતા છે. છતાં હું મારા મૃત્યુનો માત્ર એક જ મુખ્ય માર્ગ બતાવી આપું છું તે સાંભળી લે. આ સ્હામે જે સરોવર જણાય છે, તે સરોવરના મધ્ય ભાગમાં સ્ફટિકનો એક સ્તંભ છે અને તે સ્તંભના ઉપરના ભાગપર બે ભ્રમર છે. જો કોઈ વ્યક્તિ સાહસ કરીને તે સરોવરમાં જઇને તે ભ્રમરને મારી નાખે, તો જ મારૂં મરણ થવાનો સંભવ છે. જો તે ભ્રમરને એકદમ મારી નાખવામાં આવે તો મારી સાથે ને સાથે જ આ સાતસો રાક્ષસો પણ મૃત્યુવશ થઈ શકે તેમ છે. પરંતુ જો તે ભ્રમરના રક્તનો એક બિન્દુ પણ ભૂમિપર પડી જાય, તો અમારા આ સાતસો રાક્ષસોને બદલે બીજા સાતસો રાક્ષસો ઉત્પન્ન થાય અને અમારી સંખ્યા એકંદરે ચૌદસોની થઈ જાય. કેશવતી! એવું તે સાહસિક મનુષ્ય કોણ હોય કે, જે ત્યાં જઇને તે ભ્રમરાઓને મારી શકે? અને અમારું મૃત્યુ નિપજાવી શકે? આમ હોવાથી અમો સર્વ રાક્ષસો અમર જ છીએ. આ મૃત્યુલોકનાં માનવીથી અમારું મૃત્યુ થવું સર્વથા અશક્ય અથવા કેવળ આકાશકુસુમસમાન જ છે." આ પ્રમાણે પોતાના મૃત્યુનો ભયંકર ભેદ જણાવીને તે વૃદ્ધા રાક્ષસી નિદ્રાવશ થઈ ગઈ.

પ્રભાત થતાં 'મરણ લાકડી'દ્વારા કેશવતીને અચેતન કરીને રાક્ષસો પુનઃ શિકાર કરવામાટે ચાલ્યા ગયા. આ તરફ ચંપકદલે કેશવતીને પુનઃ 'જીવન લાકડી'નો સ્પર્શ કરાવીને જીવતી કરી. કેશવતીએ વૃદ્ધા રાક્ષસીએ કહેલો સર્વ વૃત્તાંત ચંપકદલને કહી સંભળાવ્યો. તે વૃત્તાંતને એકાગ્ર ચિત્તે સાંભળી લીધા પછી પોતાના આખા શરીરપર સરસવનું તેલ ચોપડીને ચંપકદલ સરોવરના જળમાં ડૂબકી મારીને શ્વાસનું રુંધન કરી પૂર્વ કથિત સ્ફટિકના સ્તંભ આગળ જઈ પહોંચ્યો, અને ત્યાર પછી તે સ્તંભપરના બન્ને ભ્રમરોને એક ડબ્બીમાં પૂરી લઇને સરોવરના તીરપ્રાંતમાં આવી પહોંચ્યો.

આ સર્વ કાર્ય કરી આવ્યા પછી તે કેશવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"કેશવતી! તમે થોડીક રાખ અહીં લઈ આવો અને તે સાથે એક તીક્ષ્ણ ધારવાળી છુરી પણ લેતાં આવજો."

કેશવતી તત્કાળ તે સર્વ વસ્તુઓ લઈ આવી, એટલે ચંપકદલે માટીમાં તે રાખ મેળવીને પછી પેલી છુરીવડે તે બન્ને ભ્રમરોને કાપી નાખ્યા. નીચે રાખ રાખીને ભ્રમરોને કાપવાથી તેમનું રક્ત માટીમાં ન મળતાં રાખની સાથે જ મળી ગયું.

ચંપકદલે જે વેળાયે ભ્રમરોને કાપી નાખ્યા તે જ વેળાયે પેલા રાક્ષસો જ્યાં આગળ શિકાર કરવા ગયા હતા, ત્યાં આગળ જ ભયંકર

ચીત્કાર કરીને મૃત્યુવશ થયા. આ સમયે તે ત્યાંનું દશ્ય બહુ જ ભયાનક ભાસતું હતું. કેટલાક રાક્ષસો પૃથ્વીના પટ સાથે માથાં પછાડતા હતા તો કેટલાક તરફડીયાં મારીને પોતાના સમગ્ર શરીરને આન્દોલિત કરી રહ્યા હતા. કેટલાકના શરીરમાંથી રક્તની ધારાઓ વહી રહી હતી તો કેટલાકના પ્રાણવાયુ પરલોકમાં પ્રયાણ કરી રહ્યા હતા. સારાંશ કે, આવી ભયંકર દશામાં જ તે બિચારા સાતસો રાક્ષસોનું એક સાથે મૃત્યુ થઈ ગયું.

જે સમયે રાક્ષસોનો અંતકાળ આવી લાગ્યો તે સમયે તેમના ભીષણ આર્તનાદો સાંભળીને ચંપકદલ તથા કેશવતી ઉભય કંપવા લાગ્યાં.

ત્યાર પછી ચંપકદલે અને કેશવતીએ એક બીજાના કંઠમાં પુષ્પની માળાઓ આરોપીને ગાંધર્વ લગ્ન કરી લીધાં અને લગ્ન થયા પછી તેઓ બન્ને સુખ અને સ્વતંત્રતાથી પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

કેશવતી નિત્ય પોતાના ભવનની સ્હામે વહેતી એક નદીમાં નિત્ય સ્નાન કરવા જતી હતી. એક દિવસ તે નદીમાં સ્નાન કરતાં કરતાં કેશવતીના મસ્તકના વાળની એક લટ ઉતરી ગઈ. કેશવતીના કેશ કાંઈ જેવા તેવા નહોતા; તે એટલા બધા લાંબા હતા કે, તેના મસ્તકથી તે છેક પગની પાની સુધી પહોંચી જતા હતા. કેશ ઉતરી જવાથી કેશવતીના મનમાં ઘણું જ દુઃખ થવા લાગ્યું. તેણે તે કેશગુચ્છની સાથે ગુલાબનું એક પુષ્પ બાંધીને નદીના પ્રવાહમાં તરતું મૂકી દીધું. તે પુષ્પ તરતું તરતું જ્યાં આગળ ચંપકદલનો ભાઈ સહસ્રદલ તથા તેની પત્ની રહેતાં હતાં તે ગામના પાદરમાં આવેલા નદીના ઘાટપર સહસ્રદલ તથા તેના મિત્રો ન્હાવામાટે આવ્યા હતા ત્યાં આગળ જઈ પહોંચ્યું.

તે પુષ્પ કેશવતીના સુવર્ણરંગી વાળની સાથે ગુંથાયલું હોવાથી અતિ મનોહર જણાતું હતું એટલે સહસ્રદલની તે પુષ્પપર દૃષ્ટિ પડતાંની સાથે જ તેણે તેને ઉઠાવી લીધું અને ત્યાર પછી તેનું નિરીક્ષણ કરીને મનમાં ને મનમાં જ તેની આલોચના કરતો તે કહેવા લાગ્યો કેઃ–"અહા, કેવું સુંદર પુષ્પ છે અને આ કેવા સુંદર અને ચળકતા કેશની સાથે ગુંથાયલું છે! આ કેશ અવશ્ય કોઈ અતિ લાવણ્યમયી લલનાના જ હોવા જોઇએ અને તેણે જ આ પુષ્પને આવી સરસ રીતે પોતાના કેશ સાથે ગુંથીને સ્નાન કરતી વેળાયે નદીમાં તરતું મૂકી દીધેલું હોવું જોઇએ."

આ પ્રમાણે વિચાર કરીને તેણે તે કેશગુચ્છમાંના કેશો છોડીને માપી જોયા. તો તે લગભગ ત્રણ હાથથી પણ વિશેષ લાંબા જણાયા. એ જોઇને તેણે વિચાર્યું કેઃ–"એવી દીર્ઘકેશધારિણી લલના કોણ હશે અને તેના દર્શન કરવાનું સૌભાગ્ય મને શી રીતે પ્રાપ્ત થઈ શકશે? ગમે

તે ઉપાયે એકવાર તો તે અનુપમ અંગનાનાં દર્શન કરવાં જ જોઇએ. જેણે આવી સૌન્દર્યશાલિની શ્યામાનાં દર્શન નથી કર્યાં, તે પુરુષ ખરેખર હતભાગી જ છે, માટે મારે તો અવશ્ય એ મનોહારિણી માનિનીની મુલાકાત લેવી જ જોઇએ; પરંતુ તે શી રીતે? તે રમણી ક્યાંની નિવાસિની હશે!"

આ પ્રકારની ચિન્તાથી સહસ્રદલનું મન ચિન્તાતુર થયું અને તેના મુખમંડળમાં એક પ્રકારની ઉત્સુકતાની છાયા છવાઈ ગઈ. તે તરત જ નદીના ઘાટપરથી પોતાના રાજમહાલય તરફ ચાલ્યો ગયો અને પછી એક ઓરડામાં જઇને શોકાતુર વદને એક પ્રકારની ચિંતામાં નિમગ્ન થઈ ગયો. તેનું મન અસ્થિર થવાથી તેની શાંતિનો સંહાર થઈ ગયો.

રાજમહિષીએ જોયું કે, પોતાનો જમાઈ સર્વદા એક પ્રકારની ચિન્તામાં નિમગ્ન રહ્યા કરે છે અને વૈભવ વિલાસ આદિનાં સાધનોથી તેનું મન સર્વથા વિરક્ત બની ગયું છે. આ કારણથી તેણે એક દિવસ સહસ્રદલને ઉદ્દેશીને કહ્યું કે—"સહસ્રદલ! તમે નિરંતર ચિંતામગ્ન અવસ્થામાં જ રહ્યા કરો છો અને કોઇની સાથે કાંઈ વાર્તાલાપ કર્યા વિના કેવળ એક જ વસ્તુના ધ્યાનમાં તલ્લીન બની ગયા હો તેમ જણાય છે, તેનું શું કારણ છે? આ વૈભવ અને વિલાસથી પરિપૂર્ણ મહાલયમાં તમને કઈ વસ્તુનો અભાવ છે? તમારા હૃદયમા આવી વ્યર્થ ચિન્તા શા કારણથી ઉદ્ભવી છે? શું તમને કોઈ પણ પ્રકારનું દુઃખ છે? જો કાંઈ પણ દુ ખ હોય તો તે સત્વર જણાવી દો, એટલે તેના નિવારણનો યોગ્ય ઉપાય યોજનામાં આવે અને તમારી ચિન્તાને દૂર કરી શકાય. જે કાંઈ ઇચ્છા હોય તે સંકોચ વિના જણાવી દો."

રાજમહિષીની આ વાર્તા સાંભળીને સહસ્રદલે પેલા ગુલાબના પુષ્પ સાથે તણાઈ આવેલો કેશગુચ્છ રાજમહિષીને બતાવીને કહ્યું કે—"માતા! આ મનોહર મહાલયમા મને સર્વ પ્રકારનાં સુખો મળી શકે છે, મારા હૃદયને પ્રસન્ન કરે તેવાં ઉપભોગનાં સાધનો પણ પ્રાપ્ત થઈ શકે છે; પત્ની તરફથી પણ મને પૂરતો આનંદ મળે છે, પરંતુ એક ગહન ચિન્તાએ તે સર્વ સુખોને વિસરાવી દઇને મારા હૃદયને ઉન્મત્ત બનાવી દીધું છે; અને તે ચિન્તા માત્ર એ જ કે, આવા અમૂલ્ય કેશોને પોતાના મસ્તકપર ધારણ કરતી તે મનોહર માનિનીનાં દર્શન કરવાની મારા હૃદયમાં પ્રબળ આકાંક્ષા થઈ આવી છે. તે દિવ્યાંગનાનાં દર્શન વિના મને ક્યાંય પણ શાન્તિ મળી શકે તેમ નથી. હું મારા મનને બહુ સમજાવું છું, પરંતુ તે તો ઉન્મત્ત જ થતું જાય છે માટે હવે મારે એ મનોહરા મૂર્ત્તિના દર્શન કરવાં જ જોઇએ; કારણ કે, તે વિના મારા મનને સ્થિરતા મળી શકે તેમ નથી."

સદસદલની વિલક્ષણ વાર્તા સાંભળીને પ્રથમ તો રાજમહિષી વિચારમાં પડી ગઈ. પરંતુ કેટલીકવાર સુધી કાંઈક વિચાર કર્યા પછી તે બોલી કે:–"સદસદલ! તમે ચિન્તા ન કરો. હું તમારી મનોવાંચ્છના પૂર્ણ કરીશ અને તે સૌન્દર્યશાલિની રમણીનાં દર્શનનો લાભ તમને અપાવીશ."

આમ કહીને રાજમહિષીએ પોતાની દાસીને બોલાવીને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળીને દાસી બોલી કે:–"દેવી, જો હજલ કાષ્ઠની નૌકા અને મનઃપવનનો દંડ મળે તો, હું કેશવતીને તેના મહાલયમાંથી ગમે તે ઉપાયે અહીં લઈ આવીશ."

દાસીના કહેવા પ્રમાણે રાજમહિષીએ તરત જ હલજ કાષ્ઠની એક નૌકા અને મનઃપવનનો દંડ આદિ તૈયાર કરાવી આપ્યાં. તે દંડને નૌકાની સાથે જોડી દેવામાં આવ્યો. નૌકા જ્યારે તૈયાર થઈ ગઈ ત્યારે દાસીએ એક હાંલ્લામાં સંદેશ આદિ કેટલીક મીઠાઈ અને કેટલાંક સારાં સારાં પૂતળાં વગેરે લઇને, જે ઘાટપર સદસદલ સ્નાન કરતો હતો ત્યાં જઇને નૌકાપર આરોહણ કર્યું અને ત્યાર પછી તે નૌકાનું સુકાન ગ્રહીને નિમ્નલિખિત મંત્ર પઢતાં પઢતાં નૌકાને છોડી મૂકી:–

"હજલ કાષ્ઠની નૌકા છે ને મનઃપવનના દંડ ખરે;
તે ઘાટે લઈ ચાલ મને જ્યાં કેશવતી જલસ્નાન કરે!"

આ પ્રમાણે મંત્રનો ઉચ્ચાર થતાંની સાથે જ નૌકા વિદ્યુત્ વેગે ચાલવા લાગી. જોતજોતાંમાં તે નૌકા જે ઘાટપર કેશવતી સ્નાન કરતી હતી તે ઘાટપર જઈ પહોંચી; એટલે દાસી નૌકાપરથી નીચે ઉતરીને હાથમાં પેલું મીઠાઇનું હાંલ્લું લઇને કેશવતીના મહાલય સમક્ષ આવી લાગી અને તેને બૂમ પાડીને કહેવા લાગી કે:–"કેશવતી, ઓ કેશવતી! મહાલયમાં છે કે?"

આ સાંભળીને કેશવતીએ પોતાની દાસીને બોલાવીને કહ્યું કે:–"દાસી! જરા જો તો ખરી કે, મને બહાર કોણ બોલાવે છે?"

કેશવતીની આજ્ઞા થતાંની સાથે જ દાસીએ બહાર આવીને તપાસ કરતાં સદસદલે મોકલાવેલી દાસી તેના જોવામાં આવી અને તેને સાથે લઇને તે મહાલયમાં આવી પહોંચી.

મહાલયમાં આવ્યા પછી તે આગંતુક દાસી કેશવતીને ઉદ્દેશીને કહેવા લાગી કે:–"અહા! મારાં કેવાં સૌભાગ્ય કે હું તારાં દર્શન કરીને તૃપ્ત થઈ શકી છું. કેશવતી! તું આવડી મોટી થઈ ગઈ છે! અહા બેટા! તું જ્યારે ચાર વર્ષની હતી, ત્યારે મેં તને જોઈ હતી, તેને આજે ઘણી મુદ્દત થઈ ગઈ છે. હું તારી માસી થાઉં છું, પરંતુ તું મને શી

રીતે ઓળખી શકે? જ્યારે તેં મને જોઈ હતી, ત્યારે તું છેક નાની હતી એટલે મારું સ્મરણ તને ક્યાંથી રહ્યું હોય? બેટા, હું તને જોઇને બહુ જ પ્રસન્ન થઈ છું અને હૃદયપૂર્વક આશીર્વાદ આપું છું કે, અખંડ સૌભાગ્યવતી રહે, તારા લલાટપરનું સિન્દૂર ચિહ્ન અવિચલ રહો, અને ભગવાન્ તારું કલ્યાણ કરો."

આમ કહીને તે કેશવતીનાં કોમળ ગાલોને વારંવાર ચુંબનથી આર્દ્ર કરવા લાગી. આ સર્વ કૃત્રિમ લાગણીઓથી લોભાઇને કેશવતીએ ધાર્યું કે, ખરેખર તે તેની માસી જ છે અને તેથી તેના પ્રતિ આવો અપૂર્વ પ્રેમ દર્શાવી રહી છે.

ચંપકદલ પણ વિચારવા લાગ્યો કે:–"આ આગંતુક સ્ત્રી કેશવતીની માસી જ હશે, તે વિના આટલી બધી ઘેલી બનીને તેના પ્રતિ આવો અનુરાગ દર્શાવે નહિ."

બીજે દિવસે જ્યારે ખાધા પીધા પછી ચંપકદલ નિદ્રાવશ થયો, ત્યારે તે દાસીએ કેશવતીને એકાંતમાં લઈ જઇને કહ્યું કે:–"બેટા કેશવતી! આજે જરા બફારો વિશેષ હોવાથી મારું શરીર અકળાઈ ગયું છે, માટે ચાલ આપણે નદીમાં સ્નાન કરી આવીએ. સ્નાન કરવાથી શરીરની સર્વ વ્યાકુલતા દૂર થશે અને આપણને એક પ્રકારનો અલક્ષ્ય આનંદ પણ મળી શકશે."

દાસીની વાર્તા સાંભળીને કેશવતીએ કહ્યું કે:–"માસીબા! મારા પતિદેવ અત્યારે નિદ્રાવશ થયા છે એટલે તેમને પૂછ્યા વિના મારાથી તમારી સાથે શી રીતે આવી શકાય વારુ? પતિની આજ્ઞા વિના ઘરમાંથી એક પગલું પણ આગળ ભરવું, એ સતી, સાધ્વી અને પતિપરાયણા પત્નીનો ધર્મ નથી. જ્યારે તેઓ જાગ્રત થશે, ત્યારે હું તેમની આજ્ઞા લઇને આનંદથી તમારી સાથે આવીશ. તેમ છતાં પણ તમારા શરીરમાં બહુ જ બફારો થતો હોય તો હું મારી આ દાસીને મોકલું છું, તેને સાથે લઇને સ્નાન કરી આવો."

આગંતુક દાસી કાંઇક વિરક્તતા દર્શાવીને બોલી કે:–"એમાં તે આજ્ઞા લેવાની શી જરૂર હતી? આપણે ક્યાં કાંઈ ભૂંડું કામ કરવા જવું છે અથવા લાંબા વખત સુધી રખડવા જવું છે! સ્નાન કરીને હમણાં જ આપણે પાછાં ચાલ્યાં આવીશું. કદાચિત્ તેઓ આપણા આવતાં પહેલાં જ જાગી ઉઠશે, તો આ હાંલ્લામાંના સંદેશ ખાઇને શાંત થશે; માટે તું આ વ્યર્થ આશકાને ત્યાગીને મારી સાથે ચાલ."

આમ કહીને તે દાસીએ પેલા હાંલ્લામાંથી રૂપાના એક થાળમાં કેટલાક સંદેશ કાઢીને તેની પથારી પાસે રાખી દીધા, અને બાજૂમાં જ

ઠંડા પાણીનો એક પ્યાલો મૂકી દીધો. ત્યાર પછી તે કેશવતીને પોતાની સાથે લઇને નદીના ઘાટપર જઇ પહોંચી. ત્યાં જઇને તેઓ બન્ને સ્નાન કરવા લાગી. સ્નાન કરતાં કરતાં કેશવતીની નજર પેલી નૌકાપર રાખેલાં ચીનીનાં પૂતળાંપર જઈ પડી અને તે જોઇને તે બોલી ઊઠી કે:-"માસી, પેલું શું દેખાય છે વારુ ?"

કેશવતીના મુખમાંથી આવા શબ્દો નીકળતાંની સાથે જ તે માસી નામધારિણી દાસી કહેવા લાગી કે:-"કેશવતી! એ તો ચીનીનાં મનોહર પૂતળાં છે; જો તારે જોઇતાં હોય તો ચાલ આપણે તે નૌકાપર જઈને લઈ આવીએ."

કેશવતીએ પ્રથમ તો ત્યાં જવામાં આનાકાની કરવા માંડી, પરંતુ છેવટે દાસીના પ્રલોભનોથી લોભાઇને તે નૌકામાં જવામાટે સંમત થઈ. તેણે નૌકામાં પગ મૂકતાંની સાથે જ પેલી દાસીએ પોતાની આંગળીદ્વારા ત્રણ ટકોરા મારીને તથા કાંઇક સ્મરણ કરીને મંત્ર ઉચ્ચાર્યો:—

"હજલ કાષ્ઠની નૌકા છે ને મનઃપવનના દંડ ખરે;
તે ઘાટે લઈ ચાલ મને જ્યાં સહસ્રદલ જલસ્નાન કરે!"

આ પ્રમાણે મંત્ર પૂર્ણ થતાંની સાથે જ નૌકા વાયુવેગે ચાલવા લાગી. આ જોઇને કેશવતી ઘણી જ ગભરાઈ ગઈ અને પોતાપર આવેલી આપત્તિનો વિચાર કરતી કરતી નદીમાં ભૂસકો મારવાની ચેષ્ટા કરવા લાગી. પરંતુ રાક્ષસી દાસીએ તેને બરાબર પકડી રાખેલી હોવાથી તેમ કરવામાં તે નિષ્ફળ નીવડી અને તેથી તેણે રડવાનો આરંભ કરી દીધો.

ત્યારપછી જોતજોતાંમાં તે નૌકા, સહસ્રદલ જે ઘાટપર સ્નાન કરતો હતો તે ઘાટપર જ આવીને ઉભી રહી. કેશવતીને રાજમહાલયમાં લઈ જવાની સર્વ વ્યવસ્થા પ્રથમથી જ કરી રાખવામાં આવી હતી; એટલે નૌકાપરથી ઉતરતાંની સાથે જ તેને રાજમહાલયમાં લઈ જવામાં આવી. રાજમહાલયમાં ગયા પછી તેના કેશ અને અનુપમ રૂપને જોઇને સર્વ જનો દિગ્મૂઢ થયાં અને તેના તે મનોહર લાવણ્ય તથા કાન્તિયુક્ત સૌંદર્યની પ્રશંસા કરવા લાગ્યાં.

પરંતુ કેશવતીએ તે તરફ કાંઈ પણ લક્ષ આપ્યા વિના રડતાં રડતાં જણાવ્યું કે:-"તમે લોકો મારી વૃથા પ્રશંસા કરીને મને સતાવશો નહિ. મારું મન અત્યારે અતિશય વિહ્વળ થઈ ગયું છે, માટે મારી આગળથી બધાં ચાલ્યાં જાઓ. મારા પતિથી વિયુક્ત કરાવીને તમે લોકો મને અહીં શામાટે લઈ આવ્યા છો? પતિ વિના પત્નીની દશા શી થતી હશે, તેની કલ્પના પણ તમારા હૃદયમાં ઉદ્ભવી હોત, તો તમો આવું અન્યાયજન્ય કાર્ય કરવાને તત્પર થાત જ નહિ. પરંતુ હશે, હવે એ સર્વ ગત

વાર્તાનું સ્મરણ કરીને વ્યર્થ શોક કરવાનું પ્રયોજન નથી. હવે તો મારી માત્ર એ જ નમ્ર પ્રાર્થના છે કે, મને સત્વર અહીંથી મારા પતિદેવ પાસે મોકલી આપો." પરંતુ તે ભિખારીની વાર્તા કોણ સાંભળે ? છેવટે કેશવતી જ્યારે સમજી ગઈ કે, તે પોતે બન્દિની થએલી છે, ત્યારે રાજમહાલયમાં વસતી અન્યાન્ય સ્ત્રીઓને ઉદ્દેશીને કહેવા લાગી કે;–"મેં એક વ્રત લીધું છે અને તે વ્રત આજથી ૭ માસ પછી પૂરું થવાનું છે. એ ૭ માસના કાલાવધિમાં હું કોઈ પણ પુરુષનું મુખ જોઈ શકીશ નહિ અને એકાંતમાં જ મારું જીવન ગાળ્યા કરીશ. આ કારણથી મારા નિવાસમાટે કોઈ જૂદું મકાન કાઢી આપો, એટલે તેમાં રહીને હું મારું વ્રત પૂર્ણ થતાં સૂધી સુખેથી ઈશ્વરનું ભજન કરી શકું."

કેશવતીની ઇચ્છા પ્રમાણે તેને એક વિશાળ રાજમાર્ગમાં આવેલો એક સુંદર મહાલય સોંપવામાં આવ્યો. કેશવતી તે મહાલયમાં રહેવા ગયા પછી, એક બારીમાં બેસીને નિત્ય રડ્યા કરતી હતી.

હવે આ તરફ ચંપકદલે ઊંઘમાંથી ઊઠીને જોયું તો કેશવતી તથા તેની દાસી આદિ કોઈ દેખાયું નહિ. આવી સ્થિતિ જોઇને ચંપકદલ એકદમ નદીના ઘાટપર જઈ પહોંચ્યો, પરંતુ ત્યાં પણ તેમનો પત્તો મળ્યો નહિ. ત્યારે તેના મનમાં સંદેહ થયો કે, "અવશ્ય તે આગંતુક માસી જ તેને લઈ ગએલી હોવી જોઇએ. તેના વિના આ કામ કરવાની હિમ્મત બીજા કોઇથી પણ થઈ શકે જ નહિ. વળી કેશવતી મારામાં અતિ અનુરાગ રાખનારી છે, તેથી તે પણ મારો ત્યાગ કરીને અથવા મારી આજ્ઞા લીધા વિના સ્વેચ્છાનુસાર ચાલી જાય, એ વાર્તા પણ માની શકાય તેવી નથી. આ સર્વ બાબતોનો વિચાર કરતાં એમ જ જણાય છે કે, તે દુષ્ટા આગંતુક રમણી દગો કરીને જ કેશવતીને લઈ ગઈ હશે."

આ પ્રમાણે અનેક વિચારો આવતાં ચંપકદલ કેશવતીના શોકમાં ને શોકમાં જ ઉન્મત્ત બની ગયો અને ત્યાર પછી તેનો શોધ કરવામાટે દેશદેશમાં ભટકવા લાગ્યો. ભય અને ચિન્તાથી તેનું પ્રફુલ્લિત વદન સર્વથા કરમાઈ ગયું, તેના હૃદયની શાન્તિ લોપાઈ ગઈ અને મનની ધીરતા ચાલી ગઈ. આવી સ્થિતિમાં જ કેટલાક છ માસ વીતી જવા આવ્યા, પરંતુ તેમ છતાં પણ કેશવતીનો પત્તો મળ્યો નહિ. છેવટે ચંપકદલ કંટાળીને સહસ્રદલના શ્વસુરના રાજ્યમાં આવી પહોંચ્યો. હવે એક દિવસ એવું બન્યું કે, કેશવતી ત્યાં આગળ આવેલા જે ઘરમાં રહેતી હતી, તે માર્ગમાં ચાલતાં ચંપકદલે સાંભળ્યું કે, તે ઘરની એક બારીમાં બેસીને કોઇક સ્ત્રી રડી રહી છે. તેના રોદનનો ધ્વનિ સાંભળીને ચંપકદલ સ્તંભી ગયો, અને તેને જણાવા લાગ્યું કે, આ સ્વર જાણે મેં કોઇક સ્થળે

સાંભળ્યો છે અથવા તો મારી કોઈ પરિચિત વ્યક્તિનો જ તે સ્વર છે. તે કેટલીક વાર સુધી ઉભો ઉભો એક ચિત્તે તે રોદનધ્વનિ સાંભળવા લાગ્યો. અંતે તેનો નિશ્ચય થયો કે, તે રડનાર વ્યક્તિ તે અન્ય કોઈ જ નહિ, કિન્તુ તેની પોતાની પ્રિયતમા કેશવતી જ છે.

આ પ્રમાણે દઢ નિશ્ચય થયા પછી તે કેશવતીના ઉદ્ધારની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાનો સુયોગ શોધવા લાગ્યો. ત્યાર પછી તે દિવસે સાંઝે જ જ્યારે લોકોની ભીડ કાંઇક ઓછી થઈ, ત્યારે તે કેશવતીના ઘરની બારી પાસે આવીને અતિ મન્દ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—"પ્રિયતમા કેશવતી! હું તારો સ્વામી ચંપકદલ છું અને તને શોધવામાટે જ અહીં આવી લાગ્યો છું."

અચાનક આવી વાર્ત્તા સાંભળીને કેશવતી ચમકી ઉઠી! અને ત્યાર પછી પરસ્પર મંત્રણા કરીને તેમણે એવો નિશ્ચય કર્યો કે, પરમ દિવસે કેશવતીએ પોતાના વ્રતની પૂર્ણ આહુતિ કરવી અને તે સમયે ચંપકદલે બ્રાહ્મણનો વેશ ધારણ કરીને તે વ્રતની કથા કરવી અને પછીથી કેશવતીનો ઉદ્ધાર કરીને પુનઃ પોતાના હૃદય મંદિરની આરાધ્યાદેવી બનાવવી.

બીજે દિવસે રાજાએ એવા પ્રકારનો ઢંઢેરો પીટાવ્યો કે, "કેશવતીના વ્રતની વાર્ત્તા કહી સંભળાવે, એવો કોઈ પંડિત અને કુશળ બ્રાહ્મણ જોઇએ છે; માટે જે કોઈ બ્રાહ્મણને તે વાર્ત્તા કહેતાં આવડતી હોય તેણે રાજસભામાં જઇને રાજાને મળવું. આ વાર્ત્તા કહેનાર બ્રાહ્મણને ઘણું સારું ઇનામ આપવામાં આવશે અને તે સાથે જ રાજાના પુરોહિતના પદને પણ તે પ્રાપ્ત કરી શકશે."

તે રાજ્યમાં બ્રાહ્મણ તો અનેક હતા, પરંતુ કેશવતીના વ્રતની કથા શી છે, તે કોઈ પણ જાણતું નહોતું. શાસ્ત્રમાં અનેક વ્રતની કથાઓ આપેલી છે; પરંતુ કેશવતીના વ્રતની કથા તો કોઈ પણ સ્થળે મળી શકતી નહોતી! આ પ્રલોભનયુક્ત આજ્ઞા સાંભળીને અનેક બ્રાહ્મણો તે ઇનામ મેળવવાની આશાથી લલચાયા તો ખરા, પરંતુ કદાચિત્ રાજાનું અપમાન કરવાનો આરોપ મૂકાવાથી મૃત્યુયાત્રા કરવી પડે, એવા ભયથી કોઈ પણ બ્રાહ્મણ એ કથા કહેવાનું સાહસ કરી શક્યો નહિ. છેવટે ચંપકદલ, બ્રાહ્મણની પેઠે શરીરપર ભસ્મ ચોળીને, ગળામાં માળા પહેરીને તથા કપાળમાં ત્રિપુંડ તાણીને રાજા પાસે આવીને કહેવા લાગ્યો કેઃ—"મહારાજનો જય થાઓ! પ્રભો! હું કેશવતીની વાર્ત્તા કહેવાને તૈયાર છું."

ત્યાર પછી બીજે દિવસે કથા કહેવાનું એક સ્થાન નિયત કર-

વામાં આવ્યું. રાજા, મંત્રી, રાજ્યના જૂદા જૂદા અધિકારીઓ તથા ધનાઢ્ય નાગરિકો આદિ આવીને પોતપોતાના આસનપર બેસી ગયા. કેશવતી પણ થોડેક દૂર આવેલા એક પડદા પાછળ આવીને બેસી ગઈ. સર્વજનો પોતપોતાના આસનપર ગોઠવાઈ ગયા પછી રાજાની આજ્ઞા અનુસાર તે કૃત્રિમ અથવા વેશધારી બ્રાહ્મણે કેશવતીના વ્રતની કથાનો આરંભ કર્યો. "એક કુલીન બ્રાહ્મણ હતો." ત્યાંથી લઇને ઠેઠ એટલે સુધી તેણે વૃત્તાંત કહી સંભળાવ્યો કે તેણે પોતે પણ ખાસ વિશિષ્ટ કારણને લીધે જ આવો બ્રાહ્મણનો વેશ ધારણ કરીને કથા કહી સંભળાવવાનો આરંભ કર્યો છે.

કથા કહેતાં કહેતાં તે વચ્ચે વચ્ચે કેશવતીને ઉદ્દેશીને પૂછ્યા કરતો હતો કેઃ-"કેમ કેશવતી! હું જે કથા કહી સંભળાવું છું, તે બરાબર છે ને? જો મારા કહેવામાં કાંઈ ભૂલ આવી હોય, તો કહી દેજે."

કેશવતી પણ ધીમેથી તેના પ્રશ્નનું ઉત્તર આપતી કહ્યા કરતી હતી કેઃ-"હા, મહાશય! તમે અત્યાર સુધી કહી સંભળાવેલી સર્વ કથા અક્ષરશઃ સત્ય જ છે, તેમાં કાંઈ પણ ભૂલ પડી નથી, માટે તમારી કથાને આગળ ચલાવો."

ત્યાર પછી જ્યારે તેણે પેલી રાક્ષસી દાસીની કથા કહી સંભળાવી ત્યારે તે દાસીનું મુખ ઊતરી ગયું અને તેના હૃદયમાં મૃત્યુવશ થવાની આશંકા ઉદ્ભવવા લાગી. તેણે વિચાર્યું કેઃ-"આ બ્રાહ્મણ તો સહસ્રદલનો ભાઈ ચંપકદલ હોય તેમ જણાય છે. મેં એને રાજમહાલયમાંથી વિના વાંકે કઢાવી મૂક્યો હતો, તેનો બદલો લેવામાટે જ એ તૈયાર થયેલો જણાય છે! બસ, હવે મારા દિવસ ભરાઈ ચૂક્યા છે! ખરેખર મારા કરેલા પાપનો બદલો મને આજે મળી જ જવાનો."

ત્યાર પછી જ્યારે સહસ્રદલના સંબંધમાં તે બ્રાહ્મણે સર્વ કથા કહી સંભળાવી ત્યારે તેણે પણ એમ જ કહ્યું કેઃ-"હા! મારા સંબંધમાં આ બ્રાહ્મણે જે કાંઈ કથા કહી સંભળાવી છે, તે યથાર્થ જ છે. તેણે કહેલી કથામાં એક અક્ષર પણ અસત્ય અથવા કલ્પિત નથી."

છેવટે જ્યારે ચંપકદલે કેશવતીના વ્રતની કથા સંપૂર્ણ કહી સંભળાવી, ત્યારે સહસ્રદલે તેને આલિંગન આપીને કહ્યું કેઃ-"મહાશય! તમે મારા ભાઈ ચંપકદલ વિના બીજા કોઈ જ નથી. મારા પ્રમાદથી જ તમારે અહીંથી ચાલ્યા જવું પડ્યું છે અને આવાં આવાં ભયંકર દુઃખો વેઠવાં પડ્યાં છે; માટે હવે મને મારા આ અપરાધની ક્ષમા આપો અને મારી સાથે આ મહાલયમાં હળી મળીને રહો, એવી મારી યાચના છે."

રાજા તો દાસીની વાર્તા સાંભળીને ઘણો જ કોપાયો અને તરત જ

તેણે રાજમહાલય સમક્ષ એક મોટી ગર્તા ખોદાવીને, તે ગર્તામાં કાંટા ભરાવી તે રાક્ષસી દાસીને દટાવી દીધી. ત્યાર પછી સહસદલ અને રાજકન્યા, તથા ચંપકદલ અને કેશવતી આદિ સર્વ સાથે હળી મળીને પોતાના ગૃહસંસારને સુખપૂર્વક ચલાવવા લાગ્યાં.

## હજામ અને ભૂત

એક હજામ હતો અને તેને એક કજીઆળી સ્ત્રી હતી. હજામની સ્થિતિ જોઇએ તેવી સારી નહોતી. તે સામાન્ય રીતે રોજગાર કરીને જે કાંઈ મેળવતો તેવડે પોતાનું ગુજરાન ઘણીજ મુસ્કેલીથી ચલાવતો હતો. પરંતુ એવી સાધારણ સ્થિતિ હજામની સ્ત્રીને પસંદ પડતી નહોતી. તે રોજ રોજ હજામની સાથે ઝગડા કર્યાં કરતી અને કહેતી કેઃ–"તમારા ઘરમાં આવવાથી મને કોઈ પણ પ્રકારનું સુખ મળી શકતું નથી; પેટ ભરીને પૂરું ખાવાનું પણ મળતું નથી અને સારાં સારાં કપડાં પણ પહેરવા મળતાં નથી. સધવા સ્ત્રીઓ આવા દિવસ વીતાડતી ક્યાંય મારા જોવામાં આવી નથી. ભ્રતે ભાયડે બાયડી દુઃખી થાય અને ભૂખે મરી જાય, એના જેવી અન્યાયભરી વાર્તા બીજી કઈ કહી શકાય! બળ્યું તમારું ઘર અને બળ્યા તમારા દીદાર, હું તો તમારાથી અને તમારા આ ઘરથી હવે તો છેક જ કંટાળી ગઈ છું. તમે તો આળસમાં ને આળસમાં પડ્યા રહો છો અને મારા સુખનો કાંઈ વિચાર કરતા જ નથી. જો હવે તમે મને મારી જરૂરની ચીજો નહિ લાવી આપો, તો પછી મારાથી તમારા આ ઘરમાં રહી શકાશે નહિ. હું આ તમને છેલ્લે છેલ્લું કહી દઉં છું."

હજામ હમેશાં આ પ્રકારની વાર્તા સાંભળ્યા કરતો હતો; પરંતુ તે સાંભળીને તે કાંઇ પણ બોલતો નહિ. કેટલાક દિવસો સુધી આ પ્રમાણે ચાલ્યા પછી, હજામથી પોતાની પત્નીનાં મેણાં ન સહી શકાવાથી તે બોલ્યો કેઃ–"અરે ઓ કજીઆળી કુલટા! તું રોજ રોજ આવાં વચનો કહીને મને શામાટે સંતાપે છે! ભગવાન્ જે કાંઈ અન્ન પાણી આપે, તેનાથી જ સંતોષ માનીને ગુજરાન ચલાવી લેવું, એના જેવું બીજું કોઈ પણ સુખ આ સંસારમાં નથી, માટે તારા આ કજીઆળા સ્વભાવને જરા શાન્ત કર અને ભગવાનનું સ્મરણ કર. ભલો ભગવાન્ સહુનું ભલું જ કરે છે. જો હવે તું રોજ ને રોજ મને આ પ્રમાણે સતાવ્યા કરીશ, તો છેવટે હું કંટાળીને આ ઘર છોડીને ગમે તે સ્થળે ચાલ્યો જઇશ. અને જો હું ચાલ્યો જઇશ તો પછી, તારે આનાથી પણ વધારે દુઃખી થવું પડશે."

હજામની સ્ત્રીનો મિજાજ તે દિવસે બરાબર ઠેકાણે નહોતો; તેથી

તેણે હજામની વાર્તા સાંભળીને એક ઝાડૂ હાથમાં લઇને તેની પીઠપર તેના પ્રહારો કર્યાં અને પછી રડવા કકળવાનો ઢોંગ કરીને ભયંકર બૂમરાણ મચાવી દીધું.

હજામે જોયું કે, આમાં તેની સ્ત્રીનો કાંઇ જ દોષ નથી, કિન્તુ તેના પોતાના દુર્ભાગ્યનો જ દોષ છે. આજથી તેની અવનતિનો આરંભ થઈ ચૂકયો છે. આ પ્રમાણે વિચાર કરીને તે દારુણ દુઃખિતાથી ઘેરાયલા મનવડે પોતાના ઘરનો ત્યાગ કરીને કોઈ પણ અન્ય સ્થળે જવામાટે બહાર નીકળી પડ્યો. ચાલતાં ચાલતાં તે જ્યારે એક જંગલમાં આવી પહોંચ્યો તે વેળાયે સંધ્યા થઈ ચૂકી હતી. ચાલવાના પથશ્રમથી અતિ થાકી જવાને લીધે તે હજામ તે જંગલમાંના એક વૃક્ષતળે વિશ્રાંતિ લેવા લાગ્યો. તે બેઠો બેઠો પોતાના દુઃખના વિચારો કરી રહ્યો હતો, એવામાં રાત્રિ લગભગ એક પ્રહર વીતી ગઈ! હવે ત્યાં એવું બન્યું કે, હજામ જે વૃક્ષતળે બેઠો હતો તે વૃક્ષમાં એક પ્રેત રહેતો હતો. તે પ્રેત હજામને જોઇને સ્વગત કહેવા લાગ્યો કેઃ-"આજે તો ઘણી જ મજા આવી છે. આજે મારે ભૂખે મરવું પડશે નહિ અથવા બીજા કોઈ શિકારને શોધવાનો પરિશ્રમ વેઠવો પડશે નહિ. આ આગંતુક હજામનો ભક્ષ કરવાથી જ મારી ક્ષુધા તૃપ્ત થઈ જશે અને શાંતિથી આરામ ભોગવવાનો સમય મળશે. તાલ તો ઠીક બેસતો આવ્યો છે."

આ પ્રમાણે વિચાર કર્યાં પછી તે પ્રેત હજામના મુખ સમક્ષ આવીને બોલ્યો કેઃ-"અલ્યા એ હજામ, આજે હું તને મારીને તારું તાજું માંસ ખાવા ધારું છું; માટે મરવાને તૈયાર થઈ જા." ભૂતની ભીષણ મૂર્ત્તિ જોઇને હજામ ભયથી કંપવા લાગ્યો એ ખરું; પરંતુ તેમ છતાં પણ તેની બુદ્ધિનો સર્વથા લોપ થયો નહોતો. એટલે પોતાની હજામતનાં સાધનોની કોથળીમાંથી એક આરીસો કાઢીને ભૂતના મોઢા આગળ ધર્યો અને પછીથી ભૂતને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કેઃ-"અરે ઓ અધમ! તું મારી સાથે પણ આવી ચાલાકી ખેલવાને તયાર થઈ ગયો છે, એની તને જરાય શર્મ નથી આવતી? જો બીજીવાર કદાપિ આવી બદમાશી કરીશ, તો આ ઝોળીમાં પૂરી દઈશ. જોતો નથી કે, આમાં કેટલાં બધાં પ્રેતો પૂરાઈ ગયાં છે! જા અધમ, પિશાચ, મારી આગળથી એકદમ તારી આ બેડોળ મૂર્ત્તિને લઇને ચાલતો થા! તું કેવો ગમાર છે, કેટલો બધો મૂર્ખ છે! જા જલદી ચાલ્યો જા."

તે પ્રેત હજામે બતાવેલા આરીસામાં પોતાના પ્રતિબિંબને જોઇને, કોઈ બીજો ભૂત પોતાની હત્યા કરવામાટે તૈયાર થઈ રહ્યો છે, એમ ધારીને અતિ ભયભીત થઈ ગયો અને વિચારવા લાગ્યો કેઃ-"આ માણસ

આવો તે કેવો બળવાન્ છે કે, પોતાની કોથળીમાં મારા જેવા અનેક ભૂતોને પૂરી રાખ્યા છે! ગમે તેમ હોય, પરંતુ એણે કોઈ પણ પ્રકારની વિદ્યાને સિદ્ધ કરેલી હોવી જોઇએ, નહિ તો એનાથી આવું કાર્ય થઈ શકે જ નહિ. ખરેખર આ કોઈ વિચિત્ર પુરુષ છે, માટે એની સાથે વિશેષ વિવાદ કરવાથી પરિણામ સારું આવવાની સંભાવના નથી."

તેને નમ્ર થયેલો જોઇને હજામ ઉશ્કેરાઈ ગયો અને વિશેષ ભય બતાવવાના ઉદ્દેશથી કહેવા લાગ્યો કે:–"અરે ઓ અધમ પ્રેત! હજી તો મને તારાપર દયા આવે છે; નહિ તો જો હું ધારું તો આ ટાણે જ તારું મૃત્યુ ઉપજાવી શકું તેમ છું. મારી આ કોથળીમાં મેં તારા જેવા સેંકડો ભૂતોને પૂરી રાખ્યા છે, તે સર્વને જો છોડી મૂકું તો આ ક્ષણે જ તેઓ તને મારીને ખાઈ જાય તેમ છે. તું મને ખાઈ જવાની આશાથી અહીં આવ્યો તે પહેલાં જ મારી કોથળીમાં છુપાવેલા ભૂત પ્રેતોની ક્ષુધાનું નિવારણ કરવામાટે તારો શિકાર કરવાના ઉદ્દેશથી જ હું અત્રે આવ્યો છું. બોલ, કહે જોઇએ કે, હવે તારે મરવામાં શી વાર છે! તું કહે તો હું હમણાં જ મારી કોથળીમાંના ભૂખ્યા થયેલા ભૂતોને છોડી મૂકું, એટલે તેઓ તારો શિકાર કરીને તને ખાઈ જાય!"

હજામની આવી દમબાજ વાર્તા સાંભળીને ભૂત તો અજાયબીમાં જ પડી ગયો અને કેટલીક વાર સુધી છેક દિગ્મૂઢ જેવો જ બની ગયો. ત્યાર પછી તે કાલાવાલા કરતો કરગરીને બોલ્યો કે:–"ભાઈ! હવેથી હું આવો અપરાધ કદાપિ કરીશ નહિ. માટે કૃપા કરીને મને એકવાર ક્ષમા આપો. જો કે મેં આપની આગળ આવીને બદમાશી કરવામાં એક મોટી ભૂલ કરી છે, પરતુ હવેથી તેવી ભૂલ નહિ થાય, એવી ખાસ પ્રતિજ્ઞા કરું છું. એક વાર મારો ગુન્હો માફ કરો, મારાપર દયા કરો. જો તમે મને તમારા ભૂતોના ખોરાક બનાવી દ્યો, તો તમને ભૂંડા સોગન છે કૃપા કરીને મારાપર કોપાયમાન ન થાઓ."

હજામ તો આથી અત્યંત ફૂલી ગયો અને ગર્વ સહિત કહેવા લાગ્યો કે:–"તારા જેવા એક ભયંકર બદમાશને માફી આપવી એ સર્વથા અયોગ્ય છે. આજે મારી ઇચ્છા તને મારી નાખવાની જ છે; માટે મરવાને તૈયાર થઈ જા. હું હમણાં જ મારાં આ ભૂત પ્રેતોને બહાર કાઢું છું અને તારો શિકાર કરાવું છું. તું ભારે નિમકહરામ છે, તેથી તને ક્ષમા આપવી તે પણ એક ભયંકર પાપ છે."

હજામનાં આવાં ભયસૂચક વાક્યો સાંભળીને તે પ્રેત તેના પગમાં પડીને બોલવા લાગ્યો કે:–"તમને ભૂંડા સોગન છે, આ વખતે મને ક્ષમા આપો. હવેથી આપ જેમ કહેશો તેમ કરીશ!"

હજામ બોલ્યો:–"સારું, તને હું એક શર્તે છોડવા માગું છું; પણ તે શર્ત તારાથી કબૂલ રખાશે ખરી કે!"

"મહાશય! એવી તે શી શર્ત છે, કે જે મારાથી ન કબૂલ કરી શકાય! આપ જે શર્ત કહેશો, તે પ્રમાણે હું વર્ત્તીશ. કહો જોઇએ કે આપની તે શર્ત શી છે વારુ? મારે એવું તે શું મહાભારત કાર્ય કરી આપવાનું છે?"

"જો તું એકસો સોનામોહોરો મને લાવી આપીશ અને મારા ઘરના આંગણામાં અનાજની એક મોટી કોઠી ભરીને મૂકી આવીશ, તો હું તને તરત જ છોડી મૂકીશ. તારાથી આ શર્ત કબૂલ કરાશે ખરી કે?"

ભૂતે ઉત્તર આપ્યું:–"જી હા; ઘણી જ ખુશીથી હું આપની એ શર્ત પૂર્ણ કરી આપીશ. આપે એ વિષયમાં હવે કોઈ પણ પ્રકારની ચિન્તા કરવી નહિ. હું આ ક્ષણે જ આપની તે શર્ત પ્રમાણે વર્તવાને તૈયાર છું. જો આપ આજ્ઞા આપો તો હમણાં જ આપે કહેલી સોના-મોહોરો લઈ આવું."

હજામ બોલ્યો કે:–"જા ત્યારે જલદી લઈ આવ. જો તારા આવવામાં વિલંબ થશે, તો તરત જ હું મારાં ભૂતોને રવાના કરી દઇશ, એટલે તેઓ આવીને તને ખાઈ જશે."

આ સાંભળીને ભૂતે કહ્યું કે:–"ના, મહાશય, મારા આવવામાં લેશ પણ વિલંબ લાગશે નહિ, હું હમણાં જ પાછો આપની સેવામાં હાજર થઈ જઇશ."

"ઠીક, ત્યારે જલદી આવ" હજામે કહ્યું. આ પ્રમાણે હજામની આજ્ઞા મળતાંની સાથે તે ભૂત ત્યાંથી ક્યાંક અદૃશ્ય થઈ ગયો અને થોડી વારમાં સોનામોહોરની એક કોથળી લઇને આવી પહોંચ્યો. હજામે તે કોથળી છોડીને તેમાંની મોહોરો ગણી જોઈ, તો તેની સંખ્યા બરાબર એકસોની જ થઈ ચૂકી.

આ જોઇને ભૂત અથવા પ્રેત બોલ્યો કે:–"કેમ ભાઈ આપને આપણી શર્ત મુજબ એકસો મોહોરો તો મળી ચૂકીને? હવે આપ આપના ગૃહ તરફ જવાને વિદાય થાઓ. કાલે સવારમાં જ ઊઠીને આપ જોશો તો આપના કહ્યા પ્રમાણે આપના ઘરના આંગણામાંથી અનાજની ભરેલી કોઠી મળી આવશે. આપ આ વિષયમાં લેશ પણ સંદેહ લાવશો નહિ, હું મારી શર્ત પ્રમાણે વર્તવામાં કદાપિ પાછી પાની કરુ તેવો નથી, એ ચોક્કસ જાણજો."

હજામે કહ્યું કે:–"ઠીક છે, તારા કહેવા પ્રમાણે જો કાલે સવારમાં મારે ત્યાં અનાજની કોઠી તૈયાર નહિ, હોય તો પછી તારા યોગ્ય સમા-

ભીંવ થવા લાગ્યો. "વહૂ આટલી બધી ત્વરાથી જે કાંઈ કામકાજ ક છે, તે કામકાજ એક સાધારણ માણસથી થઈ શકવું સર્વથા અશક છે. મુખમાંથી હજી આજ્ઞા થતાં ન થતાં તો ચીંધેલું કામ સમાપ્ત કર નાખે છે!" મનમાં આમ બોલીને તેની સાસૂએ ઘણા ઘણા વિચારે કરી જોયા, તથા તેના સંબંધમાં બરાબર તપાસ કરવા માંડી, પરં તેનાથી કાંઈ પણ સમજી શકાયું નહિ.

ત્યાર પછી એક દિવસ એવું બન્યું કે, સાસૂ ઘરમાં કાંઈ કામકાજ કરતી હતી અને વહૂ બહારના વરંડામાં બેઠી બેઠી ભરતગુંથણનું કામ કરી રહી હતી. એવામાં સાસૂ અંદરથી બોલી કેઃ–"વહૂ બેટા! રસોડામ પથ્થરનો એક વાડકો છે, તે જરા લાવી આપો તો."

આ સાંભળીને વહૂએ "આપું છું;" એમ કહીને તે પોતે જ્ય બેઠી હતી ત્યાંથી હાથ લાંબો કરીને તે પથ્થરનો વાડકો લાવીને સાસૂન હાથમાં આપી દીધો. સાસૂ તો વહૂની આવી વિલક્ષણ શક્તિને જોઇને છેક અવાક્ બની ગઈ. તેણે દરવાજાના કાંકામાંથી વહૂનો લાંબો હાથ જોયો હતો તેથી ભયને લીધે તેનું હૃદય થરથર કમ્પવા લાગ્યું. તેણે વિચાર્યું કે, તેની વહૂ અવશ્ય કોઈ ડાકિની અથવા ચુડેલ હોવી જોઇએ; કારણ કે, નહિ તો આવાં અદ્ભુત કામો બીજા કોઇથી કરી શકાય જ નહિ.

આ સર્વ બનાવ બની ગયા પછી, જ્યારે તેનો દીકરો બહારથી ઘેર આવ્યો ત્યારે તે વૃદ્ધા તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ–"બેટા! તારી સ્ત્રી કોઈ માયાવિની રાક્ષસી અથવા પિશાચિકા હોય એમ જણાય છે; કારણ કે, એનાં પ્રત્યેક કાર્યને જોઇને હું તો દિગ્મૂઢ જ થઈ ગઈ છું. ઘરનું કામકાજ કરવામાં પણ તે જેટલી ઉતાવળ કરે છે, તેટલી ઉતાવળ એક સાધારણ મનુષ્યથી થઈ શકે, એ સર્વથા અસંભવિત છે, મને એનાપર પૂરતો શક આવે છે, માટે જેમ બને તેમ આપણે એના ભેદનો સત્વર પત્તો મેળવવો જોઇએ. આપણે હવે જો નિશ્ચિતતાથી બેસી રહીશું તો કદાચિત્ એ રાક્ષસીના પંજામાં સપડાઇને માર્યા જઇશું; માટે તું એને પૂછી જોજે કે, એ કોણ છે અને શા ઉદ્દેશથી આપણા ઘરમાં આવીને રહી છે?" આમ કહીને તેણે પથ્થરના વાડકાનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો.

માતાની આવી વાર્તા સાંભળીને તે બ્રાહ્મણે કહ્યું કેઃ–"માતા! તમો જરા શાંત થાઓ. જો આ પ્રમાણે કોલાહલ મચાવશો તો પછી એનો પત્તો મેળવવાનું કામ ઘણું જ મુશ્કેલ થઈ પડશે. બે ચાર દિવસ સુધી મને એની ચાલચલગત જોવા દ્યો, એટલે હું એના સંબંધની સઘળી બાતમી મેળવી લઇશ. જ્યારે મને એની બાતમી મળી જશે, ત્યારે એને શી રીતે કાબૂમાં લેવી આદિ સર્વ બાબતોનો વિચાર કરીશું. હાલ તરત

તો આપ ચુપકીદીથી જે કાંઈ થાય, તે સર્વ શાંત મનથી જોયા કરો. બે ચાર દિવસમાં હું બધો ભેદ ફોડી નાખીશ."

કેટલાક દિવસ સુધી શાન્ત રહ્યા પછી એક દિવસએ સાસૂ વહૂને ઉદ્દેશીને કહ્યું કેઃ-"વહૂ દીકરા! આજે મારું શરીર બરાબર સારું ન હોવાથી તમે પોતે જ રસોઈ કરો અને ચૂલો ચેતાવવામાટે આ ઘોપાલ દેને ઘેરથી દેવતા લઈ આવો. આજે મારા દીકરાની જરા વ્હેલા જમવાની ઇચ્છા થઈ છે, માટે રસોઈ જેમ બને તેમ જલદી થાય એવી વ્યવસ્થા કરજો."

વહૂ "સારું એમ જ કરીશ;" એમ કહીને રસોડામાં પેઠી. ત્યાર પછી સાસૂએ રસોડામાં જઇને જોયું તો ત્યાં રસોઈ કરવાનાં અથવા તો ચૂલો ચેતાવવાનાં કાંઈ પણ ચિહ્ન જણાયાં નહિ. આમ જોઇને તે વિચારવા લાગી કેઃ-"વહૂ ક્યારે દેવતા લાવશે, ક્યારે ચૂલો ચેતાવશે અને ક્યારે રસોઈ તૈયાર કરશે? હજી સુધી રસોઈ કરવાનાં કાંઈ લક્ષણો તો દેખાતાં જ નથી. આજે અવશ્ય રસોઇમાં વિલંબ જ થવાનો." આ પ્રમાણે વિચાર કરીને તે રસોડામાંથી બ્હાર ચાલી આવી અને આમ તેમ ફરવા લાગી.

વળી થોડીકવાર પછી રસોડા આગળ આવીને તે જોવા લાગી કે, વહૂએ રાંધવાની શરુઆત કરી છે કે નહિ; પરંતુ આ વખતે તો તે વહૂના કામને જોઇને છેક ગાંડી જ બની ગઈ. જે વખતે તે રસોડા પાસે આવી તે વખતે વહૂ ચૂલામાં પોતાના બન્ને પગ મૂકીને બેઠી હતી અને તેના પગમાંથી ભડભડતો અગ્નિ સળગી રહ્યો હતો. તે અગ્નિથી દાળ, ભાત, શાક અને રોટલી આદિ સર્વ રસોઈ ચડી રહી હતી. આ અદ્દ્ભુત તથા અમાનુષ્ય કાર્યને જોઇને તે ડોશી તો ચમકી ગઈ અને પોતાના પુત્રને પણ તે વિચિત્ર લીલા જોવામાટે એકદમ બોલાવી લાવી. તેનો પુત્ર પણ આ સર્વ ભયાનક કાંડ જોઇને દિગ્મૂઢ બની ગયો.

કેટલીક વાર સુધી તેઓ વિચારશૂન્ય અવસ્થામાં જ ઉભાં રહ્યાં. પછી તે બ્રાહ્મણના મનમાં એક યુક્તિ સૂઝી આવી, એટલે તે એક મન્ત્રતંત્ર વિદ્યા જાણનાર ભૂવાને ત્યાં ગયો. ભૂવાએ આવીને તેનો સર્વ વૃત્તાંત સાંભળી લીધા પછી કહ્યું કેઃ-"એક સોપારી તથા થોડીક હળદર મને લાવી આપો એટલે હું તમારા ઘરમાં જે ભૂત ભરાયું છે, તેને તરત જ બ્હાર કાઢી મૂકીશ. તમારે ગભરાવાનું કાંઈ કારણ નથી, હું હમણાં જ એ ભૂતને કાઢી મૂકું છું. પણ મેં જેટલાં કહ્યાં તેટલાં સાધનો સત્વર લાવી આપો એટલે હું મારા પ્રયત્ન કરવા માંડું."

ત્યાર પછી બ્રાહ્મણે ભૂવાએ માગેલાં સાધનો લાવી આપ્યાં એટલે તે ભૂવાએ પ્રથમ તો સોપારીના સરખા ચાર ટુકડા કરી નાખ્યા

અને પછી પેલી હળદર સળગાવીને વહૂના નાક આગળ ધરી દીધી આમ કરવાનું કારણ માત્ર એટલું જ હતું કે, ભૂત, પ્રેત અથવા ચુડેલ આદિના નાક આગળ સળગાવેલી હળદર ધરવાથી તેનાથી તેનો ગંધ સહી શકાતો નથી. એટલે નાક આગળ સળગાવેલી હળદર ધરતાંની સાથે જ ચુડેલ ગભરાઈ ગઈ અને ઘરમાંથી ન્હાસી જવાની ચેષ્ટા કરવા લાગી.

એ જોઇને પેલા ભૂવાએ તેનો ચોટલો પકડી લઈને પગથી તે માથા સૂધીના ભાગપર તડાતડ જોડાનો માર મારવા માંડ્યો. ત્યાર પછી કાંઇક મંત્ર પઢીને બોલ્યો કેઃ—"બોલ, તું કોણ છે? અને આ ઘરમા શામાટે આવી છે?"

ચુડેલે જવાબ આપ્યો કેઃ—"અરે છોડી દે, મને જલદી છોડી દે!"

ભૂવાએ કહ્યું કેઃ—"પ્રથમ મારા પ્રશ્નનું ઉત્તર મળ્યા વિના હું તને છોડવાનો નથી; માટે કહી દે કે, તું કોણ છે અને અહીં શા કારણથી આવી છે?"

નિરુપાય થઇને ચુડેલે પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને તરત જ પેલા વૃક્ષના થડના પોલાણમાંથી બ્રાહ્મણ ચુડેલે છુપાવેલી પોતાની પત્નીને લઈ આવ્યો. બધાયે જોયું કે, પ્રથમ પત્ની તો છેક સૂકાઈ ગઈ હતી, મડદા જેવી થઈ ગઈ હતી અને મરવાની અણીપર આવી લાગી હતી. ત્યાર પછી ભૂવો પુનઃ પેલી ચુડેલના શરીરપર જોડાનો પ્રહાર કરવા લાગ્યો. તે જોઇને ચુડેલ બોલી કેઃ—"અરે ભાઈ મને મારે છે શામાટે? મેં તારો શો અપરાધ કર્યો છે? ભલા માણસ! એક અબળાપર આવો અત્યાચાર કરતાં તને જરા પણ શર્મ નથી આવતી? તારા હૃદયમાં દયા છે જ નહિ કે શું?"

ચુડેલની વાતો સાંભળીને ભૂવાએ કહ્યું કેઃ—"અરે ઓ નીચ રાક્ષસી અને ચોટ્ટી ચુડેલ! તેં આ બ્રાહ્મણની ઓપર આવો અત્યાચાર શામાટે કર્યો હતો વારુ? શું તે વખતે તારા હૈયામાં દયા નહોતી આવી કે, તેં અત્યાચારની આવી પરિસીમા કરી બતાવી? આજે હું તને માર્યા વિના છોડનાર નથી. બ્રાહ્મણના વેરની વસૂલાત કર્યા વિના રહેવાનો નથી."

ચુડેલે અતિ ભયભીત થઇને કહ્યું કેઃ—"ભાઈ! હવે મારા એ અપરાધની ક્ષમા આપો; હું હવેથી આવું કાર્ય કદાપિ નહિ જ કરું."

ભૂવાએ કહ્યું કેઃ—"પ્રથમ તું મારી સાથે એક શર્ત કરવાનું કબૂલ કરે તો જ હું તને છોડી શકીશ. મારી તે શર્ત તારાથી માન્ય રાખી શકાશે ખરી કે? જો પાછળથી તું તે શર્ત પ્રમાણે નહિ વર્તે, તો પુનઃ મારા મંત્રબળથી તને બોલાવીશ અને પાછી આવી જ ફજેતી કરીશ."

ચુડેલે ઉત્તર આપ્યું કે:–"આપની શર્ત શી છે વારુ? જાઓ, હું તે શર્ત પ્રમાણે વર્તવાને બંધાઉં છું અને ભવિષ્યમાં કદાપિ આવું કાર્ય ન કરવાની પ્રતિજ્ઞા કરું છું."

ભૂવાએ કહ્યું કે:–"સાંભળ ત્યારે પ્રથમ તો તું તારા આ પોશાકને બદલી નાખ અને આ ઘરમાંથી તથા પાસેના વૃક્ષમાંથી સદાને માટે નીકળી જવાની પ્રતિજ્ઞા કર એટલે હું તને હમણાં જ મુક્ત કરી દઇશ. પરંતુ તે સાથે તારે આ બ્રાહ્મણપર હવે પછી અત્યાચાર ન કરવાની પ્રતિજ્ઞા કરવી પડશે."

ચુડેલ બોલી કે:–"હું તમારી આ સર્વ શર્તોને કબૂલ રાખું છું અને હવે પછી આ બ્રાહ્મણપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ન કરવાની પ્રતિજ્ઞા કરું છું. હું આ બ્રાહ્મણીને હવે મુક્ત કરું છું અને બ્રાહ્મણના ઘર સ્હામે કદાપિ દૃષ્ટિ પણ ન કરવી, એવી દૃઢ પ્રતિજ્ઞા લઉં છું. માટે હવે મને સત્વર મુક્ત કરો."

ચુડેલના કાલાવાલા સાંભળીને ભૂવાએ તેને મુક્ત કરી દીધી. ત્યાર પછી બ્રાહ્મણ, તેની માતા તથા તેની પત્ની આદિ સર્વ સુખપૂર્વક પોતાનું જીવન વીતાડવા લાગ્યાં.

---

## કુમાર ભાલચન્દ્ર

એક રાજા હતો અને તેને ૭ રાણીઓ હતી; પરંતુ તે છયે રાણીઓમાંથી કોઇને પેટે એક પણ સંતાન થયું નહોતું. એ જોઇને રાજાએ અનેક અનુષ્ઠાન અને યજ્ઞ આદિ કરાવ્યા તથા રાણીઓને અનેક પ્રકારનાં ઔષધો ખવડાવ્યાં, પરંતુ કોઈ પણ ઉપાયે તેઓ ગર્ભવતી થઈ નહિ. આથી રાજાના મનમાં ઘણુ જ દુઃખ થયું અને તેથી ચિન્તામાં જ તે પોતાના દિવસો ગાળવા લાગ્યો. તેણે સંતાન-પ્રાપ્તિના અનેક યત્નો કર્યા, પરંતુ સર્વ નિષ્ફળ થવાથી અને પરિણામ શૂન્યમાં જ આવવાથી રાજા અત્યંત હતાશ થઈ ગયો અને દુઃખપૂર્ણ ચિત્તથી રાજ્યનો કાર્યભાર ચલાવવા લાગ્યો.

રાત્રિ દિવસ સંતાનપ્રાપ્તિની આશામાં જ રહેવાથી, તેનું ચિત્ત અસ્વસ્થ થઈ ગયું અને રાજ્યના અન્યાન્ય કાર્યોમાંથી તેનું મન સર્વથા ઊઠી ગયું. એવામાં એક દિવસ એવું બન્યું કે, રાજાના દરબારમાં એક મહા તેજસ્વી સંન્યાસી આવી લાગ્યો. એ સંન્યાસી મંત્રતંત્રવિદ્યામાં અત્યંત કુશળ હોવાથી તેમ જ જ્યોતિર્વિદ્યામાં પારંગત ગણાતો હોવાથી રાજાએ તેને ઉદ્દેશીને કહ્યુ કે:–"મહાત્મા આપના પ્રતાપે હું પ્રત્યેક પ્રકારે સુખી છું, રાજ્યની સત્તા, મહાલયના વૈભવ વિલાસ અને મહિષીઓનો

અપૂર્વ અનુરાગ આદિ સર્વ સુખોથી હું મંડિત થયેલો છું; પરંતુ દુર્ભાગ્ય યોગે મને એક પણ સંતાન ન હોવાથી મારૂં ચિત્ત નિત્ય શોકાતુર રહ્યા કરે છે. રાજ્યના ભાવિ ઉત્તરાધિકારીનો અભાવ મારા મનમાં સાલ્યા કરે છે. મહાત્મન્! આ સંસારનાં સર્વ સુખોથી સંતાનપ્રાપ્તિનું સુખ અધિક ઉત્તમ અને વાંચ્છનીય ગણાય છે, તે જ સુખથી હું વંચિત રહ્યો છું, એનો વિચાર આવતાં મારું હૃદય વ્યાકુલ થઈ જાય છે અને હૃદયમાં નિરંતર ખેદનો જ આવિર્ભાવ થયા કરે છે! તો કૃપા કરીને આપ મારા એ દુઃખનું તથા રાણીઓના વંધ્યત્વનું નિવારણ કરીને એકાદ સંતાનની પ્રાપ્તિ થાય એવો ઉપાય બતાવો. મેં સાંભળ્યું છે કે, આપનો આશીર્વાદ કદાપિ વૃથા થતો નથી અને આપની વિદ્યાનો પ્રભાવ અતુલનીય હોવાથી આપ ઇચ્છાનુસાર કાર્ય કરી શકવાને સમર્થ છો, તો મારાપર પણ આટલી કૃપા કરો!"

આ સાંભળીને સંન્યાસી મહારાજ બોલ્યા કેઃ-"રાજન્! આપ આમ અનુતાપ ન કરો; ઈશ્વર કૃપાથી આપની વાંચ્છના ફળીભૂત થશે જ. પરંતુ આપની આ છયે રાણીઓમાંની એક પણ રાણીના ઉદરથી સંતાનપ્રાપ્તિ થવાની કાંઈ પણ સંભાવના નથી; કારણ કે, તેમના ગ્રહો જ એવા વાંકા છે, માટે આપ બીજી એક સુલક્ષણા કન્યા સાથે લગ્ન કરો એટલે તે રાણીના ઉદરથી એક સુંદર સંતાનનો જન્મ થશે અને આપના હૃદયની સર્વ વેદના દૂર થશે."

આ પ્રમાણે આશીર્વાદ આપીને સંન્યાસી રાજસભામાંથી ચાલ્યો ગયો. રાજાએ તત્કાળ કોઈ એક સૌન્દર્યશાલિની કન્યાનો શોધ કરવામાટે ચારે બાજૂએ પોતાના અનુચરોને પાઠવી દીધા અને પોતે પણ ગુપ્ત વેશ ધારણ કરીને કન્યાને શોધવા લાગ્યો.

તે રાજાની રાજધાનીના એક વિભાગમાં, ગામમાંથી તથા સીમમાંથી છાણ એકઠું કરીને, તેનાં છાણાં થાપીને, તે છાણાં સૂકવીને વેચનારી એક વૃદ્ધા રહેતી હતી. તે વૃદ્ધા છાણાં વેચીને જ પોતાનું ગુજરાન ચલાવતી હતી. તેની એક અત્યંત રૂપવતી સુંદરી કન્યા હતી. તે કન્યા એટલી બધી સુંદર હતી કે, તેને જોનાર મનુષ્યના મનમાં એવો જ ભ્રમ થયા કરતો હતો કે, તે મૃત્યુલોકની સાધારણ માનિની નહિ, કિન્તુ સ્વર્ગની કોઈ અતિ લાવણ્યમયી અપ્સરા જ છે. ખરેખર તે કન્યા અતિ સૌન્દર્યશાલિની અને મનોહરા હતી. તે જેવી રૂપમાં અતુલનીયા હતી તેવી જ ગુણમાં પણ અવર્ણનીયા હતી. તેનો સ્વભાવ અતિ સરલ અને શાન્ત હતો. તે કન્યાનો, રાજાના મંત્રીની કન્યા સાથે, સોદાગરની કન્યા સાથે અને રાજગુરુની કન્યા સાથે સખીસંબંધ હતો. તેઓ સર્વ

નિત્ય એક બીજાની મુલાકાત લીધા વિના રહી શકતી નહોતી. તે ચારે કન્યાઓ લગભગ સમાન વયની હતી અને પરસ્પર અપૂર્વ અનુરાગ ધરાવતી હતી.

એક દિવસ રાત્રે તે ચારે કન્યાઓ એકઠી મળીને પેલી છાણા-વાળી વૃદ્ધાની ઝૂપડીમાં બેસીને વાર્તાલાપ કરી રહી હતી. વાર્તાલાપ થતાં થતાં તેમના લગનના વિષયની જ વાર્તા થવા લાગી. મંત્રીની કન્યા સર્વથી પ્રથમ કહેવા લાગી કેઃ-"જુઓ બહેન, મારી વાર્તા સાંભળો. મારી સાથે જે પુરુષ પરણશે તે અત્યંત સુખી થશે અને તેને જીવન પર્યંત કોઈ પણ પ્રકારનું દુઃખ ભોગવવું પડશે નહિ. તેને મારે માટે તથા પોતાને માટે વિશેષ વસ્ત્રાદિ વસ્તુઓ ખરીદવી પડશે નહિ. હું જે વસ્ત્ર એકવાર મારા શરીરપર પહેરું છું, તે વસ્ત્ર કદાપિ ફાટતું નથી અને મેલું પણ થતું નથી. આથી મારી સાથે લગ્ન કરનાર પુરુષને વસ્ત્રનો ખર્ચ કરવાની ચિંતા વેઠવી પડશે નહિ."

ત્યારપછી સોદાગરની કન્યા કહેવા લાગી કેઃ-"મારો સ્વામી પણ તમારા સ્વામી કરતાં વિશેષ સુખી થશે. મારે ઘેર રસોઈ કરવામાટે વિશેષ કાષ્ઠ અથવા બળતણ ખરીદવું પડશે નહિ. હું જે બળતણથી રાંધું છું, તે બળતણ બળીને કદાપિ રાખ થઈ જતું નથી. સર્વદા તે તેવી ને તેવી જ સ્થિતિમાં રહે છે અને નિરંતર ઉપયોગમાં આવી શકે છે. આથી મારા સ્વામીને રસોઈ કરવાનાં કાષ્ઠ અથવા બળતણનો બિલકુલ ખર્ચ થશે નહિ."

સોદાગરની કન્યાની વાર્તા પૂરી થઈ એટલે રાજગુરુની કન્યા બોલી કેઃ-"મારી સાથે જે પુરુષ લગ્ન કરશે તેને પણ કોઈ પણ પ્રકારનું કષ્ટ ભોગવવું પડશે નહિ. મારો હાથ એટલો બધો યશસ્વી છે કે, હું એક દિવસ જો ભાત, દાળ, શાક, માછલી આદિ રાંધી રાખું, તો પછી તે કદાપિ બગડતું નથી તેમ જ હજારો માણસ જમવા આવે, છતાં તે ભાત, દાળ, શાક, માંસ આદિ સર્વ વસ્તુઓ ખૂટતી નથી, પરંતુ તે સર્વનાં વાસણો એમનાં એમ ભરપૂર જ રહે છે. આથી મારા સ્વામીને અન્ન આદિ વસ્તુઓનો બિલકુલ ખર્ચ કરવો પડશે નહિ તેમ જ તેના ગૃહની કીર્તિ સર્વત્ર વિસ્તરી જવામાં લેશ માત્ર પણ વિલંબ લાગશે નહિ."

જ્યારે ત્રણે કન્યાઓ પોતપોતાનો વૃત્તાંત સંભળાવી રહી, ત્યારે છેવટે પેલી છાણા વેચનારી વૃદ્ધાની કન્યા પોતાની હકીકત કહેવા લાગી કેઃ-"મારી સાથે લગ્ન કરનાર પુરુષ પણ મહા સુખી થશે અને તેના હૃદયની સર્વ ચિન્તા દૂર થશે. મારા ઉદરથી બે સંતાનો-એક પુત્ર અને એક પુત્રી-નો જન્મ થશે. પુત્રના ભાલપ્રદેશમાં ચંદ્રમા આવી વસશે

અને હાથની હથેળીમાં નક્ષત્રો વિદ્યમાન રહેશે. જે કન્યા થશે તે અનુપમ સૌન્દર્યવતી અને સંસારના લોકો તેને માનવી નહિ, પરંતુ સ્વર્ગભૂમિની અપ્સરા તરીકે જ ઓળખશે. આવાં સંતાનો પ્રાપ્ત થવાથી મારા પતિના આનંદનો અવધિ થશે અને તે સર્વ પ્રકારનાં સુખો તથા વૈભવોને મેળવવાના ભાગ્યનો અધિકારી થઈ શકશે."

આ સર્વ વાર્તાઓ રાજાએ તે વૃદ્ધાની ઝૂપડીના પાછળના ભાગમાં છુપાઇને સાંભળી લીધી હતી. એથી તેણે મનમાં ને મનમાં જ વિચાર્યું કે:–"મારે ત્યાં અન્ન, વસ્ત્ર, અથવા કાષ્ઠ આદિનો અભાવ નથી; માટે એ વસ્તુઓને અપાવી શકે એવી સુંદરીઓ સાથે લગ્ન કરવાની કાંઈ પણ આવશ્યકતા નથી. મારા અંતઃપુરમાં અત્યારે જ ૭ રાણીઓ તો વિદ્યમાન છે, તો પછી આવી બીજી ત્રણ વંધ્યાઓને લઈ જઇને શું કરું ? મારે તો માત્ર એક સંતાનની જ ખોટ છે અને તેના માટે જ આટલાં ફાંફાં મારવાં પડે છે, માટે આ પુત્ર તથા પુત્રીને પ્રાપ્ત કરાવનારી છાણાં વેચનારી વૃદ્ધાની કન્યા સાથે જ લગ્ન કરવાં ઉચિત અને આવશ્યકીય છે. એ કન્યા ગરીબ હોવા છતાં પણ જોવામાં અતિ સુંદરી છે અને એનો સ્વભાવ પણ ઘણો જ નમ્ર છે; માટે ગમે તે ઉપાયે મારે આ મનોહર કન્યા સાથે જ લગ્ન કરવાં જોઇએ."

આ પ્રમાણે વિચાર કરીને રાજા તે દિવસ તો ત્યાંથી ચાલ્યો ગયો; પરંતુ બીજે દિવસે રાજાએ તે છાણાં વેચનારી વૃદ્ધાને બોલાવી લાવવા માટે એક અનુચરને મોકલ્યો. અનુચરે તે વૃદ્ધાને ત્યાં જઇને તેને કહ્યું કે:–"અરે ઓ બુઢ્ઢી, ચાલ તને રાજા બોલાવે છે."

"રાજા બોલાવે છે," એવા શબ્દો સાંભળતાંની સાથે જ તે વૃદ્ધાનું મુખ કરમાઈ ગયું. તેણે વિચાર્યું કે:–"અવશ્ય આજે મારાથી રાજાનો કાંઇક અપરાધ થયો હોય એમ જણાય છે, અને એટલામાટે જ આમ દોડતો માણસ મોકલીને મને રાજદરબારમાં બોલાવી મંગાવી છે. અરરર હવે શું થશે ? રાજાની કઠોર આજ્ઞા થતાંની સાથે જ મારે મરણવશ થવું પડશે અને તેમ થશે, તો પછીથી મારી આ કન્યાની રક્ષા કોણ કરશે ! પણ મેં રાજાનો શો અપરાધ કર્યો હશે ! મારાથી એવો તે શો ભયંકર ગુન્હો બની ગયો હશે કે, તેમણે અત્યારે મને ભર્યા દરબારમાં બોલાવી મંગાવી છે ! પ્રભો ! તું આ આપત્તિમાંથી મારી રક્ષા કરજે અને મારી આ કન્યાપર દયા લાવીને મારા પ્રાણ જતા અટકાવજે."

આ પ્રમાણે વિચાર કરીને તે વૃદ્ધા ભયથી કમ્પતી કમ્પતી રાજાના અનુચર સાથે ચાલી નીકળી. કેટલીક વાર પછી તેઓ બન્ને રાજાના મહાલય આગળ આવી પહોંચ્યાં એટલે પેલો અનુચર તે વૃદ્ધાને રાજાના

એકાંતાલયમાં લઈ ગયો. એ જોઇને વૃદ્ધાના મનમાં ઘણુંજ આશ્ચર્ય થયું અને તે થરથર કમ્પવા લાગી.

રાજાએ તેને ઉદ્દેશીને કહ્યું કેઃ–"અરે આ વૃદ્ધા બાઈ! તમે આમ ગભરાઓ છો શામાટે! તમારે ભય રાખવાનું કાંઈ પ્રયોજન જ નથી. હું જે કહું છું તે જરા લક્ષ્યપૂર્વક સાંભળી રહો અને પછીથી વિચાર કરીને સત્વર તેનું યોગ્ય ઉત્તર આપી દ્યો. મારી ઇચ્છા તમારી રૂપવતી કન્યાને મારા મહાલયની મહારાણી બનાવવાની છે તથા તમારી તે ક્ષુદ્ર ઝૂપડીમાંથી અહીં લાવીને મારા અંતઃપુરની નિવાસિની કરવાની છે. તેના જેવી રૂપવતી લલનાને માટે તો રાજમહાલય જ જોઇએ, સાધારણ ઝૂપડી તેના માટે સર્વથા અયોગ્ય છે. માટે કહો જોઇએ કે, તમે મારી આ ઇચ્છાને તૃપ્ત કરવામાટેની અનુમતિ આપો છો, કે ચોખ્ખે ચોખ્ખી ના પાડવા ધારો છો? જો મારી આકાંક્ષા પૂર્ણ કરશો, તો તમારુ કલ્યાણ કરવામાં હું કશી ન્યૂનતા રાખીશ નહિ; માટે તમારો અભિપ્રાય સ્પષ્ટ દર્શાવી દ્યો."

રાજાની આવી વાતો સાંભળીને વૃદ્ધા સર્વથા દિગ્મૂઢ થઈ ગઈ અને તે વાતોમાં અવિશ્વાસ કરવા લાગી. ત્યાર પછી રાજાએ જ્યારે તેને પોતાનો સર્વ વૃત્તાંત સંભળાવીને સમજાવી દીધી, ત્યારે તેને વિશ્વાસ બેઠો કે, રાજા અવશ્ય તેની કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખે છે. આ પ્રમાણે ખાત્રી થવાથી તેણે રાજાને ઉદ્દેશીને કહ્યુ કેઃ–"મહારાજ! મારાં એવાં અહોભાગ્ય ક્યાંથી હોય કે જેથી મારા જેવી કંગાલ અને દરિદ્ર વૃદ્ધાની કન્યા સાથે આપના જેવા ભાગ્યવાન્ પુરુષનાં લગ્ન થઈ શકે! જો આપની એવી જ શ્રદ્ધા હોય કે, મારી કન્યા સાથે લગ્ન કરવાથી આપને સંતાનપ્રાપ્તિ થઈ શકશે તો હું ઘણી જ ખુશીની સાથે મારી કન્યા સાથે આપનાં લગ્ન કરાવી આપવાને તૈયાર છું. આપ હવે નિશ્ચિત થાઓ, હું આજે ને આજે જ મારી કન્યાને આ સર્વ વૃત્તાંત જણાવી દઉં છુ."

રાજાએ કહ્યું કે –"વૃદ્ધા! તમારી વાતો સાંભળીને હું અત્યંત પ્રસન્ન થયો છુ. તમારા રાજાની આકાંક્ષાને તૃપ્ત કરવામાટે તથા રાજ્યના ભાવિ ઉત્તરાધિકારિની પ્રાપ્તિમાટે તમે જે ઉત્તમ ઉદારતા દર્શાવી છે તેમાટે હું તમને ધન્યવાદ આપુ છું. હવે તમારે જવુ હોય તો ભલે જાઓ અને મેં કહેલી સર્વ બાબતનો બંદોબસ્ત કરવાની તૈયારી કરો."

વૃદ્ધા આ સાંભળીને પુલકિત થતી અને હર્ષથી ફુલાતી ફૂલાતી પોતાના ગૃહ પ્રતિ જવાને વિદાય થઈ.

ધીમે ધીમે રાજ્યનાં નાનાં મોટાં સર્વ માણસોના જાણવામાં આવી ગયું કે, રાજા છાણું વેચનારી એક કંગાલ અને અતિ દરિદ્ર વૃદ્ધાની કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખે છે. એ જોઇને તે બધાએ વિચાર્યું કેઃ–"રાજાની બુદ્ધિ અવશ્ય ભ્રમિષ્ટ થઈ ગઈ છે અને તેથી જ આવી કંગાલ કામિનીના રૂપમાં મુગ્ધ થઇને તેને રાજરાણી બનાવવા ધારે છે. ખરેખર આ સ્થળે રાજાનો ભયંકર પ્રમાદ થાય છે, રાજ પદવીની મહત્તાનું સર્વથા અપમાન કરાય છે."

રાજાની છયે રાણીઓએ મળીને તેને ઘણુંયે સમજાવીને કહ્યું કેઃ–"મહારાજ! જે કન્યા અમારી દાસી થવાને પણ સર્વથા અયોગ્ય છે, તેને આપ આ મહાલયની માનવંતી મહારાણી બનાવવા ધારો છો! માર્ગની એક ભીખારણને અંતઃપુરની અધિવાસિનીનું પદ સોંપવા માગો છો! મહારાજ! આ કાર્ય અનુચિત થાય છે, રાજ્યના માનની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે. આ કાર્ય ન થાય તો વધારે સારું!"

પરંતુ રાજાએ કોઇના પણ કહેવા તરફ કાંઈ પણ લક્ષ્ય આપ્યું નહિ. ત્યાર પછી જ્યોતિષીએ આવીને લગ્નના દિવસનો નિશ્ચય કર્યો. આ પ્રમાણે નિશ્ચિત થયેલા દિવસે બધી તૈયારી થયા પછી રાજાએ તે છાણાં વેચનારી વૃદ્ધાની કન્યા સાથે લગ્ન કર્યાં. તે કન્યાના સ્વભાવનો પૂર્વે જ પરિચય અપાયલો હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

લગ્ન થયા પછી તે કન્યાની સાથે કેટલાક દિવસ સુધી રાજાએ અપૂર્વ આનંદનો ઉપભોગ કર્યો. રાજા તેના ગુણોને જોઇને આશ્ચર્યમુગ્ધ થયો. ત્યાર પછી જોતજોતામાં લગ્ન થયાંને ત્રણ ચાર વર્ષ વીતી ગયાં, એટલે રાજા જાણી શક્યો કે, તેની નવીન રાણી ગર્ભવતી થઈ છે અને તેથી સંતાનપ્રાપ્તિની સંપૂર્ણ સંભાવના છે.

આ સમયે કેટલાક દિવસને માટે રાજાને વિદેશમાં જવાની જરૂર પડી. તે વખતે રાજાએ એક સોનાની ઘંટડી તે રાણીના હાથમાં આપીને કહ્યું કેઃ–"રાજેશ્વરી! કેટલાંક અગત્યનાં કારણસર મારે પરદેશમાં જવું પડે છે; માટે તું લેશ માત્ર પણ ગભરાતી નહિ. હું તને આ ઘંટડી આપતો જાઉં છું, તે ઘંટડી જ્યારે તને પ્રસવની વેદના થાય ત્યારે વગાડજે, એટલે એ ઘંટડીનો અવાજ થતાંની સાથે જ હું જ્યાં હઇશ, ત્યાં જાણી શકીશ કે, તેં સંતાનને જન્મ આપ્યો છે. એ વાર્તા જાણતાંની સાથે જ હું ગમે તે ઉપાયે તારી પાસે આવી પહોંચીશ. પરંતુ આ ઘંટડી ઘણી જ સાવચેતીથી સાચવી રાખજે અને આ છયે રાણીઓથી ચેતીને ચાલતી રહેજે. શરીરને સંભાળજે અને સર્વની સાથે સ્નેહ તથા સંપથી વર્તજે."

આ પ્રમાણે ઉપદેશ આપીને રાજા પરદેશમાં ચાલ્યો ગયો અને નવીન રાણી પોતાના એકાંત આલયમાં જ રહેવા લાગી.

હવે બીજી બાજૂએ એવું બન્યું કે, રાજાએ જ્યારે નવીન રાણીના હાથમાં ઘંટડી આપતી વખતે જે ઉપદેશ આપ્યો હતો, તે વખતે પેલી છયે રાણીઓએ છુપાઇને તે સર્વ વાર્ત્તા સાંભળી લીધી હતી. એથી તેમણે નાની રાણીનું કાસળ કાઢી નાખવાનો વિચાર કરીને એક દિવસ નાની રાણીના આવાસમાં આવીને પૂછ્યું કેઃ—"બ્હેન! આવી સુંદર સોનાની ઘંટડી તમને કોણે આપી? આ ઘંટડી શા ઉપયોગમાં આવે છે? એને આટલી બધી સાવચેતીથી તમે શામાટે સાચવી રાખો છો? એમાં શો ભેદ સમાયલો છે વારુ!"

નાની રાણીના હૃદયમાં કપટનો અંશ પણ ન હોવાથી તેણે સરલતાપૂર્વક પોતાની સપત્નીઓની વાર્તા એકાગ્રચિત્તથી સાંભળી લીધી અને પછીથી ઘંટડીના રહસ્યનો સર્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો.

એ સાંભળીને તેની છયે સપત્નીઓ કહેવા લાગી કેઃ—"બ્હેન! તું કેવી મૂર્ખ છે! રાજાએ તારી સાથે છેતરપિંડી કરી છે, એ વાર્ત્તા તું હજી સૂધી જાણી શકી નથી એ જોઇને અમને અત્યન્ત આશ્ચર્ય થાય છે. ઘંટડીનો અવાજ થવાથી રાજા જ્યાં હોય ત્યાંથી તારી પાસે આવી શકે, એ વાર્તા કોઈ પણ પ્રકારે માની શકાય ખરી કે? ઘંટડીનો અવાજ કરવાથી રાજા તારી પાસે હાજર થાય, એ વાર્તા સર્વથા અસંભવિત જ છે, અને તેમ છતાં જો તારે ખાત્રી કરવી હોય, તો એકવાર એ ઘંટડી વગાડી જો. આમ કરવાથી તું જાણી શકીશ, કે રાજાએ તારી સાથે કેવો પ્રપંચ ખેલ્યો છે અને તને છેતરવામાટે કેવી કુટિલ યુક્તિ રચી છે."

પોતાની સપત્નીઓના મુખની આવી વાર્તા સાંભળીને નાની રાણી બોલી કેઃ—"બ્હેનો! આમ કહેવામાં તમારી ભૂલ થાય છે, રાજાના વચનમાં વૃથા સંદેહનું આરોપણ થાય છે. રાજા મારી સાથે છેતરપિંડી કરે, એ વાર્તા સર્વથા અશક્ય છે. તમને તમારા પતિદેવપર આક્ષેપ કરતાં લજ્જા કેમ નથી આવતી?"

છયે સપત્ની રાણીઓ કહેવા લાગી કેઃ—"જો તારી એવી માન્યતા હોય, તો એકવાર તારી ઘટડી વગાડી જો એટલે બધી ખાત્રી થઈ જશે. રાજા વિશે જે સંદેહ અમો કરીએ છીએ, તેની સત્યતાનો તને સંપૂર્ણ અનુભવ મળી શકશે. રાજાને પોતાને પરદેશમાં જવાનું હોવાથી તને આ પ્રમાણે સમજાવવાના ઇરાદાથી જ આ ઘંટડી આપેલી છે, એ

ઘંટડી કાંઈ રાજાને તારી પાસે હાજર કરી દે, તેમ નથી જ. અમારી આ સર્વ વાર્તાઓની તને શંકા આવતી હોય, તો અમારા કહેવા પ્રમાણે એકવાર આ સોનાની ઘંટડી વગાડી જો અને પછી જો કે રાજા તારી પાસે આવે છે કે કેમ?"

સપત્નીઓના આવો આગ્રહ જોઇને બિચારી ભોળી નાની રાણીએ તરત જ પેલી સોનાની ઘંટડી વગાડી, એટલે તેનો અવાજ તે જ વખતે રાજાના કાનમાં જઇને અથડાયો. રાજા ત્યાં ઘણા જ દૂરના દેશમાં ગયેલો હતો, પરંતુ ઘંટડીના અવાજને ત્યાં સુધી પહોંચી જવામાં કશોય પ્રત્યવાય નડ્યો નહિ. તેણે ઘંટડીનો અવાજ સાંભળતાંની સાથે જ વિચાર્યું કે: "નાની રાણીને પ્રસવવેદના થવા લાગી હશે અને તેથી જ આ પ્રમાણે ઘંટડીનો અવાજ કરીને તેણે મને બોલાવ્યો હશે. નાની રાણી વિનાકારણ ઘંટડી વગાડીને મને પોતાની પાસે બોલાવે, એ સર્વથા અસંભવિત જ છે."

આ પ્રમાણે વિચાર કરીને તે પરદેશમાંથી વિદાય થયો અને અલ્પસમયમાં નાની રાણીના અન્તઃપુરમાં આવી લાગ્યો. તેણે ત્યાં આવીને જોયું તો રાણી અન્તઃપુરમાં આમ તેમ ફર્યા કરતી હતી. એ જોઇને તે આશ્ચર્યચકિત થયો અને નાની રાણીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"હે નવીન રાજરાણી! તમારી પ્રસવવેદનાનાં કાંઈ ચિહ્ન તો જણાતાં નથી; તો પછી તમે ઘંટડી વગાડીને મને અહીં શામાટે બોલાવ્યો, મારા પરદેશમાં કરવાનાં અનેક કાર્યોમાં પ્રત્યવાય કેમ કર્યો? શું મહાલયમાં તમારાપર કોઈ પ્રકારનું સંકટ આવ્યું હતું, કે જેથી તમે આ પ્રમાણે મને અહીં બોલાવી મંગાવ્યો? જે કાંઈ બીના બની હોય તે સત્વર કહી સંભળાવો અને મારા આતુર મનને શાન્ત કરો. સત્ય સત્ય જે વાર્તા બની હોય, તે જ કહી સંભળાવજો, અસત્યનો એક અક્ષર પણ ન ઉચ્ચારશો."

નાની રાણીએ ઉત્તર આપ્યું કે:—"મહારાજ! આપની કૃપાથી આ મહાલયમાં મને કોઈ પણ પ્રકારનું કષ્ટ થતું જ નથી, તેમ જ હજી પ્રસવકાળ પણ છેક સમીપ આવી લાગ્યો નથી. પરંતુ આપે જે ઘંટડી આપી છે, તેનો અવાજ સાંભળીને આપ આવી શકો છો કે કેમ, તેની પરીક્ષા કરવાના ઉદ્દેશથી જ મેં આ ઘંટડી વગાડી હતી. પણ જ્યારે ઘંટડીનો અવાજ સાંભળીને આપ મારી પાસે આવી પહોંચ્યા છો, ત્યારે હવે મારા હૃદયમાં ત્રુપાયલી સર્વ શંકાઓનું નિવારણ થઈ ચૂક્યું છે અને ઘંટડીની અદ્ભુત શક્તિમાં મારી શ્રદ્ધા બેસી ગઈ છે. નવીન રાણીએ રાજાને આ વાર્તા જણાવતી વેળાએ બીજી ૭ રાણી-

એના આગ્રહથી જ ઘંટડી વગાડી હતી, એ વાતને પોતાના મનમાં જ દબાવી રાખી હતી, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે."

એ સાંભળીને રાજા બોલ્યો કે:–"રાજરાણી! હવે સાવધ રહેજો અને વિનાકારણ આ પ્રમાણે ઘંટડી વગાડશો નહિ. જ્યારે તમને પ્રસવ-સમયની વેદના થવા માંડે, ત્યારે જ આ ઘંટડી વગાડજો, એટલે હું પુનઃ જ્યાં હોઇશ, ત્યાંથી તમારી પાસે આવી પહોંચીશ. પરંતુ હવે જો કોઈ પણ પ્રકારના કારણ વગર ઘંટડી વગાડશો, તો પછી તમને યોગ્ય શિક્ષા આપીશ."

આ પ્રમાણે ઉપદેશ આપીને તથા નવીન રાણીને અન્યાન્ય રાણીઓથી સાવધ રહેવાની સૂચના આપીને પુનઃ રાજા પરદેશમાં ચાલ્યો ગયો.

ઉપર્યુક્ત બનાવ બન્યા પછી લગભગ એક માસ પછી પુનઃ પેલી છએ રાણીઓ નવીન રાણી પાસે આવીને કહેવા લાગી કે:–"બહેન! તારી ઘંટડીમાં તો અવશ્ય કાંઇક જાદૂ સમાયલો હોય તેમ જણાય છે; પરંતુ હજી અમારો એમાં પૂર્ણ વિશ્વાસ બેસતો નથી, માટે ફરી વાર ઘંટડી વગાડીને જો કે, તેથી રાજા તારી પાસે આવે છે કે નહિ. પ્રથમ જ્યારે ઘંટડી વગાડી, ત્યારે રાજા બહુ જ પાસેના દેશમાં હોવાથી તેનો અવાજ સાંભળીને અહીં આવી શકયા હતા; પરંતુ અત્યારે ઘણા જ દૂર દેશા-વરમાં ચાલ્યા ગયેલા હોવાથી, એનો અવાજ સાંભળી શકશે નહિ. તેમ છતાં પણ જો તને અમારા બોલવાપર વિશ્વાસ ન આવતો હોય તો, એકવાર એ ઘંટડી વગાડીને ખાત્રી કરી જો, કે તેથી રાજા તે દૂર દેશાવરમાંથી તારી પાસે આવી શકે છે કે કેમ!"

નવીન રાણી એકવાર તેમની પ્રતારણાથી છેતરાયલી હોવાથી બીજીવાર ઘંટડી વગાડવામાટે આનાકાની કરવા લાગી તથા રાજાનો ઠપકો મળશે એવો વિચાર કરીને ચોખ્ખે ચોખ્ખી ના પાડવા લાગી. એ જોઇને બીજી રાણીઓ તેને અનેક ઉપાલંભો આપીને ઘંટડી વગાડવાનો ઉપદેશ આપવા લાગી. છેવટે જ્યારે તેમનો ઘણો જ આગ્રહ જોયો ત્યારે તેણે પુનઃ ઘંટડી વગાડી.

ઘંટડીનો અવાજ સંભળાતાંની સાથે જ રાજા નવીન રાણી પાસે આવી પહોંચ્યો અને જોયું તો નાની રાણી એક સુંદર પલંગપર બેસીને એક દાસી સાથે વાર્તાલાપ કરી રહી હતી. હજી તેને પ્રસવ થયો હોય, એવાં કોઈ પણ ચિન્હો જણાતાં નહોતાં. એ જોઇને રાજા નાની રાણીપર કોપાયમાન થઇને કહેવા લાગ્યો કે:–"અરે ઓ મૂર્ખ રાણી! તને સમ-યની કાંઈ કીમત છે ખરી કે નહિ! વારંવાર ઘંટડી વગાડીને નાહક

મારા કાર્યમાં શામાટે બાધા નાખ્યા કરે છે? તને મેં પ્રથમથી જ જણાવી દીધું હતું કે, કોઈ પણ પ્રકારના કારણ વગર ઘંટડી વગાડીશ નહિ, છતાં પણ તેં આજે બીજી વાર ઘંટડી વગાડીને મને અહીં શામાટે બોલાવ્યો છે! તારી આવી મૂર્ખતાને જોઇને મને ઘણો જ ખેદ થાય છે. આ સમયે હું તારા અપરાધની ક્ષમા આપું છું, પરંતુ તે સાથે એટલું પણ કહેતો જાઉં છું કે, હવે જ્યારે તને ખરેખરી પ્રસવવેદના થશે અને તું હજારોવાર ઘંટડી વગાડ્યા કરીશ, તો પણ હું મારું કાર્ય અધૂરું મૂકીને દૂર દેશમાંથી તારી સંભાળ લેવામાટે આવીશ નહિ, તેમ જ તારી ગમે તેવી સ્થિતિ થાય તેની જરા પણ ચિંતા રાખીશ નહિ. મનુષ્યની ભૂલની પણ અમુક મર્યાદા હોય છે, અને તે મર્યાદાનું આજે તેં સર્વથા ઉલ્લંઘન કર્યું છે, તેથી હું હવે તારાપર અતિશય અપ્રસન્ન થયો છું."

આમ કહીને રાજા ત્યાંથી ચાલ્યો ગયો. રાજાને ક્રોધિષ્ટ થયેલો જોવા છતાં નવીન રાણીએ, પોતાની સપત્નીઓની મંત્રણાથી જ એ કાર્ય કર્યું હતું, એ ભેદ રાજાને જણાવ્યો નહિ.

કેટલાક દિવસો શાન્તિમાં વીતી ગયા પછી એક દિવસે નાની રાણીને પ્રસવસમયની વેદના થવા લાગી અને તેથી તેણે વારંવાર પેલી ઘંટડી વગાડવા માંડી. રાજા તે ઘટડીનો અવાજ સાંભળી શક્યો ખરો, પરંતુ આ વખતે તે નાની રાણીની પાસે આવ્યો નહિ. એ જોઇને પેલી છયે સપત્ની રાણીઓ ઘણી જ પ્રસન્ન થઈ અને દાસીની સાથે મળીને તેમણે નાની રાણીના ઉદરથી જે સંતાન જન્મે, તેનું પરિવર્તન કરવાની ગોઠવણ કરી લીધી.

કેટલીકવાર પછી નાની રાણીએ એક સુંદર પુત્ર અને એક સુંદરી કન્યાને જન્મ આપ્યો. પુત્રના લલાટમાં ઇન્દુ અને હાથમાં તારા ચળકી રહ્યા હતા. તેનું રૂપ અતુલનીય અને અવર્ણનીય હતું. તેમ જ કન્યા પણ પરમ રૂપવતી અને ઇન્દ્રના વિલાસભવનની અપ્સરાને પણ સૌંદર્યની સ્પર્ધામાં પરાજિત કરે તેવી હતી. પ્રસવકાળની પીડાથી નાની રાણી મૂર્ચ્છિત થઈ ગઈ હતી, તેથી પોતાના પેટે શું સંતાન જન્મ્યું, તેનું તેને ભાન પણ રહ્યું નહિ.

બીજી છ રાણીઓ નાની રાણીના પ્રસવ સમયે, તેની પાસે પણ ગઈ નહોતી. તેમણે તો પ્રથમથી જ દાસીને રિશ્વત્ આપીને વશ કરી લીધી હતી, એટલે તેણે નાની રાણી મૂર્ચ્છિત થવાની સાથે જ તેના ઉદરથી જન્મેલાં બન્ને બાળકોને સેરવી લીધાં અને તેની જગ્યાએ બીજાં બે કૂતરીનાં બચ્ચાં લાવીને નાની રાણીની ગોદમાં મૂકી દીધાં તથા પોતે કાંઈ જાણતી જ ન હોય, તેવો ડોળ કરીને, નાની રાણીને સાવધ કરવાની ચેષ્ટા કરવા લાગી.

ત્યાર પછી જ્યારે નાની રાણીની મૂર્ચ્છા ભાંગી ગઈ અને તે સહજ સાવધ થઈ, એટલે પેલી છયે રાણીઓએ તેની પાસે આવીને પેલાં કૂતરીનાં બચ્ચાં બતાવીને કહ્યું કે:-"બ્હેન! તમે આ બે કૂતરાંને જન્મ આપ્યો છે, એ જોઇને અમને ઘણો જ ખેદ થાય છે. અમે તો એમ જ જાણતી હતી કે, તમારા પેટે કોઈ સારા રાજકુમારનો જન્મ થશે અને આ રાજ્યના ઉત્તરાધિકારીની ખોટ પૂરાશે. પરંતુ વિધાતાને તે વાર્તા ઉચિત નહિ લાગી હોય, તેથી જ આવાં નિર્માલ્ય કૂતરાંનો જન્મ તમારા જેવી રાજરાણીના ઉદરથી થયો છે. આપણાં ભાગ્ય મંદ હોય તેમ જણાય છે; નહિ તો આવો ઉત્પાત થાય ખરો કે! વિધાતાએ વળી કોણ જાણે શું કરવા ધાર્યું હશે! હાય! હાય!! જ્યારે રાજા સાંભળશે કે તમોએ કૂતરાંને જન્મ આપ્યો છે, ત્યારે રાજાના હૃદયમાં કેવું દુઃખ થશે અને શત્રુઓ કેવા આનંદિત થશે! પરમાત્માએ આવો ગજબ શામાટે કર્યો હશે!"

નાની રાણી તો પોતાની સપત્નીઓની આવી વાર્તા સાંભળીને તથા પોતાના ઉદરથી જન્મેલાં કૂતરાંને જોઇને ઘણી જ રડવા લાગી. બીજી બાજૂએ પેલી છયે રાણીઓએ દાસીને સમજાવી દીધી કે:-"ગમે તે યત્ન કરીને તું આ નવીન રાણીનાં બન્ને સંતાનોનો ઘાત કરી નાખજે અને એ વાર્તા કોઇના પણ જાણવામાં ન આવે, એની ખાસ સંભાળ રાખજે. તારા આ અથાગ પરિશ્રમના બદલામાં અમે તને યોગ્ય દ્રવ્ય અને અલંકાર આદિ આપવામાં જરા પણ કચાશ રાખીશું નહિ. આ કાર્ય સમાપ્ત થતાંની સાથે જ તને તારું ઇનામ મળી જશે."

આ સાંભળીને દાસીએ કહ્યું કે:-"મારી માનવંતી મહારાણીઓ, આપની આજ્ઞાનું પાલન કરવામાં તથા બતાવેલું કાર્ય કરી આપવામાં આપની આ દાસી લેશ માત્ર પણ ગફલત કરવાની નથી. પરંતુ આ સંતાનોનો ઘાત શી રીતે કરવો કે, જેથી આપણું કાર્ય ફળીભૂત થાય અને વાર્તાનો ભેદ પણ દબાઈ જાય? આનો કાંઇક માર્ગ તમારે જ બતાવવો પડશે, એટલે તે પ્રમાણે સર્વ કાર્ય કરવાનો આ દાસી બનતો યત્ન કરશે અને આપની ધારણાને પાર પાડશે."

રાણીઓએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે:-"દાસી! એ વિષયમાં તું અમારા સર્વના કરતાં વિશેષ બુદ્ધિમતી અને ચાલાક છે, એટલે તને જેમ રુચે તેમ કરીને એ ઘાટ ઘડી નાખજે."

"જેવી આપ મહિષીઓની આજ્ઞા" કહીને દાસી ત્યાંથી બીજા ખંડમાં ચાલી ગઈ અને પછી અંધકારમય રાત્રે તે નાની રાણીના પુત્ર તથા પુત્રીને મારી નાખવામાટે મહાલયમાંથી બહાર નીકળી પડી, તથા તે બન્ને બાળ-

કોને એક ગાંસડીમાં બાંધીને પોતાની સાથે જ લેતી ગઈ. ચાલતાં ચાલતાં તે વિચારવા લાગી કે:-"હવે મારે આ બાળકોની શી વ્યવસ્થા કરવી! એમને મરણવશ કરતાં મારા હૃદયમાં દયાનો સંચાર થાય છે અને જીવતાં મૂકી દઉં છું તો ઇનામની આકાંક્ષા આવીને દષ્ટિસન્મુખ ખડી થાય છે! પણ હશે; દ્રવ્યપ્રાપ્તિને માટે આવાં બે બાળકોનાં ખૂન કરવાં, એમાં તે શી મોટી વાત છે! રાજા રજવાડામાં અને રાજમહાલયમાં આવા પ્રકારનાં કારસ્થાનો થતાં જ આવ્યાં છે, તો પછી મારે ભય રાખવાનું શું પ્રયોજન છે! આગની હત્યા કરવાનું ફળ કાંઈ મારે તો ભોગવવાનું છે જ નહિ, એ તો રાણીઓના કપાળમાં જ લખાઈ ચૂક્યું છે, તો પછી મારે વૃથા આશંકા શામાટે લાવવી? હું તો માત્ર ઇનામની આશાથી જ હત્યા કરું છું, એથી મારો એ પાપની સાથે કશો સંબંધ છે જ નહિ. પરંતુ એમને મારવાં શી રીતે? જો એમને માટીમાં દાટવાનો વિચાર કરું છું, તો શિયાળવાં અને કૂતરાં આદિ જાનવરો એમને ખોદી કાઢે અને પાપ પ્રકાશમાં આવી જાય એવો ભય રહ્યા કરે છે, વળી જો નદીમાં નાખી દેવાનો સંકલ્પ કરું છું, તો મારા પ્રપંચનો ભેદ ફૂટી જવાની સંભાવના રહે છે, માટે આ બાળકોને કોઇને ઘેર મૂકી આવું એટલે મારાપરની આશંકા દૂર થાય, અને કદાચિત્ પોકળ ફૂટી જાય, તો તે ઘરવાળાને જ દંડિત થવું પડે. મારે એ ઉપાયનું અવલંબન કરું તો જ ઠીક," આ પ્રમાણે અનેક વિચારો કરતી કરતી તે દાસી કોઇક સારું ઘર શોધવામાટે આગળ ચાલવા લાગી. એવામાં માર્ગમાં જ એક કુંભારનું સાધારણ ઘર તેના જોવામાં આવ્યું. તે કુંભારના આંગણામાં કેટલાંક કાચાં એટલે કે પકવ્યા વગરનાં માટીનાં હાંલ્લાં પડેલાં હતાં. એ જોઇને પેલી દાસી કોઈ પણ માણસ ન જોઈ શકે, તેવી છુપી રીતે તેના આંગણામાં પેઠી અને પછીથી બે જૂદાં જૂદાં હાંલ્લાં લઇને એક હાંલ્લામાં નાની રાણીના પુત્રને મૂક્યો અને બીજા હાંલ્લામાં તેની પુત્રીને છુપાવી દીધી, અને હાંલ્લાને પાછાં હતાં ત્યાંનાં ત્યાં મૂકીને તે કુંભારના ઘરમાંથી આસ્તે આસ્તે બહાર નીકળી આવી.

બહાર નીકળી આવ્યા પછી તે વિચારવા લાગી કે:-"રાત્રે જ્યારે કુંભાર તે હાંલ્લાંઓને અગ્નિમાં પકાવશે, ત્યારે બન્ને બાળકો બળીને ભસ્મ થઈ જશે. એથી પેલા ઘરવાળા કુંભારને પણ દંડિત થવું પડશે નહિ અને મારો ભેદ પણ ફૂટશે નહિ." આ પ્રમાણે વિચાર કરીને તે પોતાને ઘેર ચાલી ગઈ.

રાત્રે કુંભારની સ્ત્રીએ પોતાના પતિને જગાડીને કહ્યું:-"અરે ઓ, હવે જાગો તો ખરા. રાત્રિ ઘણી જ વીતી ગઈ છે અને છેક સવાર

થવા આવ્યું છે. હાંલ્લાં આદિ વાસણો પકાવવાં નથી કે શું ! ઊઠો અને જલદી નીભાડો ચેતાવો, એટલે હાંલ્લાંને પકાવવામાટે મૂકી દઇએ."

કુંભારણની વાર્તા સાંભળીને કુંભાર એકદમ જાગી ઊઠ્યો, અને નીભાડો ચેતાવીને તેમાં પેલાં હાંલ્લાંને ગોઠવવાની વ્યવસ્થા કરવા લાગ્યો. તે જેવો હાંલ્લાંના ઢગલા આગળ ગયો કે તરત જ એક હાંલ્લામાંથી પુષ્કળ પ્રકાશ નીકળતો તેની નજરે પડ્યો. અને તે પ્રકાશથી જાણે હાંલ્લાં આદિ અન્યાન્ય વાસણો એક પ્રકારે પાકી ગયાં હોય, તેમ જણાવા લાગ્યું. એ જોઇને કુંભાર તો આભો જ બની ગયો અને ત્યાર પછી એ પ્રકાશ ક્યાંથી આવતો હશે, એનો શોધ કરવા લાગ્યો. શોધ કરતાં કરતાં તેણે જોયું કે, એક હાંલ્લાંમાં એક છોકરો સૂતેલો હતો અને તેના કપાળમાંથી જ આટલો બધો પ્રકાશ નીકળી રહ્યો હતો ! આ સર્વ ઘટના જોઇને કુંભાર તો અવાક્ બની ગયો, અને તે બન્ને બાળકોને પોતાની ગોદમાં લઇને પોતાની પત્ની પાસે આવી લાગ્યો.

કુંભારની સ્ત્રીએ તે બન્ને બાળકોને પોતાની ગોદમાં લઇને ઘણું જ વ્હાલ દર્શાવ્યું. તેને કાંઈ સંતાન ન હોવાથી આ સુવર્ણના ચંદ્ર જેવો પુત્ર અને ચંપાના પુષ્પ જેવી કન્યા પ્રાપ્ત થવાથી તેઓ પતિ પત્ની અતિ આનંદિત થયાં. ત્યાર પછી તેઓ બન્ને કાંઇક સલાહ–મસલત કરીને તે બન્ને બાળકોને લઇને બીજા ગામમાં ચાલ્યાં ગયાં. ત્યાં જઇને પરસ્પર કહેવા લાગ્યા કેઃ–"થોડા દિવસને માટે આપણે આ ગામમાં જ રહેવું પડશે અને બાળકોના પરિચયને છુપાવી રાખવાની યોગ્ય ચેષ્ટા કરવી જોઇશે; એટલું જ નહિ, પણ કદાચિત્ ગામના કોઈ લોકો પૂછે તો હમણાં જ અમારે ત્યાં આ બન્ને બાળકોનો જન્મ થયો છે એમ જણાવવું પડશે."

તે ગામમાં જઇને કુંભારે ઉપર્યુક્ત મંત્રણા પ્રમાણે જ પેલાં બાળકોનો પરિચય આપ્યો. એ સાંભળીને ગામના લોકો તેના કથનમાં પૂર્ણ વિશ્વાસ કરવા લાગ્યા. ત્યાર પછી લગભગ એકાદ બે વર્ષ વીત્યા પછી પુનઃ તેઓ પોતાના દેશતરફ પાછાં ફર્યાં. ત્યાં આવીને તેમણે જણાવ્યું કેઃ–"નવીન ગામમાં ગયા પછી અમારે ત્યાં આ બે બાળકો જન્મ્યાં છે."

ત્યાં આવ્યા પછી કુંભાર પેલા બાળકના લલાટમાંના ચળકતા ચંદ્રને છુપાવી રાખવામાટે તેના શિરપર નિત્ય એક પાઘડી બાંધી રાખવા લાગ્યો અને પેલી રૂપવતી કન્યાને ઘરમાં ને ઘરમાં જ સંતાડી રાખવાની ચેષ્ટા કરવા લાગ્યો.

આ તરફ પેલો રાજા નાની રાણીના પ્રસવની રાત્રે આવ્યો નહિ એ ખરું, પરંતુ તેને બીજે દિવસે તે આવ્યા વિના રહી શક્યો નહિ.

તેને દૃઢ વિશ્વાસ હતો કે, નાની રાણીના ઉદરથી બે સંતાનોનો જન્મ થયેલો હોવો જ જોઇએ. અને તેમાં એક પુત્રનો જન્મ તથા એક પુત્રીનો જન્મ થયેલો હોવો જોઇએ. પુત્રના ભાલપ્રદેશમાં ચમકતો ચંદ્રમા અને હાથમાં સુશોભિત તારાનો આવિર્ભાવ થયો હશે અને પુત્રીનું સ્વરૂપ પણ અતુલનીય કિંવા અવર્ણનીય હોવું જોઇએ.

પરંતુ રાજાએ મહાલયમાં આવતાંની સાથે જ સાંભળ્યું કે, નાની રાણીએ તો માત્ર બે કૂતરાંના બચ્ચાંને જ જન્મ આપ્યો હતો, તેની ધારણા પ્રમાણે તેજસ્વી પુત્ર તથા રૂપશાલિની કન્યાનો જન્મ થયો જ નહોતો. આ વાર્તા સાંભળીને રાજા ક્રોધથી સળગી ઊઠ્યો અને પોતે તેની સાથે કરેલાં લગ્નમાટે પૂર્ણ પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

ત્યાર પછી નાની રાણીને બોલાવીને તેણે કહ્યું કેઃ—"અરે આ કુલટા! તેં આ શું કુકર્મ કર્યું! મારા મહાલયની કીર્તિનો ક્ષય શામાટે કરાવ્યો? જા દુષ્ટા! હવે હું તારું મુખ જોવા માગતો જ નથી; માટે સત્વર આ મહાલયમાંથી ચાલી જા."

આ સાંભળીને નાની રાણીએ કરગરીને બહુ કાલાવાલા કર્યાં, તથાપિ રાજા એકનો બે ન જ થયો, અને પોતાના ઉચ્ચારેલાં વચનનો તેણે ત્યાગ કર્યો જ નહિ. આથી બિચારી નાની રાણી રાજમહાલયમાંથી રડતી રડતી અને પોતાના અવતારને ધિક્કારતી બહાર નીકળી પડી. છેવટે તે શહેરની સડકોપર ઝાડૂ વાળીને પોતાના પેટની જ્વાળાનું નિવારણ કરવા લાગી અને મહા કઠિનતાથી પોતાના દિવસો ગાળવા લાગી. તેની આવી દુઃખમય અને શોચનીય સ્થિતિને જોઇને પેલી છયે રાણીઓના હૃદયમાં કેટલો બધો આનંદ અને ઉત્સાહ થયો હશે, એની કલ્પના કરવાનું કાર્ય અમે અમારા પાઠકોને સોંપી દઇએ છીએ.

બીજી બાજૂએ રાજાનો પુત્ર તથા પુત્રી ઉભય દિનપ્રતિદિન મોટાં થવા લાગ્યાં. જ્યારે તેમણે સોળમા વર્ષમાં પ્રવેશ કર્યો, ત્યારે અચાનક પેલા કુંભારનું મૃત્યુ થયું અને પોતાના પતિને મરણવશ થયેલો જોઇને પેલી કુંભારણ પણ તેની ચિન્તામાં ને ચિન્તામાં જ થોડા દિવસમાં ગુજરી ગઈ. આથી એ બહેન ભાઈ બન્ને સર્વથા નિરાધાર થઈ ગયાં અને તેમની રક્ષા કરનાર અથવા સંભાળ લેનાર કોઈ પણ રહ્યું નહિ. એ જોઇને તેમણે પેલા કુંભારની જે કાંઈ મિલ્કત, જમીન આદિ હતું તે સર્વ વેચી નાખ્યું અને ત્યાર પછી તેઓ બન્ને તે શહેરના એક સરિઆમ રસ્તાપર આવેલું એક મકાન ભાડે લઇને તેમાં વસવા લાગ્યાં.

હવે એ છોકરાને રોજ જંગલમાં શિકાર કરવા જવાની આદત હતી, તેથી સવારમાં શિકાર કરવામાટે ચાલ્યો જતો અને સંધ્યા પહેલાં

પાછો ઘેર આવી પહોંચતો હતો. શિકાર કરીને તે જે કાંઈ લઈ આવતો, તેને રાંધીને તેની બહેન રોજ ભોજન બનાવતી હતી અને તે ખાઇને તેઓ બન્ને પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. આ પ્રમાણે તેમના દિવસો વીતવા લાગ્યા.

હવે બનાવ એવો બન્યો કે, તે બન્ને ભાઈ બહેને જે રસ્તાપર મકાન ભાડે રાખ્યું હતું, તે રસ્તાપર જ રોજ રોજ નાની રાણીને ઝાડૂ કાઢવામાટે જવું પડતું હતું. ધીમે ધીમે તે ભાઈ બહેનની સાથે નાની રાણીનો પરિચય થવા લાગ્યો. નાની રાણી તેમને એટલી બધી ચાહતી હતી કે, જો એક દિવસ પણ તેનાથી તેમની મુલાકાત ન લેવાય, તો તે ઘણી જ ગભરાઈ જતી હતી અને તેમના વિના ક્ષણ માત્ર પણ રહી શકતી નહોતી. તેમ જ તે બહેન ભાઈ પણ તેને અત્યંત વ્હાલાં હતાં અને તેને રોજ ખવડાવ્યા પીવડાવ્યા વિના સંતુષ્ટ થતાં નહોતાં.

એક દિવસ પેલો બાળક જે જંગલમાં શિકાર કરવામાટે ગયો હતો, તે જંગલમાં જ અચાનક દૈવયોગે પેલા રાજાનો મેળાપ થઈ ગયો. રાજાએ જોયું કે, તે પોતે જે એક બળવાન્ સૂકરને મારવામાટે આતુર થયેલો હતો, તે જ સૂકરને એક પરમ સુંદર બાળક પણ મારવામાટે તેની પાછળ પાછળ દોડી રહ્યો હતો.

તે બાળકના મુખમંડળને જોઇને રાજા આશ્ચર્યચકિત થઈ ગયો અને તેની અશ્વ ચલાવવાની કુશળતાને જોઇને તેની પ્રશંસા કરવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પરંતુ રાજા એવો મોહમુગ્ધ ગયો કે, પોતાનું શિકાર કરવાનું કાર્ય બંધ રાખીને તે બાળકની શિકાર કરવાની કળાને જોવા લાગ્યો. જોતજોતામાં પેલો સૂકર, રાજા જ્યાં આગળ ઉભો હતો, તેની સ્હામેના એક વૃક્ષતળે થઇને ન્હાસી ગયો. એવામાં પેલો બાળક પણ તે વૃક્ષતળે આવી પહોંચ્યો. ત્યાર પછી એવું બન્યું કે, વૃક્ષ નીચેથી ઘોડાને દોડાવતી વેળાએ વૃક્ષની એક નીચી ડાળ તે બાળકના શરીર સાથે અથડાવાથી તે અશ્વપરથી નીચે ગબડી પડ્યો, અને તેના મસ્તકપરની પાઘડી સરી ગઈ. એથી તરત જ રાજા જોઈ શક્યો કે, તે બાળકના ભાલપ્રદેશમાં એક સુશોભિત અને તેજસ્વી ચંદ્રમા ઝળકી રહ્યો હતો. તેના ભાલમાંના ચંદ્રમાનું તેજ જોતાંની સાથે જ રાજા ચમકી ઉઠ્યો. પરંતુ તેની સાથે વાર્તાલાપ કરવાની હજી તો તે ઇચ્છા કરતો હતો એવામાં પેલો ચાલાક બાળક જમીનપરથી ઊઠીને પોતાના અશ્વપર સ્વાર થઇને શિકાર કરવામાટે કેટલેક દૂર ચાલ્યો ગયો અને તેથી રાજાની ઇચ્છા તે સમયે તો મનમાં ને મનમાં જ દબાઈ રહી. આથી રાજાને ઘણું જ દુઃખ થયું અને તેની મુલાકાત લેવાની પ્રબળ ઇચ્છાએ તેના

હૃદયને વ્યાકુળ કરી દીધું. તેનાથી તે દિવસે શિકારનું કાર્ય થઈ શક્યું નહિ. આથી તે શોકાતુર હૃદયે પોતાના મહાલયમાં પાછો આવ્યો અને ચિંતામગ્ન અવસ્થામાં જ એક સ્થળે બેસીને, કેવળ પેલા બાળકનું જ ધ્યાન ધરવા લાગ્યો. રાજાની આવી વિચિત્ર સ્થિતિને જોઈને, રાજ્યનો મંત્રી, રાજ્યના અન્યાન્ય અધિકારીઓ અને મહાલયનાં સર્વ મનુષ્યો તથા પેલી છયે રાણીઓ આદિ સર્વ અત્યંત આશ્ચર્યચકિત થયાં. આ પ્રમાણે શોકાતુર અવસ્થામાં જ રાજાના કેટલાક દિવસો વીતી ગયા. તે રાજ્યના કોઈ પણ કાર્ય તરફ લક્ષ આપ્યા વિના વિચારમાં ને વિચારમાં જ તલ્લીન રહેવા લાગ્યો. એ જોઈને રાણીઓ વ્યગ્ર થઈ ગઈ અને છેવટે રાજા પાસે જઈને પૂછવા લાગી કેઃ—"રાજન્! આપને શું થયું છે? શિકારમાંથી પાછા આવ્યા પછી આપની આંતરિક સ્થિતિનું આવું વિચિત્ર પરિવર્તન કેમ થઈ ગયું છે? સર્વદા એક જ સ્થાને બેસીને આપ શા વિચારો કર્યા કરો છો? આપના હૃદયની ધીરતા અને સ્ફૂર્તિ ક્યાં ચાલી ગઈ! નિરંતર આપ આમ શોકાતુર શા કારણથી રહ્યા કરો છો! આપને કઈ વસ્તુનો અભાવ છે? આવા વિશાળ રાજ્ય, આટલી બધી અપરિમેય સંપત્તિ અને પ્રબળ સત્તાના સ્વામી હોવા છતાં આપને આમ ચિન્તાતુર રહેવાનું શું પ્રયોજન છે? આપના હૃદયમાં જે કાંઈ દુઃખ થતું હોય તે અમને જણાવી દો, એટલે અમે તરત જ તેને દૂર કરવાનો ઉપાય યોજી કાઢીશું. નાથ, પ્રાણાધાર! આપ જો વિલાસ અને વૈભવનો પરિત્યાગ કરીને, કેવળ ચિન્તામાં જ મગ્ન રહ્યા કરો, અને અમને છેક વિસારી મૂકો, તો પછી અમારી અબળાની શી સ્થિતિ થાય, તેનો જરા વિચાર કરો. હવે આપ આપના હૃદયમાં વ્યાપેલી ચિન્તાને દૂર કરો, અને પુનઃ શાંતિને પ્રાપ્ત કરવાનો ઉપાય યોજો. આપના મુખમંડળમાં છવાયલી વિષાદછાયાને આનંદરૂપ વારિથી દૂર કરો."

આ સાંભળીને રાજાએ ઉત્તર આપ્યું કેઃ—"મહિષીઓ! તમે મારું દુઃખ જાણવાને જ જ્યારે અશક્ત છો, ત્યારે તે દુઃખને ભાંગી તો શી રીતે જ શકવાની! મારા હૃદયમાં જે ચિન્તા વ્યાપી છે, તે કોઇનાથી પણ દૂર કરી શકાય તેમ નથી; માટે તમારી તે આશાનો ત્યાગ કરો. જ્યારે વનમાં હું શિકાર કરવા ગયો હતો ત્યારે એક અત્યંત સુંદર બાળક મને મળ્યો હતો અને તે બાળકના ભાલપ્રદેશમાં સુશોભિત તેમ જ તેજસ્વી ચંદ્રમા ચમકી રહ્યો હતો. તે બાળકનાં રૂપ તથા તેજ આદિને જોઇને હું મુગ્ધ બની ગયો છું અને તેને મેળવવાના વિચારમાંજ ગુંચાઈ રહ્યો છું. મારી ચિન્તા તથા શોકનો હેતુ તે મનોહર બાળક જ છે. જ્યારે તે બાળક સાથે મારું પુનઃ મિલન થશે ત્યારે જ મારા મનની સર્વ વ્યગ્રતા દૂર થશે તથા હૃદયમાં જાગેલી શોકજ્વાળા શાન્ત થશે."

રાજાએ પોતાની વિચિત્ર સ્થિતિ થવાનું સત્ય કારણ દર્શાવી દીધું એટલે પેલી ૭ે રાણીઓ ચમકી ગઈ અને જાણે તેમના મસ્તકપર વજ્રાઘાત થયો હોયની ! તેમ જણાવા લાગ્યું

તે બધીઓએ મળીને રાજાની તે ચિન્તાને બીજી બાજૂએ દોરી જવાની મન્ત્રણા ચલાવવા માંડી તથા, તેમની મુખ્ય ઉપદેશિકા તરીકે પેલી કારસ્થાની અને દુષ્ટા દાસીને પણ બોલાવી મગાવી. દાસીએ આવીને પ્રસન્નચિત્તે પેલી રાણીઓને ઉદ્દેશીને કહ્યું કે –"મારી માનવતી મહારાણીઓ ! ઈશ્વરકૃપાથી આપની આ સેવિકાએ નાની રાણીના ઉદરથી જન્મેલા બાળકોને પ્રચંડ અગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરી દીધા છે, આ સંસારમાંથી નષ્ટ કરી નાખ્યા છે, માટે તે વિષયમાં આપને ચિન્તા કરવાનું કશું પ્રયોજન નથી તેમ છતાં રાજા, ભાનચંદ્ર બાળકની માગણી કરે છે, તો તેમણે તેના બાળકને ક્યાં આગળ જોયો છે, તેનો હું શીઘ્ર શોધ કરી લાવું છું. હાલ તરત તો રાજાને તે બાળકને મેળવી આપવાની આશા આપીને જ શાન્ત કરો તથા જણાવી દ્યો કે, તે બાળક એક દૂર દેશનો રાજકુમાર છે, અને તેના કારણથી તમારી આવી વિચિત્ર સ્થિતિ થયેલી સાંભળીને તે થોડા જ સમયમાં તમારી મુલાકાત લેવા આવનાર છે'

ત્યાર પછી તે દાસી પેલા બાળકનો શોધ કરાવવા લાગી, શોધ કરતા કરતા તે જાણી શકી કે, રાજમાર્ગમાં આવેલા એક સુશોભિત મકાનમાં, પોતાના લલાટમાં ચંદ્રમાને ધારણ કરનાર એક સુંદર અને રૂપવાન્ બાળક તથા અપ્સરા જેવી સૌન્દર્યશાલિની તેની એક ભગિની વસે છે અને તે બાળક દિવસના ભાગમાં રોજ શિકાર કરવામાટે જંગલમાં ચાલ્યો જાય છે તથા સંધ્યા સમય થતાં પાછો ઘર આગળ આવી જાય છે

આ પ્રમાણે સર્વ સમાચાર મેળવ્યા પછી એક દિવસ તે દાસી પેલી રૂપવતી કન્યા અથવા ભાલચંદ્ર બાળકની ભગિની પાસે જઇને કહેવા લાગી કે –"બેટા! હું તારી માસી થાઉં છું તારો જન્મ થયા પછી થોડા દિવસમાં જ મારે કેટલાક ખાસ જરૂરી કારણોને લીધે દેશમાં ચાલ્યા જવું પડ્યું હતું તેથી આજ સુધી મારાથી તારી સંભાળ લઈ શકાઈ નહોતી, અહીં આવ્યા પછી મેં તારી ઘણી તપાસ કરી, પરંતુ આજે જ તારો પત્તો મેળવી શકી છું હશે, આજે તને જોઇને હું અતિશય પ્રસન્ન થઈ છું અને મારી આંખો ટાઢી થઈ છે હું અનેક દેશોનું પર્યટણ કરી આવી છું, પરંતુ તારા જેવી સુન્દરી અને ગુણવતી કન્યા મેં ક્યાંય પણ જોઈ નથી તારા જેવી સુંદરતા, મહાલયમાં વસતી મહારાણીઓને પણ પ્રાપ્ત થઈ હશે કે કેમ, તેની હજી સુધી મને શંકા જ રહ્યા કરે છે. પરંતુ

તારી આ સુંદરતા તથા સુકોમળતાને વિશેષ શોભાવવામાટે તારે તારા કંઠમાં કેતકીના પુષ્પની માળા ધારણ કરવી જોઈએ. એ મનોહર માળાથી તારી સુંદરતાનો અવધિ થશે, અને તારી સાથે લગ્ન કરવામાટે મહાન્ મહાન્ ભૂપાલો પણ આતુર રહેશે."

વેશધારિણી માસીની વાર્તા સાંભળીને તે બિચારી અનુભવહીન બાળા પ્રસન્નચિત્તે તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ-"માસીબા! આપે આજે આ માતૃહીન બાળાની સંભાળ લઇને એક મહાન્ ઉપકાર કર્યો છે. હું આપની મારાપરની અપૂર્વ સ્નેહની લાગણીને જોઈને અત્યંત પ્રસન્ન થઈ છું અને તમને ધન્યવાદ આપું છું. પરંતુ આપ જે કેતકીનાં પુષ્પની માળા પહેરવાનું કહો છો, તે કેતકી શું છે અને ક્યાં મળે છે તેમ જ તેનાં પુષ્પ કેવાં હોય છે, એ વિશે હું કાંઈ પણ જાણતી જ નથી. માસીબા! તે પુષ્પો ક્યાંથી મળી શકશે વારુ!"

પેલી વેશધારિણી દાસીએ ઉત્તર આપ્યું કેઃ-"બેટા! અહીંથી પાસે આવેલા સમુદ્રને પેલે પાર એક બગીચો આવેલો છે અને તે બગીચામાં પુષ્પવતી નામક એક પરમ સુન્દરી કન્યા રહે છે. તે ઉપરાંત તે બગીચામાં બીજા સાતસો-આઠસો રાક્ષસો પણ વસે છે. તે રાક્ષસો બગીચામાં ઉગેલા કેતકીના વૃક્ષની રક્ષા કર્યા કરે છે, પરંતુ જો પેલી પુષ્પવતીને પ્રસન્ન કરવામાં આવે, તો તે રાક્ષસો આનંદથી કેતકીનાં પુષ્પ લેવા દે છે, માટે ગમે તે ઉપાયે પુષ્પવતીને પ્રસન્ન કરીને તું તે કેતકીનાં પુષ્પ મેળવ તો તેથી તારી મનઃકામના સફળ થશે."

કન્યાએ આતુરતા દર્શાવીને પૂછ્યું કેઃ-"માસીબા! મારે મારા ભાઈ ત્યાં આગળ જઈ શકે ખરા કે નહિ! અને કદાચિત્ જવાનો વિચાર કરે તો ત્યાં જતાં પહેલાં શી સંભાળ રાખવી પડે છે, તે જરા જણાવશો ખરાં કે?"

દાસીએ ઉત્તર આપ્યુંઃ-" બહેન! તારો ભાઈ કાંઈ જેવો તેવો બાળક નથી. તે એક ચંચળ અને કુશળ બાળક છે; તેથી અવશ્ય તે કેતકીનાં પુષ્પો લાવી શકશે. તેના જેવા ચાણાક્ય બાળકને કાંઈ પણ શીખવવું પડે તેમ નથી."

આમ કહીને તે દાસી ત્યાંથી તરતજ ઊઠીને પોતાને ઘેર ચાલી આવી. ઘેર આવ્યા પછી તે મનમાં ને મનમાંજ વિચારવા લાગી કેઃ- "આ વખતે તે ભાલચંદ્ર બાળકની રક્ષા કોઈ પણ રીતે થઈ શકે તેમ નથી. તે જો ત્યાં જશે, એટલે પછી ત્યાંથી આ તરફ તેના પાછા ફરી આવવાની લેશ પણ સંભાવના નથી. પુષ્પવતીના બગીચાની રક્ષા કરનારા રાક્ષસો આવા સુંદર બાળકને જોઇને અત્યંત પ્રસન્ન થશે અને તરતજ તેને

મારીને ખાઈ જશે, એટલે ત્યે રાણીઓના ભય ટળી જશે અને રાજાના કોપનું પણ નિવારણ થશે. તેના ગયા પછી પાછો તે આવી શકશે નહિ અને તેથી મારો સર્વ ભેદ દબાઈ રહેશે."

સંધ્યા સમયે પોતાના લલાટમાં ચંદ્રને ધારણ કરનારો બાળક શિકાર કરીને પાછો પોતાને ઘેર આવી પહોંચ્યો. ત્યાર પછી તેને ખવડાવી પીવડાવીને શાન્ત કર્યાં પછી તેની ભગિનીએ કહ્યું કેઃ-"ભાઈ! આજે આપણે ત્યાં આપણાં માસી આવ્યાં હતાં. માસીએ મારા પ્રતિ અત્યંત અનુરાગ દર્શાવ્યો હતો. પૂર્વની કેટલીક કથાઓ કહ્યા પછી તેમણે મને કહ્યું હતું કે, જો તું તારા કંઠને વિષે કેતકીના પુષ્પની માળાને ધારીશ, તો તારા આ અપૂર્વ સૌન્દર્યમાં વિશેષ વૃદ્ધિ થશે અને તારું લાવણ્ય પણ ખીલી ઊઠશે. તો ભાઈ! તમે મને તે પુષ્પો લાવી આપશો, ખરા કે?"

એ સાંભળીને ભાઇએ ઉત્તર આપ્યુંઃ-"અરે ગાંડી, આપણી માસી તે અહીં ક્યાંથી હોય? તેને આપણે અહીં વસીએ છીએ, એની ખબર પણ શી રીતે પડી શકે? ક્યાંકથી બીજી કોઈ બાઇએ આવીને કહ્યું હોય નહિ કે હું તમારી માસી છું અને તેં પ્રમાદવશ થઇને ક્યાંક તેને માસી તરીકે સ્વીકારી લીધી હોય નહિ. બાકી મારા ધારવા પ્રમાણે તો આપણાં કોઈ સગાં સંબંધી છે જ નહિ, તો પછી આ માસી ક્યાંથી આવી પડી?"

બહેને કહ્યુ કેઃ-"હશે, મારી ભૂલ થઈ. જો તે આગંતુક સ્ત્રી માસી ન હોય તો કાંઈ ચિંતા નહિ. પરંતુ તમે મને ગમે તે ઉપાયે પેલાં કેતકીનાં પુષ્પો લાવી આપો. કહો જોઇએ વારુ કે તમે મને તે પુષ્પો લાવી આપશો કે નહિ? માત્ર પુષ્પ લાવી આપવાથી જ તમારો છૂટકો થાય તેમ નથી, પરંતુ તે સાથે તે કેતકીનાં બીજ પણ લાવી આપવાં પડશે; કારણ કે, આંગણાંની એક બાજૂએ હું તે કેતકીનું વૃક્ષ વાવવા ધારું છું, સાથે તેનાં બીજ પણ લાવી આપો."

ભાઈ બોલ્યોઃ-"બહેન! તારી આ આશાને ફળીભૂત કરવાની શક્તિ મારામાં હોય, તેમ જણાતું નથી અથવા તારું આ કાર્ય મારાથી થઈ શકે તેમ નથી. માટે તારી બીજી કાંઈ ઇચ્છા હોય તે જણાવી દે, એટલે હું તરત જ તે વસ્તુ તને લાવી આપું."

બહેને કહ્યુઃ-"ના ભાઈ, મારે બીજું કાંઈ પણ જોઇતું નથી. શું તમારાથી તમારી બહેનની આવી એક સામાન્ય યાચનાનો પણ સ્વીકાર નહિ થઈ શકે? તમારા વિના અત્યારે મને મનગમતી વસ્તુઓ લાવી આપે તેવું બીજું કોણ છે વારુ? માટે કૃપા કરીને મને તે પુષ્પો જ લાવી આપો."

ભાઇએ પૂછ્યું કે:–"બહેન! તારી પ્રત્યેક ઇચ્છાને હું તૃપ્ત કરી શકું તેમ છું, પરંતુ આ પુષ્પો ક્યાં મળી શકે છે, એથી હું છેક અજાણ હોવાથી જ ના પાડું છું. તને તે પુષ્પો ક્યાંથી મળી શકે છે, એની કાંઈ ખબર છે ખરી કે?"

આ સાંભળીને તે કન્યાએ, પેલી વેશધારિણી માસી અથવા દાસીએ કહેલી સર્વ કથા કહી સંભળાવી. તે સાંભળીને તેના ભાઇએ કહ્યું કે:–"બસ આટલું જ ને! જા, હું તને કાલે જ કેતકીનાં પુષ્પો લાવી આપીશ."

બહેને કહ્યું કે:–"અને કેતકીનાં બીજ નહિ લાવી આપો વારુ!"

ભાઈ બોલ્યો:–"અરે હા, એ તો હું ભૂલી જ ગયો હતો; તે પણ સાથે જ લેતો આવીશ."

ત્યાર પછી બીજે દિવસે તે ભાલચંદ્ર બાળક પક્ષિરાજ અશ્વપર આરૂઢ થઇને કેતકીનાં પુષ્પ લાવવામાટે વિદાય થયો અને જતી વેળાએ તે તેની બહેનને કહેતો ગયો કે:–"બહેન! જ્યાં સુધી હું કેતકીનાં પુષ્પ લઇને પાછો ફરી ન આવું, ત્યાં સુધી તું આ ઘર છોડીને બીજી કોઈ પણ જગ્યાએ જતી નહિ અને જો જઇશ તો પછી તારો અને મારો મેળાપ થવાની સંભાવના રહેશે નહિ."

આમ કહીને તેણે પોતાના પક્ષિરાજ અશ્વને દોડાવી મૂક્યો. કેટલેક દૂર ગયા પછી તે એક ઘનઘોર અરણ્યમાં આવી પહોંચ્યો. ત્યાર પછી તેણે ત્યાંથી કેટલાંક હરિણ મારીને એકઠાં કર્યાં અને પછી તે સર્વને પેલા રાક્ષસોના રહેઠાણ પાસે લઈ જઇને કહેવા લાગ્યો કે:–"માસીબા, અરે ઓ માસીબા! આમ આવીને જુઓ તો ખરાં કે, તમને તમારો ભાણેજ મળવામાટે આવ્યો છે."

તેની આવી વિચિત્ર વાર્ત્તા સાંભળીને મોટી તાડ જેવી એક રાક્ષસી તેની સન્મુખ આવીને કહેવા લાગી કે:–"ઓહ! આવ મારા પ્યારા ભાણેજ, મારી સાથે ચાલ્યો આવ. અહા! તારા લલાટમાં કેવો તેજસ્વી અને સુશોભિત ચંદ્રમા શોભી રહ્યો છે! અરે! તારા હાથમાં વિરાજતા તારા પણ કેવી રમણીયતા દર્શાવી રહ્યા છે! કહે જોઇએ બેટા, કે તું અહીં શામાટે આવ્યો છે, તારે શું જોઇએ છે અને અમોને ઉપહાર આપવામાટે કઈ વસ્તુ લઈ આવ્યો છે વારુ?"

એ સાંભળીને તે ભાલચંદ્ર બાળકે પેલાં મારી લાવેલાં હરિણો તેના હાથમાં આપીને કહ્યું કે:–"માસીબા! મારે બીજું કાંઈ પણ જોઇતું નથી, હું તો માત્ર મારી બહેનને માટે કેટલાંક કેતકીનાં પુષ્પ તથા બીજ લેવામાટે જ અહીં આવ્યો છું. એ વિના મારે અન્ય કોઈ પણ વસ્તુ જોઇતી નથી."

એ સાંભળીને રાક્ષસીએ કહ્યું કેઃ–"બેટા, કેતકીનાં પુષ્પ લઈ આવવાં એ કાંઈ સહજ કાર્ય નથી. તથાપિ જો તારી પુષ્પ લઈ જવાની પ્રબળ ઇચ્છા જ હોય, તો પ્રથમ તારા મામાની મુલાકાત લે, એટલે તારી તે ઇચ્છા કેટલેક અંશે ફળીભૂત થઈ શકશે. તારા મામાનું નિવાસસ્થાન આ અરણ્યની પૂર્વ દિશામાં આવેલું છે અને તેની ચોકી ભરવામાટે કેટલાક રાક્ષસોને તે જગ્યાએ રાખવામાં આવ્યા છે, માટે ત્યાં જતી વેળાએ બહુ જ સાવધતાથી તારો મનુષ્ય તરીકેનો પરિચય છુપાવી રાખજે અને તેમની પાસે ગયા પછી તારા આગમનનું સત્ય કારણ દર્શાવી દેજે, એટલે તારું તે કાર્ય અવશ્ય સફળ જ થશે અને તારી બહેને મંગાવેલાં કેતકીનાં પુષ્પ તથા બીજ આદિ સત્વર મળી શકશે."

ત્યાર પછી તે ભાલચંદ્ર બાળક પુનઃ કેટલાંક હરિણો આદિને મારીને તે જંગલની પૂર્વ દિશામાં આવેલા પોતાના મામાના નિવાસસ્થાન તરફ જવાને વિદાય થયો. કેટલેક દૂર ગયા પછી તેને એક પ્રચંડકાય રાક્ષસનો સાક્ષાત્કાર થયો. એ જોઇને તરત જ તે બૂમ મારીને બોલાવવા લાગ્યો કેઃ–"મામા ઓ મામા! તમારો ભાણેજ તમારા દર્શનાર્થે અહીં આવ્યો છે!"

તેનો અવાજ સાંભળીને એકદમ ત્રણ રાક્ષસો દોડી આવ્યા અને ત્યાર પછી તેને ઉદ્દેશીને કહેવા લાગ્યા કેઃ–"અરે ઓ ભાલચંદ્ર બાળક! તારું આ વિશાળ લલાટ ચંદ્રમાના અપૂર્વ તેજને ધારણ કરી રહ્યું છે તથા તારા હાથમાંથી તારાનું ચળકતું તેજ વિસ્તરી રહ્યું છે, એ જોઇને અમને આશ્ચર્ય થાય છે. તું કોણ છે અને શા ઉદ્દેશથી અહીં આવ્યો છે વારુ? જ્યારે તેં અમને મામાના સંબોધનથી બોલાવ્યા છે, ત્યારે અમારે તારી રક્ષા કરવીજ જોઇએ અને તે સાથે તારી મનઃકામનાને પણ તૃપ્ત કરવી જોઇએ. પરંતુ જો તેં અમને એ સંબોધનથી ન બોલાવ્યા હોત, તો આ ક્ષણે જ તારું મૃત્યુ થઈ જાત અને પછીથી તારી રક્ષાનો એક પણ ઉપાય બાકી રહેત નહિ. અમે સર્વ રાક્ષસો મળીને તને ખાઈ જાત અને તારી ગરીબડી બહેન તારી વાટ જોતી જ બેસી રહેત. પરંતુ કહે જોઇએ ભાઈ, કે તું અહીં શામાટે આવ્યો છે વારુ?"

એ જોઇને તે બાળકે પોતે મારી લાવેલાં સર્વ હરિણોને તે રાક્ષસોના હાથમાં આપીને કહ્યું કેઃ–"મામા! હું આપની પાસેથી દ્રવ્ય અથવા તેવીજ કોઈ અમૂલ્ય વસ્તુ મેળવવાના ઉદ્દેશથી આપની પાસે આવ્યો જ નથી. માત્ર મારી બહેનના આગ્રહથી તમારા બગીચામાં ઉગેલી કેતકીનાં પુષ્પ તથા બીજ લેવામાટે જ આવ્યો છું. કૃપા કરીને મારી તે ઇચ્છિત વસ્તુઓ મને લાવી આપો એટલે હું મારા ગૃહ તરફ ચાલ્યો

જાઉં અને મારી વાટ જોતી બહેનને શાન્ત કરું. કેતકીનાં પુષ્પમાટે મારી બહેન વ્યગ્ર થઈ ગઈ છે, માટે તે પુષ્પ લાવી આપીને મને સત્વર વિદાય કરો."

તે બાળકની નમ્રતાયુક્ત વાત્તો સાંભળીને રાક્ષસો બોલ્યા કે:– "ભાણુ! તું કેતકીનાં પુષ્પ માગે છે અને તેને માટે જ તારે અહીં આવવું પડ્યું છે એ સર્વ સત્ય છે, પરંતુ તે પુષ્પ સહજમાં મળી શકે તેમ નથી. તેમને મેળવવાનું કાર્ય અતિ કઠિન છે. પરંતુ તેમ છતાં પણ તું પરિશ્રમ કર, પરિશ્રમથી કદાચિત્ તે પ્રાપ્ત પણ થઈ શકશે. આ જંગલને ઓળંગીને તું જરા આગળ વધીશ એટલે કંટકનું એક વિશાળ વન તને દૃષ્ટિગોચર થશે. તે કંટકને જો ભૂલે ચૂકે પણ તું સ્પર્શ કરીશ તો, તરત જ તારે મરણવશ થવું પડશે, માટે ત્યાં જતી વખતે તેમ ન થાય તેની ખાસ સંભાળ રાખજે. તે વનમાં જઈ પહોંચ્યા પછી હાથ જોડીને કહેજે કે:–"હે આ કંટકવનના દેવતા! આપના આ સેવકને માટે માર્ગ કરી આપો, નહિ તો તે બિચારો માર્યો જશે; માટે દયા કરીને માર્ગ કરી આપો." જેવો તું આ પ્રમાણે પ્રાર્થના કરીશ કે, તરત જ તે કંટકવનના બે ભાગ પડી જશે, અને તારા જવાનો માર્ગ પણ ખુલ્લો થઈ જશે. ત્યાર પછી તે કંટકવનને પાર કરીને તું જેવો જરાક આગળ વધીશ, એટલે વિશાળ ગર્જના કરતો અને અનેક તરંગોને ઉછાળતો એક ભયંકર સમુદ્ર તને દેખાશે અને તેને જોઇને તું લેશ માત્ર પણ ગભરાયા વિના કર જોડીને કહેજે કે:–"હે વરુણદેવ! આપના આ ભક્તને માર્ગ કરી આપો એટલે તે પેલે પાર ચાલ્યો જાય. જો આપ માર્ગ નહિ કરી આપો, તો આપનો આ દીન ભક્ત માર્યો જશે અને તેનું પ્રાયશ્ચિત્ત આપને ભોગવવું પડશે; માટે કૃપા કરીને માર્ગ કરી આપો." આ પ્રમાણેની તારી પ્રાર્થના સાંભળીને સમુદ્ર પણ માર્ગ કરી આપશે. ત્યાર પછી તેના તટે જતાંની સાથે જ કેતકીનાં વૃક્ષોનો મનોહર બગીચો તારી દૃષ્ટિએ પડશે, એટલે તને જોઇએ તેટલાં પુષ્પ તથા બીજ આદિ લઇને તું પાછો આ તરફ ચાલ્યો આવજે."

"મામા! આપના આ અનુપમ ઔદાર્ય તથા પ્રશંસનીય પરામર્શમાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને તે સાથે જ ધન્યવાદદ્વારા મારા હૃદયની લાગણીને દર્શાવી કૃતાર્થ થાઉં છું."

આમ કહીને તે ભાગ્યચંદ્ર વીર બાળક કેતકીના ઉદ્યાન તરફ જવાને વિદાય થયો. ચાલતાં ચાલતાં રાક્ષસોના ઉપદેશ પ્રમાણે અનુક્રમે પેલા કંટકવન તથા સમુદ્રને ઓળંગીને, તે કેતકીના સુશોભિત ઉદ્યાન આગળ જઈ પહોંચ્યો. તેને જોઇને તે બાળક મનમાં ને મનમાં જ કહેવા લાગ્યો કે:–

"અહા! કેવું સુંદર ઉદ્યાન છે, કેવાં સુંદર પુષ્પો ખીલી રહ્યાં છે! કેવો સુંદર અને સ્નિગ્ધ સુવાસ વિસ્તરી રહ્યો છે! ખરેખર આ ઉદ્યાન પ્રકૃતિદેવીનું ક્રીડાભવન અથવા શાંતિદેવીનું શયનમંદિર જ હોવું જોઇએ, નહિ તો આવી અવર્ણનીય સુંદરતા અને રમણીયતા આ સ્થળે હોય જ નહિ".

આ પ્રમાણે ઉદ્યાનની પ્રશંસા કરતા બાળકે જોયું તે ઉદ્યાનની ચારે બાજૂએ એક મજબૂત દીવાલ વિસ્તરેલી હતી, અને તેના મધ્ય ભાગમાં રાજમહાલયની સાથે સ્પર્ધા કરે તેવું એક સુંદર મંદિર શોભી રહ્યું હતું. તે મંદિરની એક બાજૂએ સ્વચ્છ જળથી ભરેલું એક મનોહર સરોવર આવેલું હતું અને તે સરોવરની ચારે બાજૂએ કેતકીનાં સુશોભિત અને રમણીય વૃક્ષો વિપુલ પ્રમાણમાં વિસ્તાર પામીને પોતાના સુગંધિત પુષ્પોના સૌરભને વિસ્તારી રહ્યાં હતાં. તે સર્વ વૃક્ષો અસંખ્ય પુષ્પોથી મંડિત થઇને અથવા તો મનોહર વેશવિન્યાસથી વિભૂષિત થઇને પૃથિવી માતાને પ્રણામ કરવા માટે નીચાં નમી રહ્યાં હોયની, એવો ભાસ થતો હતો.

આ સર્વ જોઇને તે ભાલચંદ્ર બાળક અત્યંત પ્રસન્ન થયો અને ત્યાર પછી તેણે તે ઉદ્યાનમાંના અનુપમ આગારમાં પ્રવેશ કરીને જોયું, તો તે આગારમાં કોઈ પણ મનુષ્ય વસતું હોય, તેવાં કાંઈ પણ લક્ષણો જણાયાં નહિ. તેથી તે બાળક તે આગારના પ્રત્યેક ખંડમાં ફરી વળ્યો અને છેવટે અમૂલ્ય વસ્તુઓથી સુસજ્જિત થયેલા એક ઓરડામાં આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે જોયું તો એક મનોહર પલંગપર એક અપૂર્વ સૌન્દર્યશાલિની લાવણ્યમયી લલના સૂતેલી જણાઈ અને તે કન્યાની બાજૂમાં બે લાકડીઓ પડેલી દૃષ્ટિગોચર થઈ. તેમાંની એક લાકડી મરણ લાકડી અને બીજી લાકડી જીવન લાકડી તરીકે ઓળખાતી હતી.

એ સર્વ વસ્તુઓનું અવલોકન કરી લીધા પછી તે બાળક પેલી લાકડીઓને હાથમાં લઇને વિચારવા લાગ્યો કેઃ-"આ બે લાકડીઓદ્વારા જ આ રૂપવતી લલનાને જીવન અને મરણ પ્રાપ્ત થઈ શકતું હશે, માટે લાવ આ જીવન લાકડીદ્વારા એને જીવતી કરીને એનાથી પરિચિત થવાનો પ્રયત્ન કરું."

આમ વિચાર કરીને તેણે તે નિદ્રાધીના લલનાના શરીરને પેલી જીવન લાકડીનો સ્પર્શ કરાવ્યો કે તરત જ તે લલના પલંગપર બેઠી થઈ ગઈ અને બહુ જ વિસ્મયતાથી તે બાળકનું અવલોકન કરીને આશ્ચર્ય તથા આતુરતાના મિશ્ર ભાવથી પૂછવા લાગી કેઃ-"અરે ઓ સાહસી બાળક! તમે કોણ છો અને આ સ્થાનમાં શી રીતે આવ્યા વારુ? આ સ્થાન અતિશય ભયંકર છે, અહીં મનુષ્યજાતિને પ્રવેશ કરવાનો કઠિન

પ્રતિબંધ છે. આ સ્થાન સાતસો રાક્ષસોના સખ્ત પહેરાથી રક્ષાયલું છે અને તે રાક્ષસો મનુષ્યનો આહાર કરવાને નિરંતર તત્પર રહેનારા છે, તેથી જો તેઓ તમને જોશે, તો તરત જ મારીને ખાઈ જશે. તે સર્વ રાક્ષસો અત્યારે તો શિકાર કરવામાટે પાસેના જંગલમાં ચાલ્યા ગયા છે, પરંતુ સંધ્યા સમય થતાં પહેલાં જ તેઓ સર્વ પાછા આ સ્થાનમાં આવી પહોંચશે અને તમારો નાશ કરી નાખશે, તમારા શરીરના ટુકડે ટુકડા કરીને ખાઈ જશે." હું એક રાજકન્યા છું અને મારું નામ પુષ્પવતી છે. એ સર્વ રાક્ષસોમાંથી માત્ર એક રાક્ષસી જ મને ચાહે છે અને તેના પ્રતાપે જ હું અદ્યાપિ જીવતી રહી છું, નહિ તો કયારનીયે તે રાક્ષસોનો ભક્ષ થઈ ગઈ હોત! તે રાક્ષસી શિકારમાટે બહાર જાય છે ત્યારે આ મરણ લાકડીને મારા શરીર સાથે અડકાડતી જાય છે એટલે હું મૂર્ચ્છિત થઈ તેમના આવતાં સુધી આ પલંગમાં જ પડી રહું છું અને જ્યારે તે રાક્ષસી શિકાર કરીને અહીં આવી પહોંચે છે, ત્યારે આ જીવન લાકડીના સ્પર્શથી મારી મૂર્ચ્છાને દૂર કરે છે અને મને પાછી જીવતી કરે છે. મને મારવા માટે જે લાકડી બનાવી છે તે રૂપાની છે અને જીવાડવામાટે જે લાકડી રાખી છે તે સોનાની છે અને તે સોનાની લાકડીથી જ તમે અત્યારે મને જીવતી કરી શકયા છો. પરંતુ હવે તે લોકોના આવવાનો સમય થઈ ચૂક્યો છે, માટે વિશેષ વાર્તાલાપ કર્યા વિનાજ અહીંથી સત્વર ચાલ્યા જાઓ, નહિ તો જો તેમની દૃષ્ટિએ પડશો તો તરત જ તમને તેઓ મારી નાખશે અને તમારા શરીરને ખાઈ જશે, માટે જેમ બને તેમ જલદી ચાલ્યા જાઓ."

આ સાંભળીને ભાલચંદ્ર બાળક બોલ્યો કે:–"એમ તે કેમ ન્હાસી જવાય! હું મારી બહેનને માટે પુષ્પ લેવા આવ્યો છું, એટલે તે પુષ્પ લીધા વિના અહીંથી એક પગલું પણ આગળ ભરવાનો નથી. કદાચિત્ પુષ્પ લેવા જતાં મારું મૃત્યુ થશે, તો તે પણ મને કબૂલ છે; પરંતુ મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી. તે સાથે જ હું આ સ્થળેથી તમારો ઉદ્ધાર કરવાની ઇચ્છા ધરાવું છું, એટલે તે કાર્ય કર્યાં વિના પણ મારાથી જવાય તેમ નથી. જ્યારે હું કેતકીનાં પુષ્પ મેળવી શકીશ તથા તમારો ઉદ્ધાર કરી શકીશ, ત્યારે જ અહીંથી આગળ પગલું ભરીશ અને નહિ તો આ સ્થળે જ મરીશ અથવા રાક્ષસોમાંના કેટલાકને મારીશ."

આ પ્રમાણે વાર્તા થતાં થતાં લગભગ સંધ્યા થવા આવી; એટલે તે ભાલચંદ્ર બાળક રૂપાની મરણ લાકડી દ્વારા પુષ્પવતીને મૂર્ચ્છિત કરીને પોતે એક ઘટાદાર કેતકી વૃક્ષની ઓટમાં છુપાઈ ગયો.

ત્યાર પછી સંધ્યા થતાંની સાથે જ રાક્ષસો ભયાનક શબ્દો ઉચ્ચારતા તથા અનેક પ્રકારનાં તોફાન કરતા તે બગીચામાં આવી પહોંચ્યા. રાક્ષસીએ પુષ્પવતીના ઓરડામાં પ્રવેશ કરીને સોનાની જીવનલાકડી દ્વારા પુષ્પવતીને જાગ્રત કરીને કહ્યું કેઃ—"બેટા, પુષ્પવતી! આ બગીચામાં મનુષ્યનો ગંધ આવતો હોય તેમ જણાય છે, તો શું આ બગીચામાં કોઈ મનુષ્યે પ્રવેશ કર્યો છે?"

પુષ્પવતીએ ઉત્તર આપ્યું કેઃ—"માતા! આપ તો મને નિર્જીવ કરી ચાલ્યાં જાઓ છો એટલે મને શી રીતે ખબર પડી શકે કે, આ ઉદ્યાનમાં કોઈ મનુષ્યે પ્રવેશ કર્યો છે કે નહિ. પરંતુ આપ કહો છો કે, આપને મનુષ્યનો ગંધ આવે છે તો, તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? હું પોતે જ મનુષ્ય છું અને તેથી કદાચિત્ મારો ગંધ આવે એ સર્વથા સ્વાભાવિક જ છે. અન્ય કોઈ પણ મનુષ્ય આવા અનેક વિડંબનાઓથી ભરેલા અને રાક્ષસોવડે ભયાનકતાથી રક્ષાયલા સ્થાનમાં પ્રવેશ કરવાનું સાહસ કરે એ સર્વથા અસંભવિત તથા અશક્ય છે. આપની આ શંકા કેવળ પ્રમાદયુક્ત જ છે, માટે જો આપની મનુષ્યના ગંધને આવતો અટકાવવાની ઇચ્છા હોય તો, મને પોતાને જ મારી નાખો, એટલે આપની તે શંકાનું નિવારણ થશે અને મનુષ્યનો ગંધ આવતો અટકી જશે."

આ સાંભળીને રાક્ષસીએ સહજ વિરક્ત થઇને કહ્યું કેઃ—"જારે ગાંડી છોકરી! તું આવી વાર્તા કરતાં લેશ પણ શર્માતી નથી કે શું! હું તને મારા પ્રાણથી પણ અધિક પ્રિય ગણું છું અને તને અતિશય ચાહું છું; તો પછી તારી હત્યા કેમ કરું! તને શા માટે મારું? મારાથી તને મારી શકાય ખરી કે?"

ત્યારે પુષ્પવતી બોલી કેઃ—"માતા! કેવળ તમો એકલાં જ મને ચાહો છો અને મારા પર પ્રેમ રાખો છો. તમારા વિના મારા પર બીજા એક પણ રાક્ષસ અથવા રાક્ષસીનો પ્રેમ નથી. તમારા પ્રેમના પ્રતાપે જ હું અદ્યાપિ જીવતી રહેવા પામી છું, એટલે આપના મૃત્યુ પછી આ સર્વ રાક્ષસો મને મારીને ખાઈ જશે એવી મારા હૃદયમાં વારંવાર આશંકા થયા કરે છે."

આમ કહેતાં કહેતાં પુષ્પવતીની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. એટલે રાક્ષસીએ પુષ્પવતીની આંખનાં આંસુ લૂછીને કહ્યું કેઃ—"પુષ્પવતી! બેટા! તું રડે છે શા માટે? તારે ભય રાખવાનું શું પ્રયોજન છે? મારું મૃત્યુ સહજમાં થઈ શકે તેમ નથી અને તેનું કારણ બહુ જ ગુપ્ત રાખવાયોગ્ય હોવા છતાં પણ હું તને કહી સંભળાવું છું, માટે બરાબર લક્ષ્યપૂર્વક સાંભળી લે. આ આગાર સમક્ષ જે એક સરોવર આવેલું

છે, તે સરોવરના તળવિભાગમાં એક દુર્ગ આવેલો છે અને તે દુર્ગના ઉપરના ભાગમાં ભ્રમરનું એક જોડું રહે છે. જેના ભાલમાં ચંદ્ર હોય અને જેના હાથમાં તારા વિરાજી રહ્યા હોય તેવો કોઈ પુરુષ તે ભ્રમરના જોડાંને લઈ આવીને પોતાના બન્ને હાથ વચ્ચે ચગદીને મારી નાખે, તો જ મારું તથા મારી સાથેના સાતસો રાક્ષસોનું મૃત્યુ થાય તેમ છે. પરંતુ જો તે ભ્રમરના રક્તનો એક પણ બિન્દુ પૃથ્વીપર પડી જાય તો, તેમાંથી સાતસોને બદલે બીજા ચૌદસો રાક્ષસો ઉત્પન્ન થાય અને તે ભ્રમરને મારનાર મનુષ્યનું ભયંકર રીતે મૃત્યુ કરીને તેના શરીરનું ભક્ષણ કરી જાય. આ સર્વ રહસ્યયુક્ત વાર્તાથી હવે તું સારી રીતે સમજી શકી હશે કે, આવું સાહસિક અને મૃત્યુ નિપજાવનાર કાર્ય કરવાની કોઈ પણ મનુષ્ય હિમ્મત કરી શકે તેમ નથી અથવા તો હાથે કરીને જ મૃત્યુના મુખમાં કોઈ પણ વ્યક્તિ પ્રવેશ કરવાનું દુઃસાહસ કરે એ સર્વથા અસંભવિત કિંવા અશક્ય જ છે અને એથી અમે લોકો એક પ્રકારે અમર જ છીએ. અમારું મૃત્યુ થવું સર્વથા આકાશકુસુમસમાન જ છે; તેમ જ તેવો કોઈ ભાલચંદ્ર અને તારામંડિત યુવક આ અવનીમાં અસ્તિત્વ ધરાવતો હોય, એવી મારી કલ્પના નથી. આથી તારે ભય રાખવાનું કશું પણ કારણ નથી. જ્યાં સુધી મારા દેહમાં પંચપ્રાણ હશે, ત્યાં સુધી કોઇનાથી તારો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી, માટે તું રડીશ નહિ, વૃથા શોક કરીશ નહિ અને આવી આશંકાને હૃદયમાં સ્થાન પણ આપીશ નહિ. હવે જરા મારા પગપર તારો હાથ ફેરવીને મારા થાકને દૂર કરવાની ચેષ્ટા કર. મારી સેવાથી અવશ્ય તારું કલ્યાણ જ થશે અને તારા હૃદયમાં છુપાયલો સર્વ ભય દૂર થશે. આવ, બેટા, તું રડ નહિ. મારી પાસે આવ એટલે તારો સર્વ સંતાપ નાશ પામશે, તારા હૃદયમાં રહેલી સર્વ પ્રકારની આશંકાનો સંહાર થશે. તું મારી પુત્રીસમાન છે, મારી લાડકવાયી કન્યા જ છે, એટલે તારાપર કોઈ પણ અત્યાચાર કરવાનું સાહસ કરી શકે તેમ નથી."

આ સાંભળીને પુષ્પવતીએ શાન્ત ભાવને ધારણ કર્યો, અને પછી રાક્ષસીના શરીરને દાબવા લાગી. કેટલીક વાર પછી તે રાક્ષસી તથા અન્યાન્ય સર્વ રાક્ષસો ઉંઘી ગયાં.

બીજે દિવસે પ્રભાતમાં જ્યારે રાક્ષસો શિકારમાટે બહાર ચાલ્યા ગયા, ત્યારે ભાલચંદ્ર કુમારે પુષ્પવતીના શયનમંદિરમાં આવીને પેલી જીવન લાકડીદ્વારા પુષ્પવતીને જાગ્રત કરી. પુષ્પવતીએ જાગ્રત થયા પછી પેલી રાક્ષસીનો સર્વ વૃત્તાંત તે ભાલચંદ્ર બાળકને કહી સંભળાવ્યો. એ સાંભળીને તે ભાલચંદ્ર બાળકે પોતાના આખા શરીરપર સરસવનું તેલ

ચોળીને તે સરોવરમાં પ્રવેશ કર્યો અને છેક તળીયે જઇને તે દુર્ગ ઉપરથી ભ્રમરના જોડાંની દાબડી લઇને પાછો સરોવરના તીરપ્રાંતમાં આવી પહોંચ્યો. ત્યાર પછી તેણે તે ભ્રમરનાં જોડાંને બન્ને હાથ વચ્ચે દબાવીને મારી નાખ્યું અને તેના રક્તના બિન્દુઓ પૃથ્વીપર ન પડે એટલામાટે તે રક્તને એક વાટકીમાં ઝીલી લઇને પોતાના આખા શરીરપર ચોળી દીધું; લોહીનું એક ટીપું પણ ભોંયપર પડવા દીધું નહિ.

આ સમયે પેલા શિકાર કરવામાટે ગયેલા રાક્ષસો જ્યાં આગળ શિકાર કરી રહ્યા હતા, ત્યાં આગળ જ ભયંકર ચીતકાર કરીને તથા તરફડીયાં ખાઈ ખાઇને જમીનપર આમ તેમ પછડાવા લાગ્યા. તેમના શરીરમાંથી રક્તની ધારાઓ વહેવા લાગી અને છેવટે તેઓ બધા આકુલ વ્યાકુલ થઈને મરણવશ થઈ ગયા.

જ્યારે તે સર્વનું અસ્તિત્વ મટી ગયું અને સવ મૃત્યુવશ થઈ ચૂકયા ત્યારે પેલા ભાલચંદ્ર કુમારે પુષ્પવતીની સાથે લગ્ન કર્યાં. લગ્ન કર્યાં પછી કેતકીનાં પુષ્પ તથા બીજ આદિ સર્વ લઇને પુષ્પવતી તથા પેલો ભાલચંદ્ર કુમાર ઉભય પોતાના દેશ તરફ જવાને વિદાય થયા.

તેમણે પ્રથમ સમુદ્ર પાસે આવીને કહ્યું કે;-"હે વિપદ્દહારક વરુણદેવ! આપનાં આગતુક સેવકોને સ્હામે પાર જવાનો માર્ગ આપો. જો આપ માર્ગ નહિ આપો તો અમો માર્યાં જઇશું, માટે દયા કરીને માર્ગ આપો." તેમની આ પ્રાર્થના સાંભળીને તરત જ સમુદ્રે માર્ગ કરી આપ્યો.

ત્યાર પછી કંટકવન સમક્ષ આવીને તેમણે કહ્યું કેઃ-"હે સંકટહારક વનદેવતા! દયા કરીને અમને આ કંટકમય વનમાંથી જવાનો માર્ગ કરી આપો, નહિ તો અમો માર્યાં જઇશું."

આવી વિનયયુક્ત પ્રાર્થના સાંભળીને કંટકવનમાંનો માર્ગ ખુલ્લો થઈ ગયો અને તેથી તેઓ બન્ને તરત જ તે વિકટ વનને ઓળગીને પાર થયાં.

તેમને સહીસલામત ઘેર આવી પહોંચેલાં જોઇને ભાલચંદ્ર કુમારની ભગિની અત્યંત પ્રસન્ન થઈ. એક તો તેને પોતાનાં અતિ પ્રિય કેતકીનાં પુષ્પ અને બીજ મળ્યાં અને તે ઉપરાંત વળી અપ્સરા સમાન સૌન્દર્યશાલિની પુષ્પવતી ભાભી મળી! આથી તે આનંદના અતિરેકથી ઉછળી પડી તથા ઇશ્વરનો આભાર માનવા લાગી.

એ પુષ્પવતી કાંઈ જેવી તેવી કન્યા નહોતી! ભાલચંદ્ર કુમારના જીવનનો સર્વ વૃત્તાંત તે જાણતી હતી. એક દિવસ તેણે પોતાના સ્વામીને ઉદ્દેશીને પૂછ્યું કે -"પ્રિય પ્રાણાધાર! કૃપા કરીને આપ જો આ દેશના

રાજાને આપણે ત્યાં બોલાવી લાવો, તો હું તેને તમારા વૃત્તાંતનો ભેદ એવી સરસ રીતે રજૂ કરી દઈશ કે, જે સાંભળીને તમે અત્યંત આશ્ચર્યચકિત થઈ જશો. આમ કરવાનો મારો હેતુ અતિશય ગુપ્ત છે અને તે આપને ભવિષ્યમાં જણાયા વિના રહેશે નહિ. પાછળથી તેનું સર્વ રહસ્ય અવશ્ય આપના જાણવામાં આવશે. કદાચિત્ આપણાં ભાગ્ય પ્રબળ હશે તો આપણને આ ભાડાની ઝૂપડીનો ત્યાગ કરીને મહાલયના મનોહર અંતઃપુરમાં વસવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થઈ શકશે."

પોતાની પત્નીના મુખથી આવી મર્મમયી વાર્તા સાંભળીને તે ભાલચંદ્ર કુમારે કહ્યું કે;-"પ્રિયતમા પુષ્પવતી! હું તમારા હૃદયના તે આશયને કાંઈક સમજી શક્યો છું. હું મહારાજાને આપણે ત્યાં લઈ આવવાનો યત્ન કરી જોઈશ. જો આપણા ભાગ્યમાં લખ્યું હશે તો તેઓ અવશ્ય આવશે જ અને તમારી ધારેલી ધારણા પાર પડશે."

ત્યાર પછી બીજે દિવસે પ્રભાતના પ્રહરમાં તે ભાલચંદ્ર કુમાર શિકાર કરવામાટે પોતાના ગ્રામ પાસેના એક જંગલ તરફ જવાને રવાના થયો. દૈવયોગે તે દેશનો રાજા પણ તે જ જંગલમાં શિકારમાટે આવી પહોંચ્યો. કેટલીક વાર પછી તે ભાલચંદ્ર બાળકનો રાજાની સાથે તે જ જંગલમાં સાક્ષાત્કાર થયો અને રાજાએ તે ભાલચંદ્ર કુમારને ઉદ્દેશીને કહ્યું:-"જુઓ મહાશય, હું ઘણા સમયથી તમારી સાથે મિત્રતા કરવાની ઇચ્છા રાખું છું; તો તેમાં તમારી સમ્મતિ છે કે નહિ?"

રાજાની આવી મિષ્ટ વાર્તા સાંભળીને તે ભાલચંદ્ર બાળકે પ્રણામ કરીને ઉત્તર આપ્યું કે;-"મહારાજ! મારાં પરમ સૌભાગ્ય કે, મારા જેવા એક સામાન્ય બાળક પ્રતિ આપ આટલો બધો અનુગ્રહ પ્રકટ કરો છો. જો આપ કૃપા કરીને મારા ગૃહને આપનાં પવિત્ર ચરણોની પવિત્ર રજથી પવિત્ર કરશો તો તો હું કૃતાર્થ થઇશ અને આપના કલ્યાણમાટે તે દયાળુ ભગવાન્ પાસે વિશુદ્ધ હૃદયથી નિરંતર પ્રાર્થના કરતો રહીશ."

એ સાંભળીને રાજાએ કહ્યું કે;-"મહાશય! તમારી આ યાચનાનો હું સ્વીકાર કરું છું અને તમારા આ આમંત્રણને માટે તમને હૃદયપૂર્વક ધન્યવાદ આપું છું, પરંતુ આપનું ગૃહ ક્યાં છે વારુ?"

રાજાના પ્રશ્નના ઉત્તરમાં તે ભાલચંદ્ર બાળકે પોતાના ઘરનો બરાબર પત્તો આપીને રાજાને પ્રણામ કરી તે સ્થાનનો પરિત્યાગ કર્યો.

ભાલચંદ્ર બાળકે પોતાને ઘેર આવીને રાજાના આગમનની વાર્તા પુષ્પવતી તથા પોતાની બહેનને કહી સંભળાવી અને ત્યાર પછી રાજાના સત્કારમાટેની સર્વ તૈયારી કરી લીધી.

તે જ દિવસે રાજા પોતાના કેટલાક અનુચરો સહિત તે ભાલચંદ્ર કુમારના ગૃહ આગળ આવી પહોંચ્યો. રાજાને પોતાને ત્યાં આવેલો જોતાં સાથે જ ભાલચદ્ર કુમારે તેનો અતિશય આદર સત્કાર કર્યો. એ સત્કારથી સંતુષ્ટ થઈને રાજા એક આસનપર વિરાજ્યા એટલે પુષ્પવતીએ તે લલાટમાં ચંદ્રમાને ધારણ કરનાર અને હાથમાંના તેજસ્વી તારાઓથી શોભનાર કુમાર ભાલચંદ્રનો તથા તેની ભગિનીનો સર્વ વૃત્તાંત રાજાને કહેવા માંડ્યો. રાજાએ પોતાની નવીન રાજમહિષીને જે સોનાની ઘંટડી આપી હતી, ત્યાંથી લઇને, નવીન રાજમહિષીએ પોતાની સપત્નીઓની કુમંત્રણાથી કેવી રીતે બે વાર ઘંટડી વગાડીને રાજાને કંટાળો આપ્યો હતો, ત્યાર પછી નવીન રાજમહિષીને સંતાન થતાં અન્ય ૭ રાણીઓએ કેવી રીતે દાસીને વશ કરીને તેનાં સંતાનો સેરવી લીધાં અને તેની જગ્યાએ કૂતરાનાં બે બચ્ચાં રાખી દીધાં હતાં અને ત્યાર પછી તે બન્ને બાળકોને તે કુંભારે કેવી રીતે ઉછેર્યાં; પછીથી રાજાએ કેવી રીતે નવીન રાણીની અવહેલના કરી મહાલયમાંથી બહાર કાઢી મૂકી હતી; ત્યાર પછી તે ભાલચંદ્ર બાળક કેવી રીતે તે કેતકીના ઉદ્યાનમાં જઇને રાક્ષસોને મારીને પુષ્પવતીને પોતાને ઘેર લઈ આવ્યો હતો, ત્યાં સુધીનો સર્વ વૃત્તાંત તેણે રાજાને કહી સંભળાવ્યો.

આ સાંભળીને રાજા અત્યંત આશ્ચર્યચકિત થયો અને ત્યાર પછી કાંઇક વિચાર કરીને પુષ્પવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ–"પુત્રવધૂ! તમે આજે મારા મહાલયમાં થએલાં અનેક કુકૃત્યોને પ્રકાશમાં લાવ્યાં છો, મારા રાજ્યના ભાવિ ઉત્તરાધિકારીને મારા હસ્તમાં સોંપી શક્યાં છો, એ સર્વ તમારા અપૂર્વ બુદ્ધિમત્ત્વ અને પાંડિત્યનું જ પરિણામ છે. તમારા આ ઉપકારનું વિસ્મરણ મારાથી કદાપિ થઈ શકશે નહિ. હું આજે ને આજે તમને, મારા કુમારને તથા મારી કન્યાને રાજમહાલયમાં લઈ જવાની અને પેલી છયે દુષ્ટા રાણીઓને ભયંકર દેહાંત દંડ આપવાની વ્યવસ્થા કરું છું. મારાં પ્રિય બાળકોપર આવો અત્યાચાર કરનાર અને નવીન રાણીનાં સર્વ સુખોને ધૂળમાં મેળવનાર તે દુષ્ટા રાણીઓ તથા તે કુલટા દાસીની હું હમણાં જ સારી રીતે ખબર લઉં છું. તે નીચ અને અધમ કાર્ય કરનારી કારસ્થાની નારીઓને આજે ને આજે જ કાળના કરાળ દૂતના મુખમાં ધકેલું છું."

આમ કહીને રાજા પોતાના અનુચર વર્ગ સાથે રાજમહાલય તરફ જવાને વિદાય થયો અને તરત જ તેણે નવીન રાજમહિષીને બોલાવી મંગાવી તથા તેને સારાં સુશોભિત વેશવિન્યાસથી વિભૂષિત કરીને મહાલયના મુખ્ય અંતઃપુરની અધિવાસિનીના પદપર નિયુક્ત કરી. ત્યાર પછી

ભાલચંદ્ર કુમાર, તેની ભગિની તથા પુષ્પવતીને અતિ સન્માનપૂર્વક તે મહાલયમાં લઈ આવવામાં આવ્યાં, અને તેમને પણ નિવાસમાટે જૂદાં જૂદાં સુંદર અને સુશોભિત સ્થાનો પ્રદાન કરવામાં આવ્યાં.

બીજે દિવસે રાજાએ એક ભવ્ય દરબાર ભર્યો અને તે દરબારમાં દેશના નાના મોટા સર્વ જનો તથા ધનાઢ્ય અને દરિદ્ર આદિ અનેક લોકો એકઠાં થયાં. સભાની એક બાજુએ એક પડદાની પાછળ મહિલામંડળને બેસાડવામાં આવ્યું અને ત્યાર પછી જ્યારે સર્વ જનો પોતપોતાના આસનપર બરાબર ગોઠવાઈ ગયાં અને સભાસ્થળ સર્વથા શાંત અને નીરવ થઈ ગયું ત્યારે રાજાએ પોતાના આસનપર બેસીને સભાસ્થાનમાં એકત્રિત થયેલા સર્વજનો સમક્ષ પેલી દુષ્ટા અને કુલટા દાસીનો તથા ૭યે રાણીઓનો સર્વ ભયંકર વૃત્તાંત કહી સંભળાવ્યો.

એ સાંભળીને સર્વજનો તિરસ્કારદર્શક શબ્દનો ધ્વનિ કરીને ધિક્કારની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા. ત્યાર પછી રાજાએ મોટા મોટા સાત ખાડા ખોદવાની આજ્ઞા આપી. જ્યારે તે ખાડા ખોદાઈ રહ્યા ત્યારે તેમાં કાંટા ભરાવીને ૭ રાણીઓને ૭ ખાડામાં તથા બાકી રહેલા એક ખાડામાં પેલી દુષ્ટા દાસીને દટાવી દીધી. ત્યાર પછી રાજા, નવીન રાજરાણી, તેનો ભાલચંદ્ર કુમાર, તેની પત્ની પુષ્પવતી અને ભાલચંદ્રની ભગિની આદિ સર્વ રાજમહાલયમાં આનંદપૂર્વક દિવસો વીતાડવા લાગ્યાં.

---

## સાત માતાનો પુત્ર

એક સમયે એક રાજા હતો. તેને સાત રાણીઓ હતી. તેની સાતે રાણીઓમાંથી એક રાણી સંતાનવતી ન હોવાથી તેનું મન નિત્ય વ્યગ્ર રહેતું. એક દિવસ એક સાધુએ તે રાજાને કહ્યું કે: "હે રાજન્, અરણ્યમાં એક વિશિષ્ટ વૃક્ષ છે અને તેની એક શાખા ઉપર સાત આમ્રફળ લટકે છે. જો તમે જાતે જઈને તે આમ્રફળ તોડી લાવો અને તમારી દરેક રાણીને અકેક ફળ આરોગવા આપો તો તમારી પ્રત્યેક રાણી પુત્રવતી થાય." સાધુનું આ કથન સાંભળી રાજા અરણ્યમાં ગયો અને તેણે બતાવેલા વૃક્ષની શાખાપરથી સાત આમ્રફળ તોડી લાવ્યો. તેણે પોતાની દરેક રાણીને અકેક આમ્રફળ આરોગવા આપ્યું અને ત્યાર પછી અલ્પ કાળમાં જ સાતે રાણીઓ સગર્ભા થવાના શુભ સમાચાર સાંભળી રાજાનું મન હર્ષથી પ્રફુલ્લ થયું.

એક દિવસ રાજા શિકાર કરવા નીકળ્યો ત્યારે માર્ગમાં તેણે એક અનુપમા સ્વરૂપવતી યુવતીને જોઈ. તે તેનામાં મોહિત થઈ ગયો. તેને પોતાના પ્રાસાદમાં તેડી લાવી તેણે તેની સાથે લગ્ન કર્યું. આ નવી

રાણી માનવજાતિની નહોતી કિન્તુ રાક્ષસી હતી, પરન્તુ રાજાને આ વાતનું જ્ઞાન નહોતું.

રાજા આ નવી રાણીમાં એટલો બધો લુબ્ધ થઈ ગયો હતો કે તે જેમ કહેતી તેમ તે કરતો હતો. એક દિવસ તે રાણીએ રાજાને કહ્યું: "પ્રિયતમ, તમે કહો છો કે બીજી બધી રાણીઓ કરતાં તમે મને વિશેષ ચાહો છો, પણ આ વાત ખરી છે કે નહિ એની હું પરીક્ષા કરવા ઇચ્છું છું. જો તમે મને અનન્ય મનથી ચહાતા હો તો બીજી સાતે રાણીઓનાં ચક્ષુ ફોડી નંખાવી તેમને મારી નંખાવો!" પોતાની મનોમોહિની રાણીની આ ઇચ્છા જાણી અને વિશેષે કરી તે સાતે રાણીઓ સગર્ભા છે એ વિચાર આવતાં રાજા બહુ જ શોકાતુર થઈ ગયો, પરન્તુ તે રાક્ષસી રાણીની માગણી પૂરી કર્યા વિના તેને ચાલે તેમ નહોતું. તેણે સાતે રાણીઓનાં ચક્ષુ ફોડી નંખાવ્યાં અને તેમને મૃત્યુના મુખમાં ધકેલી દેવામાટે તેમને વડા અધાનના હવાલે કરી. તે વડો અધાન દયાળુ હૃદયનો મનુષ્ય હતો તેથી તેમને મારી નખાવવાને બદલે તેણે તેમને પર્વતની એક ગુહામાં ગુપ્ત રાખી. કેટલોક કાળ વીતી ગયા પછી સાત રાણીઓમાંથી સૌથી મોટી રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. તે રાણીએ પોતાના મનમાં વિચાર કર્યો કે: "આ પુત્રને હું શું કરું? અમે અંધ છીએ અને ખોરાકની તંગીને લીધે મરી જવાની તૈયારીમાં છીએ. હું આ કુંવરને મારી નાખીશ અને તેનું માંસ અમે બધાં વહેંચી ખાઇશું." આવો વિચાર કરી તેણે તે કુંવરને મારી નાખ્યો અને તેનું માંસ તેની દુઃખી બહેનો અને પોતા વચ્ચે વહેંચી લીધું. ૭ રાણીઓએ તેમને ભાગે આવેલું માંસ ખાધું પણ સૌથી નાની રાણીએ તેનો ભાગ ખાધો નહિ કિન્તુ તેને તેણે પોતાની પાસે સાચવીને રાખી મૂકયો. થોડા દિવસમા બીજી રાણી પણ પુત્રરત્નની માતા થઈ અને તેણે પણ તેની મોટી બહેને તેના કુંવર સાથે જેવું આચરણ કર્યું હતું તેવું જ આચરણ કર્યું. તે જ પ્રમાણે ત્રીજી, ચોથી પાંચમી અને છઠ્ઠી રાણીએ પણ પોતાના પુત્રોને મારી નાખ્યા. આખરે સાતમી રાણીએ એક રાજકુમારને જન્મ આપ્યો. તેની અન્ય બહેનોની માફક વર્તવાને બદલે તેણે તે રાજકુમારને ઉછેરી મોટો કરવાનો નિશ્ચય કર્યો. તે નવીન જન્મેલા બાળકના માસમાંથી તેમને ભાગ મળવો જ જોઇએ એવું જ્યારે બીજી રાણીઓએ જાહેર કર્યું ત્યારે સાતમી રાણીએ તે છએ રાણીઓએ તેમના પુત્રની હત્યા કરી જે માંસ તેને આપ્યુ હતું અને જે તેણે સાચવીને રાખી મૂકયું હતું તે તેણે તેમને પાછું આપ્યું. તેમને આપવામાં આવેલું માંસ શુષ્ક હોવાથી તે નવીન જન્મેલા રાજકુંવરના માંસનો ભાગ ન જ હોવો

જોઇએ, એ વાત અન્ય રાણીઓએ એકદમ જાણી લીધી. આથી સાતમી રાણીએ તેમને નિવેદન કર્યું કે "હું મારા કુંવરને મારી નાખવા નથી ઇચ્છતી પણ એને ઉછેરી મોટો કરવાનો મેં નિશ્ચય કર્યો છે." સાતમી રાણીનું આ કથન સાંભળી બીજી રાણીઓ બોલી ઉઠી કેઃ "બહેન, તારો આ વિચાર ઉત્તમ છે. અમે પણ તે કુંવરને ઉછેરી મોટો કરવામાં અમારાથી બનશે તેટલી સહાયતા તને આપીશું." પછી સાતે રાણીઓએ તે કુંવરને સ્તનપાન કરાવવા માંડ્યું અને કેટલાક વર્ષમાં તો તે કુંવર આ પૃથ્વીતળ ઉપર અસ્તિત્વ ધરાવનાર કોઈ પણ છોકરા કરતાં વધારે જોરાવર અને મજબૂત બાંધાનો થયો.

આ સમય દરમ્યાન રાજાની તે રાક્ષસી રાણીએ રાજકુટુંબ તેમ જ રાજધાનીમાં બેહદ નુકસાન કરવા માંડ્યું હતું. રાજાના રસોડામાંથી તેને જે ઉત્તમ ભોજન મળતું હતું તેથી તેનું ગહન ઉદર ભરાતું નહોતું એટલે જ્યારે રાત પડતી અને ચારેમેર અંધકાર ફેલાઈ જતો હતો ત્યારે તે રાજકુટુંબ, રાજાના નોકર ચાકર અથવા તેના હય, હસ્તી વગેરેમાંથી કોઇને કોઇનો આહાર કરતી. આમ કેટલાક સમય સુધી ચાલ્યું. આખરે રાજપ્રાસાદમાં ફક્ત રાજા અને તેની માનીતી રાણી જ બાકી રહ્યાં. રાજાની પાસે એક પણ હજૂરીઓ રહ્યો નહતો. તેનું ભોજન તૈયાર કરવાને પણ કોઈ રસોઇઓ મળતો નહોતો; કારણ કે તેને ત્યાં નોકરી કરવા કોઈ પણ માણસ ઇચ્છતું નહોતું. આખરે સાત માતાના સ્તનપાનથી મોટો થયેલો કુંવર જેણે, અત્યારે યુવાવસ્થા પ્રાપ્ત કરી હતી તે રાજાની સેવામાં નિયુક્ત થવા સ્વેચ્છાપૂર્વક બહાર આવ્યો. તે રાજાની હજૂરમાં નોકર રહ્યો. રાણી તેનો આહાર ન કરી જાય માટે તેણે સઘળી સાવચેતીનો ઉપયોગ કર્યો હતો. દરરોજ સાંજ પડતાં પહેલાં તે પોતાને ઘેર ચાલ્યો જતો. તે રાક્ષસી રાણી રાત્રિ વિના અન્ય કોઈ સમયે મનુષ્યનો આહાર કરતી નહોતી તેથી તેણે તે છોકરાને બીજી રીતે પૂરો કરવાનો નિશ્ચય કર્યો. તે છોકરો દરરોજ બડાશ હાંકતો કે તમારી મરજીમાં આવે તેવું અઘરું કામ મને સોંપો એટલે તે કરવામાં હું આનાકાની કરીશ નહિ. એક દિવસ રાણીએ તે છોકરાને કહ્યું કેઃ મને એક વિશિષ્ટ પ્રકારનો વ્યાધિ થયો છે અને તે વ્યાધિ બાર હાથ લાંબું અને તેર હાથ ડળીઆવાળું તરબૂચ ખાવાથી જ મટી શકે તેમ છે. "તે ફળ મારી મા પાસેથી જ પ્રાપ્ત થઈ શકે તેમ છે; પણ મારી મા સમુદ્રની પેલી પાર રહેતી હોવાથી તું મારી મા પાસે જઇ તે ફળ મને લાવી આપીશ કે નહિ?" તે છોકરાએ રાણીનું તે કામ કરવાનું માથે લીધું કે તરત જ રાણીએ તેને એક ભલામણ પત્ર લખી આપ્યું. તે ભલામણ પત્રમાં તેણે તેની માને લખ્યું હતું કેઃ "આ કાગળ લઇને

આવનાર બાળકને એક પળ માત્રનો પણ વિલંબ કર્યાં વિના ખાઈ જજો." તે છોકરાને કાંઈક વહેમ પડ્યો તેથી તેણે તે પત્ર ફાડી નાખ્યું અને સમુદ્ર પ્રતિ પ્રયાણ કરવા માંડ્યું. આખરે તે સમુદ્રતીરે આવી પહોંચ્યો. તે સમુદ્રના બીજા તીરે રાક્ષસીનો પ્રદેશ હતો. ત્યાં જઈ તેણે પોતાથી કાઢી શકાય તેટલા ઉચ્ચ સ્વરથી બૂમ પાડી કહ્યું: "માતા, માતા! તમે અહીં આવો અને તમારી પુત્રીને બચાવો; કારણ કે તેને એક અસાધ્ય વ્યાધિ લાગૂ પડ્યો છે અને તે ગંભીર માંદગી ભોગવે છે." સમુદ્રને પેલે પાર વસનારી વૃદ્ધ રાક્ષસીએ તે શબ્દો સાંભળ્યા અને સમુદ્ર ઓળંગી તે તે છોકરા પાસે આવી. તે છોકરાએ તેને જે સંદેશ કહ્યો તે સાંભળી તેણે તેને પોતાના ખભે બેસાડી લીધો અને સમુદ્ર ઓળંગી પેલી પાર ચાલી ગઈ. આ પ્રમાણે તે છોકરો સમુદ્રને બીજે પાર ગયો. વૃદ્ધ રાક્ષસીએ તેને બાર હાથ લાંબું અને તેર હાથના હળીઆવાળું એક તરબૂચ લાવી આપ્યું અને પછી તેને ઘર તરફ પ્રયાણ કરવા કહ્યું; પણ તે છોકરાએ કહ્યું કે: "મને ઘણો જ થાક લાગ્યો છે માટે મારાથી હાલ જઈ શકાય તેમ નથી. આજની રાત મને અહીં વિશ્રાન્તિ લેવાની રજા આપો તો ઘણું જ સારું;" તે વૃદ્ધ રાક્ષસીએ તેને તે દિવસ પોતાના ઘરમાં રાખ્યો. તે વૃદ્ધ રાક્ષસીના દીવાનખાનામાં એક ભયંકર ગદા અને એક મજબૂત દોરડાને લટકતાં જોઈ તે છોકરાએ પૂછ્યું કે; "આ ગદા અને દોરડું શા કામનાં છે?" તે વૃદ્ધ રાક્ષસીએ કહ્યું: "પુત્ર! આ ગદા અને આ દોરડું મારા હાથમાં લઈ હું સમુદ્રને પેલે પાર જઈ શકું છું. ગમે તે મનુષ્ય પોતાના હસ્તમાં આ ગદા અને આ દોરડું ઝાલી "હે અજિત ગદા! હે બલિષ્ઠ રજ્જુ! તમે મને સમુદ્રને બીજે પાર લઈ જાઓ" એવા મંત્રનો ઉચ્ચાર કરે એટલે તરત જ તેને આ ગદા અને આ દોરડું સમુદ્રને પેલે પાર લઈ જાય છે." તે ખંડના એક ખૂણામાં પક્ષીનું એક પાંજરું જોઈ તેણે પૂછ્યું કે; આ શું છે?" તે વૃદ્ધ રાક્ષસીએ જવાબ આપ્યો; "છોકરા! આમાં એક છુપો ભેદ સમાયલો છે. એ ભેદ મનુષ્યોને કહેવા જેવો નથી પણ હું મારા પૌત્રથી તે વાત છુપી રાખવા માગતી નથી. વસ્તુતઃ એ પક્ષીના જીવન ઉપર જ તારી માતાના જીવનનો આધાર છે. જે પળે આ પક્ષી મરણ પામશે તે જ પળે તારી માતા પણ આ ફાની દુનિયાને છોડીને ચાલી જશે." આ છુપો ભેદ જાણી લીધા પછી તે છોકરો બિછાનામાં જઈ સૂઈ રહ્યો. બીજે દિવસે સવારમાં તે રાક્ષસી બીજી રાક્ષસીઓને સાથે લઈ શિકાર શોધવા દૂરના પ્રદેશમાં ચાલી ગઈ એટલે તે છોકરાએ પેલું પક્ષીવાળું પાંજરું અને ગદા તથા દોરડું પકડી લીધાં અને સમુદ્રતીરે જઈને બોલ્યો. હે અજિત ગદા! હે બલિષ્ઠ રજ્જુ! તમે મને સમુદ્રને પેલે પાર લઈ

જાઓ." આંખના એક પલકારા જેટલી વારમાં તો તે છોકરો સમુદ્રના બીજા કિનારે જઈ ઊભો રહ્યો. પછી તેણે પોતાના નગર તરફ જવા માંડયું. તે રાણી પાસે ગયો અને રાણીના ભારે આશ્ચર્ય વચ્ચે તેણે તેના હાથમાં બાર હાથ લાંબું અને તેર હાથના ડાળીઆવાળું એક તરબૂચ આપ્યું. પરન્તુ પેલું પક્ષીવાળું પાંજરું તેણે ઘણી સંભાળથી એક સ્થળે સંતાડી રાખ્યું.

કેટલાક કાળ વીત્યા પછી તે નગરના લોકો રાજા પાસે ગયા અને કહેવા લાગ્યા કે; "હે રાજન્! આપના પ્રસાદમાંથી દરરોજ રાત્રિની વેળાએ એક વિકરાળ પક્ષી બહાર નીકળે છે અને નાગરિકજનોને પકડીને ખાઈ જાય છે. આવી ક્રિયા આજ કેટલાક દિવસ થયાં ચાલે છે અને તેથી આ નગર તદ્દન વેરાન થઈ જવા આવ્યું છે." આ સાંભળી રાજાએ કહ્યું કે; "તમે કહો છો તેવું પક્ષી ક્યાં છે અને તે શી રીતે મારી પ્રજાનો સંહાર કરે છે તે હું સમજી શકતો નથી." રાજાનું આ કથન સાંભળી પેલો છોકરો જે પાસે જ ઉભો રહ્યો હતો તે બોલ્યો કેઃ "મહારાજ! જો આપ આપની રાણીને અહીં આપની તેમ જ આ પુરજનોની સમક્ષ ઉભી રાખો, તો હું તે ભયંકર પક્ષીને આપની રૂબરૂ પકડી લાવું." રાજાની આજ્ઞાથી રાણીને બોલાવીને લોકોની સમક્ષ ઉભી રાખવામાં આવી એટલે તરત જ તે છોકરાએ, જે પક્ષીનું પાંજરું તે સમુદ્રપારથી લાવ્યો હતો, તે એકદમ લાવી રજૂ કર્યું. તે પક્ષીને જોતાં જ રાણીનાં હાંઝાં ગગડી ગયાં અને અચેત થઈ એકદમ તે ભૂમિ ઉપર ઢળી પડી. રાજા તરફ જોઈ તે છોકરાએ કહ્યું; "મહારાજ! દરરોજ રાત્રિની વેળાએ જે પક્ષી આપના પ્રજાજનોનો આહાર કરે છે તે કોણ છે તે જુઓ; આ પક્ષીનો એક પગ હું તોડી નાખું છું એટલે તે નરભક્ષકનો એક પગ તૂટી જૂદો જઈ પડશે." આમ કહેતાંની સાથે જ તે છોકરાએ તે પક્ષીનો એક પગ તોડી નાખ્યો એટલે ત્યાં એકત્ર થએલી મંડળીના ભારે આશ્ચર્ય વચ્ચે રાણીનો એક પગ પણ તૂટી જૂદો થઈ ગયો. જ્યારે તે છોકરાએ તે પક્ષીની ડોક દબાવી તેને યમસદનમાં પહોંચતું કર્યું ત્યારે તરત જ તે રાક્ષસી રાણીનો પાપી આત્મા પણ આ અસાર સંસારમાંથી પોતાના દેહપિંજરને છોડી પોતાનાં દુષ્ટ કૃત્યોનો જવાબ દેવામાટે ચાલ્યો ગયો! આ પછી તે છોકરાએ પોતાનો ઇતિહાસ કહ્યો અને કહ્યું કે તેની સાતે માતાઓ હજી જીવતી જ છે. તે અણમાનીતી અંધ રાણીઓને ભારે માન સાથે વાજતે ગાજતે નગરમાં લાવવામાં આવી. આ વખતે એક સાધુ ત્યાં આવી પહોંચ્યો. તેણે કાંઈ જાદૂ ભરેલી દવા તે રાણીઓની આંખોમાં આંજી એટલે તે એકદમ દેખતી થઈ. સાત માતાના સ્તનનું

પાન કરી મોટા થએલા રાજકુંવરને રાજાએ પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો અને તેને પોતાના રાજ્યાસનનો ઉત્તરાધિકારી ઠરાવ્યો. તે રાજા જ્યારે મરણ પામ્યો ત્યારે તે કુંવર તેની પાછળ ગાદી ઉપર આવ્યો અને સુખે રાજ કર્યું.

---

## સ્વતંત્રભાગ્યા વૈશ્યદુહિતા

એક વખત એક વેપારી હતો. તેને સાત છોડીઓ હતી. એક દિવસ તેણે તે છોડીઓને પૂછ્યું. "તમે કોના નસીબનું ખાઓ છો?" સૌથી મોટી છોડીએ જવાબ આપ્યો "પિતાજી! અમે તમારા નસીબનું ખાઈએ છીએ." બીજી, ત્રીજી, ચોથી, પાંચમી અને છઠ્ઠી છોડીએ પણ તેવો જ જવાબ આપ્યો; પણ તેની સૌથી નાની છોડીએ કહ્યું કે: "હું મારા પોતાના ભાગ્યનું જ ખાઉં છું." તે છોડીનો આ જવાબ સાંભળી વેપારીને તેનાપર ઘણો જ ક્રોધ ચડ્યો. ક્રોધથી રાતા પીળા થઈ તેણે કહ્યું: "અલી કૃતઘ્ન છોકરી! શું તું એમ કહે છે કે તું તારા ભાગ્યનું ખાય છે? ઠીક, હવે જોઉં છું કે તારું ભાગ્ય તને કેટલી સહાયતા કરે છે. આજ ને આજ, મારા ઘરમાથી એક પાઈ પણ લીધા વિના ચાલી જા અને તારા જે ભાગ્ય ઉપર તું આટલો બધો આધાર રાખે છે, તે તારું કેવી રીતે પૂરું કરે છે તે મને જોવા દે." આમ કહી તેણે એકદમ તેના પાલખીના ઉચકનારાને બોલાવી મંગાવ્યા અને પછી તેણે તેમને હુકમ કર્યો કે આ છોડીને લઈ જઇને કોઈ ઘોર જંગલના મધ્યમાં મૂકી આવો. તે છોડીએ વિનતિ કરીને કહ્યુ કે: "પિતાજી! આપ આપના ઘરમાંથી બીજું કાંઈ ન આપો તો ભલે; પણ મને મારી સોય દોરા અને શીવણ ભરત કામ કરવાનાં સાહિત્ય મૂકવાની પેટી લઈ જવાની રજા આપો, તો બહુ જ સારું." વેપારીએ તેને તે લઈ જવાની રજા આપી એટલે તે તે સાહિત્ય લઇને પાલખીમાં બેઠી અને ભોઇઓએ તે પાલખી ખભે ઉચકી લીધી. તે પાલખી ઉચકનારા ઘણે દૂર નહિ ગયા હોય એટલામાં તો તેમણે એક ડોસીને બૂમો પાડતી સાંભળી કે "ઓ પાલખી ઉચકનારા! ઉભા રહો, ઉભા રહો." ડોસીની આ બૂમો સાંભળી પાલખી ઉચકનારા ઉભા રહ્યા. પાલખી આગળ આવી તે ડોસીએ ભોઇઓને પૂછ્યું કે "તમે મારી છોડીને ક્યાં લઈ જાઓ છો?" તે ડોસી તે છોડીની ધાવમાતા હતી. પાલખી ઉચકનારાએ જવાબ આપ્યો કે: "વેપારીએ અમને આજ્ઞા કરી છે કે આ છોડીને લઈ જઇને કોઈ ભયંકર જંગલના મધ્ય ભાગમાં મૂકી આવો; તેથી અમે તેની આજ્ઞાનું પાલન કરવા જઇએ છીએ." તે ડોસી બોલી ઉઠી: "જો તેમ હોય તો હું

પણ તેની સાથે જંગલમાં જઇશ !" તે પાલખી ઉચકનારાએ કહ્યું: "ડોસી મા! તમે શી રીતે અમારી સાથે આવી શકશો? તમારાથી પૂરું ચલાતું તો છે નહિ; તો પછી અમે અમારા શેઠની આજ્ઞાનું પાલન કરવા ત્વરાથી ચાલીએ છીએ તેમની સાથે તમે શી રીતે ચાલી શકશો?" તે ડોસીએ કહ્યું: "ગમે તેમ થાય તોય હું મારી વહાલી છોડીની સાથે આવીશ અને અરણ્યમાં મારાથી તેની જે ચાકરી બનશે, તે કરીશ." પરિણામ એ થયું કે તે વેપારીની છોડીએ પાલખી ઉચકનારાને તે ડોસીને પાલખીમાં બેસાડવાની વિનતિ કરી અને આખરે પાલખી ઉચકનારાએ તેને પાલખીમાં બેસાડી લીધી. ખરા મધ્યાન્હ વખતે પાલખી ઉચકનારા એક ઘોર જંગલ પાસે આવી પહોંચ્યા. તેમણે તે નિબિડ અરણ્યમાં પ્રવેશ કર્યો અને સંધ્યાસમયે તેમણે તે છોડી અને ડોસીને એક વિશાળ ઝાડ તળે પાલખીમાંથી ઉતાર્યાં, અને પછી તેમણે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

તે વેપારીની છોડીની દશા ખરેખર દયાજનક હતી. તે અત્યારે ચૌદ વર્ષની ઉમરની જ હતી અને મોજશોખ અને સુખ ચેનમાં ઉછરી મોટી થઈ હતી, અત્યાર સુધીમાં કોઈ પણ દિવસ તેણે સંસારની ટાઢાઉની જોઈ ન હોતી અને આજ, તે સૂર્યાસ્તસમયે ઘોર અને ખાવા ધાતા અરણ્યમાં નિર્વાહના કોઈ પણ પ્રકારના સાધન વિના બેઠી હતી. તેને ફળાહાર આપવાને કે જળપાન કરાવવાને ત્યાં કોઈ પણ કિંકર હતો નહિ. ફક્ત એક વૃદ્ધ અને અશક્ત ડોસી તેના દુઃખથી મ્લાન થઈ ગએલા મુખમંડળને જોઈ દુઃખોદ્‌ગાર કાઢતી હતી. તેમની આવી દુઃખમય સ્થિતિને જોઈ અરણ્યનાં વૃક્ષ પણ દયાર્દ્ર થઈ ગયાં. જે ભવ્ય વૃક્ષ તળે બેસી તે છોડી અને ડોસી વિલાપ કરતાં હતાં તે વૃક્ષે તે છોડીને કહ્યું (કારણ કે, તે યુગમાં વૃક્ષોને પણ વાચા હતી) "દુઃખી છોડી! તારું દુઃખ જોઈ મને ઘણી દયા આવે છે. થોડા વખતમાં આ અરણ્યનાં વિકરાળ શ્વાપદો તેમનાં નિવાસસ્થાનોમાંથી બહાર આવશે અને શિકાર શોધવાને આમ તેમ અટન કરવા માંડશે. જો તેઓ તને અને તારા સોબતીને અહીં જોશે તો અવશ્ય તમને મારી ખાશે; પણ તમે મારી છાયા કિંવા આશ્રય નીચે આવેલાં છો અને દરેક સજ્જનની ફરજ છે કે જે દુઃખી મનુષ્ય પોતાના આશ્રય તળે આવે તેને પોતાથી બને તેટલો આશ્રય આપવો જ જોઇએ એટલે હું મારા થડને બે ભાગમાં વિભક્ત કરી નાખું છું. તમે તેને વિભક્ત થયેલું જુઓ કે તરત જ તેમાં પ્રવેશ કરજો. પછી હું મારા થડના બન્ને ભાગોને જોડી દઇશ, અને તમે થડના અંદરના ભાગમાં અહીં સહીસલામત રહેશો. જંગલનાં પશુ તમને ઇજા કરી શકશે નહિ."

એકદમ તે વૃક્ષ બે ભાગમાં વિભક્ત થઈ ગયું તે વેપારીની છોડી અને પેલી ડોસીએ તેના પોલાણમાં પ્રવેશ કર્યો કે તરત જ તે વૃક્ષે તેનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. ધીમે ધીમે રાત્રિનો અંધકાર વિશેષ ને વિશેષ વધવા લાગ્યો અને અરણ્યનિવાસી શ્વાપદો પોતપોતાના નિવાસસ્થાનમાંથી બહાર આવવા લાગ્યાં. ભયંકર વાઘ, જંગલી રીંછ, કઠણ ચામડીવાળાં ગેંડાં, મદોન્મત્ત હાથી અને વિકરાળ શીંગડાંવાળા પાડા સર્વ પોતપોતાના રહેઠાણમાંથી બહાર નીકળ્યાં. સર્વ તે વૃક્ષની આસપાસ ફરી વળ્યાં અને ભયંકર ઘુરઘવાટા કરવા લાગ્યાં; કારણ કે, તે વૃક્ષમાંથી તેમને મનુષ્યના લોહીનો ગંધ આવતો હતો. તે વેપારીની છોડી અને ડોસીએ વૃક્ષના પોલાણમાં બેઠાં બેઠાં તે પશુઓનો ઘુરઘાટ સાંભળ્યો. પશુ તે વૃક્ષ પાસે જોરથી દોડતાં દોડતાં આવતાં અને જોરથી તેમનું માથું તેના થડ સાથે અફાળતાં હતાં. તેમણે તેની ડાળીઓને તોડી પાડી, શીંગડાંના પ્રહારથી તેના થડમાં અસંખ્ય ઘા કર્યા અને તેની છાલ તો તેમના પંજાવડે તદ્દન નીકળી ગઈ. પણ તે વૃક્ષની અંદરનાં મનુષ્યને બહાર કાઢીને ફાડી ખાવાની તેમની ઇચ્છા સફળ થઈ નહિ. તે છોડી અને ડોસી તે વિશાળ વૃક્ષના ગર્ભમાં સહીસલામત રહ્યાં. પ્રભાતનો સમય થયો એટલે તે રાની પશુઓ ત્યાંથી ચાલ્યાં ગયાં. સૂર્યોદય પછી તે વૃક્ષે તે છોડી તથા ડોસીને તેના ગર્ભાશયમાંથી બહાર કાઢ્યાં અને કહ્યું. "દુઃખી બાઇ! આ અરણ્યનાં પશુ મને પુષ્કળ દુઃખ દઈ તેમનાં નિવાસસ્થાનમાં ચાલ્યાં ગયાં છે." તે છોડી અને ડોસીએ જોતાં તેમને જણાયું કે તે વૃક્ષને પુષ્કળ ઇજા થઈ હતી અને તેની ઘણીખરી શાખાઓ તૂટી પડી હતી. કેટલેક સ્થળે તેના થડમાં નખપ્રહારના ઘા સ્પષ્ટ દેખાતા હતા અને અન્ય સ્થળે તેની છાલ તદ્દન ઉખડી ગએલી હતી. વેપારીની છોડીએ તે વૃક્ષને કહ્યું; "ભલા જનક! તમે આટલું બધું દુઃખ સહન કરી અમને આશ્રય આપ્યો તેથી અમે તમારાં ઘણાં જ આભારી થયાં છીએ. ગઈ રાતે પશુએ તમને જે ઇજા કરી છે તેથી અવશ્ય તમને ઘણું જ દુઃખ થતું હશે!" આમ કહી તે પાસેના તળાવે ગઈ અને ત્યાંથી કેટલોક કાદવ લાવી અને તે વૃક્ષના જે ભાગને નખ તથા શીંગડાંથી ઇજા થઈ હતી તે ભાગ ઉપર તેણે તે કાદવનું લેપન કર્યું. જ્યારે તે છોડી લેપનક્રિયા કરી રહી ત્યારે તે વૃક્ષે કહ્યું; "મારી ભલી દીકરી! હવે મારું દુઃખ ઘણેખરે અંશે ઓછું થઈ ગયું છે પણ મારા પોતાના માટે મને જે દુઃખ થાય છે તેથી અધિક દુઃખ મને તમારા માટે [illegible] ગઈ કાલના આખા દિવસમાં તમે કાંઈ પણ ખોરાક લીધો નથી તેથી હાલમાં તમે અવશ્ય ક્ષુધાથી પીડાતાં હશો જ.

પણ હું શું કરું? મારા ઉપર એક પણ ફળ નથી; નહિ તો તે આપી તમારી ક્ષુધાની શાન્તિ કરી આતિથ્યસત્કાર તથા આતિથ્યભોજન આપવાનો દુર્લભ લાભ પ્રાપ્ત કરત. પણ પુત્રી! જો તારી પાસે કાંઈ પૈસ હોય તો તે આ ડોસીને આપ એટલે તે પાસેના શહેરમાં જઈ કાંઈ ખોરાક લઈ આવશે." તે છોડીએ કહ્યું કે તેની પાસે કાંઈ પણ ધન નહોતું. પરન્તુ તપાસ કરતાં પેટીમાંથી પાંચ કોડીઓ મળી આવી. તે તે ડોસીને આપી તે વૃક્ષે કહ્યું; 'ડોસીમા! તમે પાસેના નગરમાં જઈ આ કોડીઓના મમરા લઈ આવો;" તે ડોસી પાસેના નગરમાં ગઈ અને એક કંદોઈની દુકાને જઈ તેણે કહ્યું; "મને પાંચ કોડીના મમરા આપો" ડોસીનું આ કથન સાંભળી તે કંદોઈ હસી પડ્યો અને બોલ્યો કે: "અરે, ડોકરી! તારું મગજ ઠેકાણે છે કે નહિ! પાંચ કોડીના તે વળી મમરા મળતા હશે! ચાલી જા, 'ચાલી જા અહીંથી;' ભીડ મૂક." તે બિચારી ડોસી ત્યાંથી ચાલી અને એક બીજી દુકાને જઈ તેણે પાંચ કોડીના મમરા માગ્યા. તે ડોસીના દુ:ખી દીદાર જોઈ તે દુકાનદારને દયા આવી તેથી પાંચ કોડી લઈ તેણે તેને શેર સવા શેર મમરા આપ્યા.

મમરા લઈ હરખાતી હરખાતી તે ડોસી અરણ્યમાં ગઈ અને મમરા તે વૃક્ષના મોં આગળ મૂકયા એટલે વૃક્ષે તે છોડીને કહ્યું. "તમે દરેક આમાંથી ખવાય તેટલા મમરા ખાઓ અને પછી બાકી રહે તેમાંથી અડધા મમરા પેલા તળાવના કાંઠે છૂટા છૂટા વેરો." તે ડોસી અને છોડીએ વૃક્ષની આજ્ઞા પ્રમાણે કર્યું. જો કે વૃક્ષે તેમને આવી આજ્ઞા શામાટે કરી હતી તેનો કાંઈ ભાવાર્થ તે સમજી નહોતી. આખો દિવસ તેમણે તેમના દુઃખ વિષે શોચ કરવામાં ગાળ્યો. રાત પડી એટલે ગઈ રાતની માફક વૃક્ષે તેના થડમાં તેમને નિવાસસ્થાન કરી આપ્યું. પહેલાંની માફક આજ પણ જંગલી પશુ રાતની વેળાયે તેમનાં નિવાસસ્થાનમાંથી બહાર આવ્યાં અને તે વૃક્ષ પાસે આવી તેને વિશેષ પૂજા કરી. પણ આ રાત્રિએ તળાવને કાંઠે જ્યાં તે ડોસી અને વેપારીની પુત્રીએ મમરા વેર્યાં હતા ત્યાં એક વિશિષ્ટ પ્રકારનું દશ્ય થઈ રહ્યું હતું કે જેનું પરિણામ જ્યારે તે વેપારીની પુત્રી અને તેની ધાવમાતા તેમનાં રાત્રનિ નિવાસસ્થાનમાંથી પ્રભાતમાં બહાર આવ્યાં ત્યારે તેમના જોવામાં આવ્યું. મમરા ખાવાને તે તળાવ કાંઠે ભવ્ય પીંછાંવાળા સેંકડો મોર તે રાતે એકત્ર થયા હતા અને તે મોહક ખોરાક ખાવાની ઇચ્છાથી તેમણે અંદર અંદર લડાલડી કરી હતી તેથી કેટલાક મોરનાં શરીરપરનાં પીછાંમાંથી કેટલાંક પીંછાં જમીનપર તૂટી પડ્યાં હતાં. વૃક્ષે બંને સ્ત્રીઓને તે પીંછાં એકઠાં કરવાને સૂચવ્યું. વેપારીની છોડીએ તે પીછાંનો એક સુંદર પંખો બનાવ્યો અને

તેની ધાવમાતા તે લઈને પાસેના નગરના રાજમહાલયમાં ગઈ. તે પંખો રાજકુંવરને ઘણો જ ગમવાથી તે તેણે સારા પૈસા આપી વેચાતો લઈ લીધો. આ પ્રમાણે દરરોજ સવારમાં પીંછાં એકઠાં કરવામાં આવતાં અને દરરોજ એક એક પંખો બનાવી વેચવામાં આવતો. આમ કેટલાક દિવસ ચાલ્યું એટલે તે બને સ્ત્રીઓ પાસે સારો પૈસો એકઠો થયો અને તે પક્ષીએ તેમને રહેવાને માટે એક ઘર બંધાવવાને સલાહ આપી. ઈંટો પાડવામાં આવી, પીઢ, ટેકા, મોભીઆ વિગેરેને માટે ઝાડ કાપવામાં આવ્યાં, ચૂનો બનાવવામાં આવ્યો અને થોડા દિવસમાં તો તે વેપારીની છોડી અને તેની ધાવમાતાને રહેવાને ત્યાં મહાલય જેવું એક ભવ્ય ઘર તૈયાર થયું. પછી તે ઘરની આસપાસ એક સારો બાગ અને તેને પાણી પૂરું પાડવાને એક તળાવ બધાવવાનો તે વૈશ્યદુહિતાએ નિશ્ચય કર્યો.

આ વખત દરમ્યાન પેલો વેપારી, તેની સ્ત્રી અને તેની છએ પુત્રીઓ ઉપર લક્ષ્મીદેવીનો કોપ થયો. દુર્ભાગ્યના ફક્ત એક જ ફટકાથી તેમનું સર્વ ધન ચાલ્યું ગયું. તેમનું ઘર તથા માલમિલકત વેચાઈ ગયાં અને એક ફૂટી બદામ પણ લીધા વિના તે વેપારી, તેની સ્ત્રી અને તેની છએ પુત્રીઓને તેમનાં ઘરમાંથી બહાર નીકળવાનો પ્રસંગ આવ્યો. બનાવ એવો બન્યો કે પેલી બે સ્ત્રીઓ જેમણે ઘર બંધાવ્યું હતું અને બાગ તથા તળાવ બનાવરાવતી હતી તેમના રહેઠાણની પાસેના જ ગામમાં તે વેપારી, તેની સ્ત્રી તથા પુત્રી સહિત, જઈ પહોંચ્યો. એક વખતનો તે પૈસાદાર વેપારી હાલમાં તેની જાતમેહનતથી ઉપાર્જન કરેલા ધનવડે તેના કુટુંબનું પોષણ કરતો હતો તેથી અરણ્યની સીમાપર તળાવ બંધાવનાર બાઈને ત્યાં માટી ખોદનાર મજૂર તરીકે નોકર રહેવાનો તેણે નિશ્ચય કર્યો. તેની સ્ત્રીએ કહ્યું; "હું પણ તમારી સાથે તળાવ ખોદવા આવીશ." એક દિવસ તે વેપારીની પુત્રી તેના ઘરની બારીએ બેઠી હતી અને નીચે તળાવ ખોદવાનું કામ ચાલતું હતું તે જોતી હતી એવામાં તેણે તેનાં માતાપિતાને ચીંથરેહાલ સ્થિતિમાં તળાવ ખોદનાર મજૂરો સાથે વાતચીત કરતાં જોયાં. તેમના આવા હાલ જોઈ તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એક નોકરને મોકલી પોતાનાં માતાપિતાને તેણે ઘરમાં બોલાવ્યાં. નોકરે તેમની પાસે જઈ જ્યારે કહ્યું કે "તમને અમારાં શેઠાણી ઘરમાં બોલાવે છે" ત્યારે તે ગરીબ વેપારી અને તેની સ્ત્રીને ઘણી ધાસ્તી લાગી કે તે સ્ત્રી તેમને ઘરમાં શું કરવા બોલાવતી હશે! તે વખતે તળાવનું ખોદકામ લગભગ સંપૂર્ણ થઈ જવા આવ્યું હતું અને તે, યુગમાં તળાવનું બાંધકામ પૂરું થાય એટલે તેને મનુષ્યનો ભોગ આપ-

વાનો રિવાજ હોવાથી તેમણે ધારી લીધું કે નક્કી તે સ્ત્રી તેમનો ભોગ આપવામાટે જ તેમને ઘરમાં બોલાવતી હશે. ઘરમાં ગયા પછી એક નોકર સારાં કપડાં લઈ તેમની પાસે આવ્યો અને તેમને કહ્યું; "આ ચીંથરે હાલ કપડાં કાઢી નાખીને અમારા શેઠાણીએ તમારા માટે મોકલેલાં આ વસ્ત્ર પરિધાન કરો." જ્યારે તેમણે નોકરનું આ કથન સાંભળ્યું ત્યારે તેમના ભયની કાંઈ સીમા જ રહી નહિ. તેમના મનની ખાતરી થઈ ગઈ કે નક્કી તે સ્ત્રી તેમનો ભોગ આપવાની જ ઇચ્છા રાખતી હોવી જોઇએ; નહિ તો તે તેમને એવાં કીમતી વસ્ત્ર મોકલી આપે જ નહિ. તેમને ભયથી થરથર કંપતાં જોઈ તે સ્ત્રીએ એકદમ બહાર આવીને કહ્યું કે; 'માતાપિતા! શું આપની આ દીનપુત્રીની પરીક્ષા કરવા જ આપ આવાં ચીંથરે હાલ લુગડાં પહેરી અહીં આવ્યા છો? તમારી આ દીન દુહિતા કે જેના ઉપર તમે અસંખ્ય ઉપકાર કર્યા છે તે ઉપકારને હજી વીસરી ગઈ નથી જ. તમે તમારાં આ ચીંથરે હાલ લુગડાં એકદમ કાઢી નાખો અને મારો નોકર આ જે વસ્ત્ર આપે છે તે પરિધાન કરો." આ મ કહી તે છોડી તેમનાં ગળે બાઝી પડી અને ચોધાર અશ્રુએ રોવા લાગી. પછી વેપારીએ તેને પૂછ્યું કે "આ બધું ધન તેં ક્યાંથી પ્રાપ્ત કર્યું?" એટલે તે છોડીએ તેનાપર જે વીતક વીત્યાં હતાં તે તેના બાપને કહી સંભળાવ્યાં. તેનો બધો વૃત્તાન્ત સાંભળી રહ્યા પછી તે વેપારીના મનની ખાત્રી થઈ કે, ખરેખર તે તેના નસીબનું જ ખાતી હતી. પછી તે છોડીએ તેના બાપને પુષ્કળ ધન આપ્યું તેથી તે વેપારી તેના અસલ શહેરમાં ગયો અને ફરીથી વેપાર કરવા લાગ્યો.

હવે તે વેપારીએ વેપાર અર્થે કોઈ દૂર દેશમાં વહાણ લઇને જવાનો વિચાર કર્યો. તેના ગમનની સઘળી તૈયારીઓ સંપૂર્ણ થઈ ગઈ હતી. વહાણ હંકારવાને તૈયાર થઈ ગયું હતું. તે વેપારી તે વહાણમાં જઇને બેઠો અને નાવિકને તે હંકારવાની આજ્ઞા કરી; પણ આશ્ચર્યની વાત તો એ હતી કે, તે વહાણ કેમે કર્યું ત્યાંથી ખસતું નહોતું પુષ્કળ પ્રયત્ન કરવામાં આવ્યા પણ વ્યર્થ. આમ કેમ થતું હતું તે તે વેપારી સમજી શક્યો નહિ. આખરે તેના મગજમાં વિચાર ઉદ્ભવ્યો કે ઘરમાંથી પ્રસ્થાન કરતાં પહેલાં તેણે તેની છએ પુત્રીઓને પૂછ્યું હતું કે, વેપાર કરી પાછા આવતાં તે તેમના માટે કઈ વસ્તુ લાવે પણ તેની સાતમી છોડી જેને લીધે તે ફરીથી પૈસાદાર થયો હતો અને આ વેપાર કરવા જવા શક્તિમાન્ થયો હતો તેને તે સવાલ તેણે પૂછ્યો નહોતો. તેથી તેની શું મંગાવવાની ઇચ્છા હતી તે પૂછવા તેણે એક સેવકને એકદમ તેની પાસે મોકલ્યો. જ્યારે તે સેવક તે છોડીને ઘેર પહોંચ્યો ત્યારે તે સેવા કરવા બેઠી હતી. સેવકે તેના બાપે કહાવેલો સંદેશ તેને

કહ્યો એટલે તે છોડીએ હમણાં થોભ એ અર્થમાં 'સબૂર' એ શબ્દ કહ્યો. સબૂર નામની કાંઈ વસ્તુ તે છોડીને જોઈએ છે એમ ધારી તે ત્યાંથી ઉઠયો અને તે વેપારીને ઘેર પાછો ગયો. તે સેવકે વેપારીને કહ્યું; "આપની સાતમી છોડીએ તેનામાટે સબૂર મંગાવ્યું છે. આ પછી વેપારી પુનઃ પોતાના વહાણમાં ગયો. આ વખતે નાવિકોના અલ્પ પ્રયાસથી જ તે વહાણ સડસડાટ ચાલવા લાગ્યું. તે વેપારીએ ઘણાં બંદરની મુલાકાત લીધી અને તેની પાસેનો સર્વ માલ વેચી તેણે પુષ્કળ નફો મેળવ્યો. તેની ૭ છોડીઓએ જે વસ્તુઓ તેની સાથે મંગાવી હતી તે તેને સહજ પ્રાપ્ત થઈ, પણ સબૂર નામની જે વસ્તુ તેની સાતમી પુત્રીએ મંગાવી હતી એમ તે ધારતો હતો તે તેને પુષ્કળ તપાસ કરવા છતાં પણ પ્રાપ્ત થઈ નહિ. જે જે બંદરે તે વહાણ થોભાવતો તે સર્વ બંદરે તપાસ કરતો કે ત્યાં સબૂર નામક વસ્તુ મળે છે કે નહિ. દરેક બંદરના વેપારી તેને કહેતા કે સબૂર નામની કોઈ વેપારની વસ્તુ છે એ તેમણે તેમનાં સ્વપ્નમાં પણ સાંભળ્યું નથી. આખરે એક બંદરે તે જમીન ઉપર ઉતર્યો અને "કોઇની પાસે સબૂર છે કે કોઇની પાસે સબૂર છે કે!" એમ બૂમો પાડતો તે શહેરમાં ભ્રમણ કરવા લાગ્યો. તેની આ બૂમ તે દેશના રાજાના કુંવરે–કે જેનું નામ સબૂર હતું તેણે–સાંભળી. એકદમ તે માણસને તેણે પોતાના મહેલમાં બોલાવ્યો અને પૂછ્યું "તારે સબૂરનું શું કામ છે?" આના જવાબમાં તે વેપારીએ કહ્યું; "મારી પુત્રીએ તેના માટે સબૂર મંગાવેલ છે. હું ઘણાં બંદર ફર્યો પણ મને કયાંય સબૂરનો પત્તો લાગતો નથી." વેપારીનું આ કથન સાંભળી તે રાજકુંવર બોલ્યો કે: "ભલા વેપારી! જે સબૂરને શોધી કાઢવાને તેં આટલીબધી મેહનત લીધી છે, તે સબૂર મારી પાસે છે અને તે હું તમને આપું છું!" આમ કહી તેણે પોતાના કબાટમાંથી લાકડાની એક નાની પેટી કાઢી. તે પેટીમાં એક જાદૂઈ પંખો હતો અને તેના મધ્યમાં એક આરસી હતી. પંખા સાથે પેટી તે વેપારીને આપી તે રાજકુંવરે કહ્યું; "તમારી પુત્રી જે સબૂર મંગાવે છે તે સબૂર આજ છે." પોતાના મનની મુરાદ પૂરી થતાં તે વેપારીએ ઘણા હર્ષ સાથે વહાણને તે બંદરેથી હંકાર્યું અને તેની પિતૃભૂમિમાં ગયો. પોતાના નગરમાં જતાં જ તેણે સર્વ છોડીઓને તેમણે જે જે વસ્તુઓ મંગાવી હતી તે તે તેમને આપી અને પેલી સાતમી છોડીને રાજકુંવરે આપેલી પંખા સાથેની પેટી મોકલી આપી. તે છોડીએ તેને એક સાધારણ લાકડાની પેટી સમજી એક કોરાણે રાખી મૂકી. કેટલાક દિવસ પછી એક દિવસ તે નવરી બેઠી હતી એવામાં તેને વિચાર થયો કે; "મારા પિતાએ મને જે પેટી મોકલી છે તેમાં શું છે તે લાવ જોઉં તો ખરી!" આમ વિચારી

તેણે તે પેટી ઉઘાડી તો તેમાં તેણે એક સુંદર પંખા અને એક આરસી જોયાં. તે પંખો કેવો છે તે જોવા તેણે પોતાના હાથમાં લીધો કે તરત જ રાજકુંવર સબૂર તેની પાસે આવી ઉભો રહ્યો. રાજકુંવરે તે વૈસ્યદુહિતાને કહ્યું; "સુંદરી! તમે મને બોલાવ્યો તેથી હું આવી હાજર થયો છું. બોલો, હવે તમારી શી ઇચ્છા છે?" આવા સ્વરૂપવાન્ કુંવરને એકાએક પોતાની પાસે આવેલો જોઈ તે બાળા આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ ગઈ. તેણે તે રાજકુંવરને પૂછ્યું; "આપ કોણ છો અને અહીં કેવી રીતે આવી શકયા છો?" તે રાજકુંવરે તે છોડીના બાપને તેણે લાકડાની પેટી કેવા સંજોગોમાં આપી હતી તે તેને કહી સંભળાવ્યું અને કહ્યું કે; "આ પંખામાં એવો જાદૂ ભરેલો છે કે તે હાલશે કે તરત હું જ્યાં પંખો હશે ત્યાં આવી ઉભો રહીશ." રાજકુંવર તે વૈસ્યકન્યાના ઘરમાં બે ત્રણ દિવસ રહ્યો અને તે બાળાએ તેનો ઘણો જ સારો આદરસત્કાર કર્યો. પરિણામ એ થયું કે તેઓ બંને એક બીજાના પ્રેમમાં પડ્યાં અને તેમણે એક બીજાને પરણવાના શપથ લીધા. આ પછી તે રાજકુંવર પોતાના પિતાના પ્રદેશમાં ગયો અને પિતાને કહ્યું કે તેણે તેના માટે એક કન્યા પસંદ કરી છે. લગનનું મુહૂર્ત જોવામાં આવ્યું અને તે વેપારી અને તેની ૭ પુત્રીઓને, નોતરવામાં આવી. લગનની ધામધૂમ અને ઉત્સાહ પૂરાં થયાં નહોતાં એટલામાં એક વિઘ્ન ઉપસ્થિત થયું. વેપારીની ૭ છોકરીઓના હૃદયમાં તેમની નાની બહેનના આ ભાગ્યોદયથી દ્વેષાગ્નિ ઉત્પન્ન થયો અને તેમણે તેના ધણીને મારી નાખવાનો નિશ્ચય કર્યો. કેટલાક શીશા ભાગી તેમણે તેનો ઝીણો ભૂકો કર્યો અને તે ભૂકો તે રાજકુંવરની શય્યાપર પાથર્યો. રાજકુંવરના મનમાં શંકાનો લેશમાત્ર પણ નહોતો તેથી તે વગર તપાસે શય્યાપર સૂતો. તેને સૂતાને થોડી જ વાર થઈ હશે એટલામાં તો તેના શરીરમાં ભયંકર વેદના થવા લાગી; કારણ કે શીશાના કાચના ભૂકાએ તેના શરીરના દરેકેદરેક છિદ્રમાં પ્રવેશ કર્યો હતો. તે રાજકુંવરને દુઃખથી વ્યાકુળ થએલો તથા બૂમાબૂમ પાડતો જોઈ તેના મિત્રો ત્વરાથી તેને પોતાને દેશ લઈ ગયા.

પોતાના કુંવરની આવી ભયંકર સ્થિતિ જોઈ, રાજા અને રાણીએ તેમના દેશના તમામ વૈદ્યો, તથા હકીમોની સલાહ લીધી પણ કોઇના ભાગ્યમાં યશરેખા લખાએલી નહોતી. આખો દિવસ અને રાત તે યુવાન રાજકુંવર દુઃખથી બૂમરાણ કરી મૂકતો પણ તેને શો રોગ થયો છે તે કોઈ પારખી શકતું નહોતું તો પછી દવા કરી સાજો તો ક્યાં-થી કરે! તે વૈસ્યકન્યાના દુઃખની કાંઈ સીમા જ રહી નહોતી. હજુ તો તેને હસ્તપરનું મંગળસૂત્ર પણ છૂટ્યું નહોતું એટલામાં તો એકાએક તેના પતિ-

ને ભયંકર રોગનો આઘાત થયો અને તેના મિત્રો તેને તેનાથી સેંકડો ગાઉ દૂર લઈ ગયા એથી કાંઈ તેના હૃદયપર જેવો તેવો આઘાત થયો નહોતો. તેણે તેના પતિનો દેશ કોઈ પણ દિવસ જોયો નહોતો તોપણ તે શોધી કાઢી ત્યાં જઈ તેની સેવા કરવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. તેણે સન્યાસીનો પોશાક પરિધાન કર્યો અને સાથે એક કટાર લઈ મુસાફરીએ નીકળી પડી. તે વૈશ્યતનયા પ્રથમથી કોમળાંગી તો હતી જ અને તેણે કોઈ દિવસ લાંબી પગ મુસાફરી કરી નહોતી તેથી જલદીથી થાકી ગઈ અને એક ઝાડ નીચે વિશ્રાન્તિ લેવા બેઠી. તે ઝાડની ટોચપર એક પક્ષીનો માળો હતો. આ વખતે તે પક્ષી કે તેની માદા એમાંથી એકે તેમના માળામાં નહોતું. માળામાં ફક્ત બે બચ્ચાં જ હતાં. એકાએક તે ઝાડની ટોચપરથી બચ્ચાંએ એક ભયંકર ચીચીઆરી કરી મૂકી. વૈશ્યકન્યાનું ધ્યાન એકદમ તે તરફ ખેંચાયું અને જુએ છે તો તેણે એક ભયકર સર્પને ફેણ ઉંચી કરી તે ઝાડપર ચડતો જોયો. વૈશ્યકન્યા જેને આપણે સંન્યાસી કહીશું તે એકદમ ઉભો થયો. જોત જોતાંમાં તેણે સર્પના કાપી બે કકડા કરી નાખ્યા, એટલે બચ્ચાંએ ચીચીઆરી બંધ કરી. થોડી વારમાં પક્ષી અને તેની માદા પક્ષિણી ઉડતાં ઉડતાં તે ઝાડ તરફ આવ્યાં. પક્ષિણીએ તેના પતિને કહ્યું; "પ્રિયવર! માળામાંથી મારા બચ્ચાંનો કાંઈ અવાજ સંભળાતો નથી તેથી હું ધારું છું કે દરરોજની માફક આપણા વૈરી સર્પરાજે મારાં બચ્ચાંને અવશ્ય મારી ખાધાં હશે." આમ કહી પક્ષિણી પોતાનાં બચ્ચાંની દશા જોવા માળામાં ગઈ તો તેના ભારે આશ્ચર્ય વચ્ચે તેણે તેમને જીવતાં જોયાં. તેણે બચ્ચાંને પૂછ્યું કે ત્યાં કોઈ સર્પ આવ્યો હતો કે નહિ. એટલે બચ્ચાંએ કહ્યું કે ત્યાં એક ભયકર સર્પ આવતો હતો પણ તેને તે ઝાડ નીચે બેઠેલા યુવાન સંન્યાસીએ મારી નાખ્યો હતો. પક્ષિણીએ ઝાડ નીચે જોયું તો ત્યાં એક તરુણ સન્યાસી બેઠો હતો અને ઝાડના થડ પાસે સર્પના બે ટુકડા પડેલા હતા.

પક્ષિણીએ પોતાના પતિને કહ્યુ કે.–"આ તરુણ સન્યાસીએ આપણા ભયંકર શત્રુનો નાશ કરીને તથા આપણાં બચ્ચાંને બચાવીને આપણા ઉપર મહદુપકાર કર્યો છે; માટે હું ઇચ્છુ છું કે, આપણે તેનું કાંઈ ભલું કરીને બદલો વાળવો જ જોઇએ." પક્ષીએ કહ્યું:–"આપણા ઉપર આ સન્યાસીએ જે ઉપકાર કર્યો છે તેનો બદલો આપણે હમણાં જ વાળી આપીએ છીએ. આ સંન્યાસી ખરેખર સન્યાસી નથી પણ તે સંન્યાસીના વેષમાં સ્ત્રી છે. ગઈ રાતે જ તેનું લગ્ન રાજકુવર સબૂર સાથે થએલુ છે. તે રાજકુવર લગ્ન થઈ ગયા પછી પોતાની શય્યામાં સૂઈ રહેવા માટે ગયો હતો. પણ તે

શય્યા ઉપર તેની ઝેરીલી સાળીએ શીશાના કાચનો ભૂકો પાથર્યો હતો તે તેના શરીરના છિદ્રે છિદ્રમાં પેસી ગયો છે અને તે મહા સંકટ ભોગવે છે. હજી પણ તે તેની જન્મભૂમિમાં પીડા પામતો મરણ પથારીમાં પડેલો છે. તેની આ વીરા સ્ત્રીએ સંન્યાસીનો સ્વાંગ ધારણ કર્યો છે અને તેની સેવા કરવા તે જાય છે; પરન્તુ તેના પતિનો દેશ ક્યાં આવેલો છે એનું જ તેને જ્ઞાન નથી."

"ત્યારે શું તે રાજકુંવર સાજો થઈ શકે તેમ નથી જ?" પક્ષિણી વચ્ચે જ બોલી ઉઠી.

"હા" પક્ષિએ કહ્યું; "તેને સાજો કરવાનો ફક્ત એક જ ઉપાય છે. આપણી હગાર જે અહીં તહીં પડેલી છે અને સૂકાઈ ગએલી છે તેનો જો વાટીને ભૂકો કરવામાં આવે અને તે રાજકુંવરને સાત ઘડા પાણી અને સાત ઘડા દૂધથી નવાડીને તેના આખા શરીર ઉપર સાત દિવસ સુધી પીછીથી તેનો લેપ કરવામાં આવે તો જ તે બચી શકે તેમ છે." પક્ષિણીએ કહ્યું; "પણ તમે હમણાં જ કહ્યું કે તેના પતિનો દેશ અહીંથી ઘણો જ દૂર છે તો પછી આ ગરીબ બાઈ પગે ચાલીને ત્યાં કેમ પહોંચી શકશે? પગ મુસાફરીએ તે તેના પતિના પ્રદેશમાં પહોંચે તે પહેલાં તેનો પતિ મરણ નહિ પામે એની શી ખાતરી છે?" પક્ષીએ કહ્યું: "જો આ બાઈ તે રાજકુંવર અથવા તો તેનાં માતાપિતા પાસેથી તે રાજકુંવરની વીંટી સિવાય કાંઈ પણ ઇનામ નહિ લેવાને બંધાય તો હું તેને મારી પીઠ ઉપર બેસાડી તેના પતિના પ્રદેશમાં તેને લઈ જવાને તૈયાર છું." સંન્યાસી વેષધારિણી વૈશ્યતનયા આ બન્ને પક્ષીમાં જે વાતચીત ચાલતી હતી તે ધ્યાનપૂર્વક સાંભળતી હતી. તેણે તે પક્ષીને તેની પીઠ ઉપર બેસાડી તેને તેના પતિના દેશમાં લઈ જવાની આજીજી કરી. પક્ષિરાજ તેને પોતાની પીઠ ઉપર બેસાડીને લઈ જવાને કબૂલ થયો, એટલે તે વૈશ્યકન્યાએ પક્ષીની છૂટી છવાએલી પડેલી સૂકી હગાર એકઠી કરી અને તેને વાટી તેનો બારીક ભૂકો કર્યો. પછી તે પક્ષીની પીઠ ઉપર બેઠી એટલે પક્ષી એકદમ ત્યાંથી ઉડ્યો અને રાજકુંવર સબૂરની રાજધાનીમાં તે વૈશ્યકન્યાને ઉતારી. વૈશ્યકન્યા તરુણ સંન્યાસીના વેષમાં રાજપ્રાસાદના દ્વાર આગળ ગઈ અને રાજાને કહાવી મોકલ્યું કે, દ્વાર આગળ એક સંન્યાસી આવ્યો છે તેની પાસે એવી જડીબૂટી છે કે તે સાત દિવસમાં કુંવર સબૂરને સાજો કરી આપશે. અત્યાર સુધીમાં રાજાએ તેના રાજ્યના પ્રખ્યાત પ્રખ્યાત વૈદ્ય તથા હકીમની દવા કરી હતી પણ રાજકુંવરને કાંઈ ફેર નહિ પડેલો હોવાથી તે નિરાશ થઈ ગયો હતો અને હવે પરમેશ્વરપર વિશ્વાસ રાખી કોઇની

દવા નહિ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો, પણ તેના સલાહકારોએ આ સંન્યાસીને અજમાવી જોવાની સલાહ આપી તેથી તેણે તેની દવા શરૂ કરી. સંન્યાસીએ સાત ઘડા દૂધ અને સાત ઘડા પાણી મંગાવ્યું અને તે રાજકુંવરને તેવડે નવાડી તેના શરીરપર પીછીવડે તેણે પેલી હગારની ભૂકી ચોપડી. આ પ્રમાણે સાત દિવસ સુધી કરવામાં આવ્યું એટલે તે રાજકુંવર તદ્દન સાજો થઈ ગયો. રાજાએ આ અદ્દભુત સંન્યાસીને પુષ્કળ ધન ઇનામમાં આપવા માંડયું પણ તે તે સન્યાસીએ લીધું નહિ. તેણે રાજકુંવર સબૂરની વીંટી જ ફક્ત ઇનામમાં માગી લીધી. તે વીંટી તેને એકદમ આપવામાં આવી. પછી વૈશ્યકન્યા સમુદ્રતીરે ગઈ. પક્ષિરાજ ત્યાં તેની રાહ જોતો બેઠો હતો. જેવી તે ત્યાં આવી કે તરત જ તેણે તેને પોતાની પીઠ ઉપર બેસાડી લીધી અને ઉડીને તેના માળાવાળા ઝાડપાસે જઈ ઉતર્યો. ત્યાંથી પગે ચાલી વૈશ્યકન્યા પોતાને ઘેર ગઈ. બીજે દિવસે પ્રભાતમાં જ તેણે પેલો જાદૂઈ પંખો હલાવ્યો. એકદમ રાજકુંવર સબૂર આવી ત્યાં હાજર થયો. જ્યારે વૈશ્યકન્યાએ રાજકુંવરને તેની વીંટી બતાવી ત્યારે ભારે આશ્ચર્ય વચ્ચે તેના જાણવામાં આવ્યું કે તેની દવા કરી તેને સાજો કરનાર સંન્યાસી તેની પત્ની જ હતી. રાજકુંવર તેને તેના દેશમાં લઈ ગયો અને તેની ઝેરીલી સાળીઓને તેણે માફી આપી. આ પછી તેણે ઘણાં વર્ષ સુધી ખાધું પીધું તથા રાજ્ય કર્યું અને પોતાના છોકરાંનાં છોકરાં જોઈ સંસારના સઘળા સુખનો લ્હાવો લઈ તે તેની પત્ની સાથે આ લોક છોડી સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો.



## અફીણની ઉત્પત્તિ

એક સમયે ગંગા નદીના તટપ્રાન્તમાં એક પવિત્ર ઋષિ વસતો હતો. તે અહોરાત્ર ધર્મક્રિયા કરવામાં અને ઇશ્વરનું ધ્યાન ધરવામાં સમય ગાળતો હતો. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી તે દરરોજ ધ્યાનમગ્ન અવસ્થામાં સરિતાતટપર બેસતો અને રાત્રિ પડે પોતાના હસ્તથી બનાવેલા તાડવૃક્ષના પર્ણના કુટીરમાં વિશ્રાંતિ લેતો. તેના કુટીરની આસપાસ ઘણા કોસ સુધી કોઈ મનુષ્યની વસતિ નહોતી. તે કુટીરમાં એક મૂષક રહેતો હતો તે ઋષિ જમી રહ્યા પછી જે ખોરાક અવશેષ રહેતો તે ખાઇને પોતાનો નીર્વાહ ચલાવતો હતો. આ ઋષિની પ્રકૃતિ એટલી બધી દયાળુ હતી કે તે કોઈ પણ જીવને ઇજા કરતા નહિ. આથી તે મૂષક તેનાથી બીને નાસતો ફરતો નહોતો પણ તેની પાસે આવતો, તેના હસ્તપાદ આદિને

સ્પર્શ કરતો અને તેની સાથે ગેલ કરતો. કાંઇક અંશે તે પ્રાણીપર દયા લાવીને ને કાંઇક અંશે પોતાની પાસે કોઈ વાચાવાળું પ્રાણી હોય તો સારું એવો વિચાર કરીને તેણે તે મૂષકને વાચાશક્તિ આપી. એક રાત્રિએ પોતાના પાછલા પગપર ઉભા રહીને અને પોતાના આગલા બંને પગ જોડીને મૂષકે કહ્યું; "પવિત્ર ઋષિરાજ, આપે મારાપર કૃપા કરી મને મનુષ્યના જેવી વાચા આપી છે પણ જો આપ ગુસ્સે ન થાઓ તો મારે આપની પાસે એક વર માગવો છે." ઋષિએ કહ્યું; "મૂષક! તારે શું માગવું છે? જે માગવું હોય તે ખુશીથી માગ." મૂષકે કહ્યું; "મહારાજ! આપ દરરોજ સરિતાતીરે ઈશ્વરનું ધ્યાન ધરવા જાઓ છો તે સમયે એક બિલાડી અહીં મને પકડવા આવે છે અને મને બહુ હેરાન કરે છે. આપની બીકને લીધે જ તે મારો શિકાર કરતી નથી; પણ મને ભય રહે છે કે કોઇને કોઈ દિવસ તે મારો શિકાર કરી નાખશે. માટે હું હસ્તદ્વય જોડી આપની પાસે માગું છું કે આપ જો મને તે બિલાડીના જેવી બિલાડી બનાવો તો મારા ઉપર આપનો મોટો ઉપકાર થશે." ઋષિ તે મૂષકપર પ્રસન્ન થઈ ગયા અને મંત્ર ભણી એક અંજલિ જળ તેના ઉપર છાંટયું એટલે તે મૂષક બિલાડી બની ગયો.

કેટલાક દિવસ પછી ઋષિએ બિલાડીને પૂછ્યું; "કેમ બિલાડી! તારું હાલનું જીવન તને કેવુંક ગમે છે?" "મહારાજ!" બિલાડીએ કહ્યું; "મારું હાલનું જીવન મને મુદ્દલ ગમતું નથી!" ઋષિએ કહ્યું; "એમ, કેમ? તું આખી દુનિયામાં સૌથી વિશેષ બળવતી અને સુંદર બિલાડી છે તો પછી તારે શી વાતનું દુઃખ છે?" બિલાડીએ કહ્યું; "મહારાજ! આપે કૃપા કરી મને સૌથી જોરાવર બિલાડી બનાવી છે એટલે બિલાડાં તરફનો કાંઈ પણ ત્રાસ મને રહ્યો નથી, પણ હવે મારા માથે નવો દુશ્મન ઉભો થયો છે. જ્યારે આપ નદીતીરે જાઓ છો ત્યારે કૂતરાનું એક ટોળું આપના પર્ણકુટીર પાસે એકઠું થઈ એવું ભસંભસા કરે છે કે ભયથી મારો જીવ ઊડી જવા જેવું મને થાય છે; માટે કૃપા કરી મને કૂતરો બનાવો તો આપની મોટી કૃપા." ઋષિએ તે બિલાડી ઉપર "કૂતરો થા" એવો મંત્ર ભણી એક અંજલિ જળ છાંટયું એટલે એકદમ તે બિલાડી શ્વાનના સ્વરૂપમાં ફરી ગઈ.

કેટલાક દિવસ ચાલ્યા ગયા પછી એક રાત્રિએ તે કૂતરાએ ઋષિને કહ્યું; "મહારાજ! આપે મારા પર જે કૃપાભાવ દર્શાવ્યો છે તેનું હું વર્ણન કરી શકું તેમ નથી. હું પહેલાં એક મૂષક હતો. કૃપા કરી આપે મને ફક્ત વાચા આપી, પછી મને બિલાડી બનાવી અને હાલમાં મને કૂતરો બનાવ્યો છે; પણ આ અવસ્થામાં મારે ઘણું દુઃખ વેઠવું પડે

છે. આપના જમી રહ્યા પછી જે ખોરાક વધે છે તેથી જ હું મારું પોષણ કરું છું. મારા જેવા મોટા પ્રાણીને જોઈએ તેટલો ખોરાક મને મળતો નથી. આ કુટીરની પાસેનાં વૃક્ષ ઉપર વાંદરા જેમ તેમની મરજીમાં આવે તેમ કૂદંકૂદા કરે છે અને તેમનાં મન ભાવતાં મિષ્ટ ફળ ખાય છે; માટે જો આપ ગુસ્સે થતા ન હો તો હું આપને પ્રાર્થના કરું છું કે મને વાંદરો બનાવો!" દયાળુ હૃદયના ઋષિએ તેની ઇચ્છા પૂર્ણ કરી. તે કૂતરો ટળી વાંદરો બન્યો.

આપણા વાંદરરાજના આનંદની કાંઈ સીમા જ રહી નહોતી. તે એક વૃક્ષથી બીજા વૃક્ષપર કૂદતો અને મન ભાવતાં સ્વાદિષ્ટ ફળનો આહાર કરતો, પણ તેનો આનંદ અલ્પાયુષી હતો. ઉન્હાળો આવ્યો અને સખત તાપ પડવા લાગ્યો, નદી તથા તળાવ આદિનાં પાણી એટલાં બધાં ગરમ થઈ ગયાં કે તે પીવાં તેને ઘણાં જ વિષમ લાગ્યાં. તેણે જંગલી ભૂંડને આખો દિવસ પાણી ઉછાળતાં અને આનંદનો ઉપભોગ કરતાં જોયાં. તેમનાં સુખની તેને અદેખાઈ આવી ને તે પોતાના મનમાં કહેવા લાગ્યોઃ-"ખરેખર! આ ભૂંડ ખરેખરાં સુખી છે. આખો દિવસ તે પોતાનાં શરીરપર પાણી ઉછાળી અત્યન્ત આનંદ ભોગવે છે. હું જો ભૂંડ થાઉં તો કેવી મજા પડે!" પછી રાતે જ્યારે ઋષિ કુટીરમાં આવ્યા એટલે તેણે વાનરજીવનના દુઃખ અને ભૂંડના જીવનના આનંદની વાર્તા તેમને કહી સંભળાવી વિનતિ કરી કે, "મને ભૂંડ બનાવો તો ઘણું સારું." તે દયાળુ ઋષિએ તેની વિનતિ સ્વીકારી અને તેની ઇચ્છા પ્રમાણે તેને ભૂંડ બનાવ્યો. બે દિવસ સુધી તે ભૂંડે જળાશયમાં જઈ આનંદનો ઉપભોગ કર્યો; પણ ત્રીજે દિવસે તેના આનંદનો નાશ થઈ ગયો. તે દિવસ તે જળાશયમાં જઈને પડ્યાને ઝાઝો સમય નહિ થયો હોય એટલામાં તો તેણે અમૂલ્ય વસ્ત્રાભૂષિત હાથીપર સવાર થએલા તે ભૂમિભાગના રાજાને જોયો. રાજા તે વખતે શિકારે નીકળ્યો હતો. તેણે તે ભૂંડ તરફ શરસંધાન કરવા માંડ્યું એટલે તે ચમક્યું. છલંગ મારી એકદમ તે પાણીમાંથી બહાર નીકળ્યું. દૈવયોગે રાજાનું શર તે ભૂંડને વાગ્યું નહિ અને તે તેના સપાટામાંથી કુશળક્ષેમ જંગલમાં છટકી ગયું. તે રાત્રિએ જેવા ઋષિ આવ્યા કે તરત જ ભૂંડે તેનાપર આવી ગએલી આપત્તિનું વર્ણન કરી તથા ભૂંડના જીવનમાં રહેલા જોખમને ગણાવી કહ્યું કેઃ-"ઋષિ મહારાજ! જો આપ મને રાજાના ભવ્ય હાથી જેવો હાથી બનાવો તો જ મને ખરું સુખ પ્રાપ્ત થાય; હાથીના જીવનનું સુખ ખરેખર અદ્વિતીય છે." કૃપાનુરાગી ઋષિએ તે ભૂંડ ઉપર મંત્ર ભણી જળ છાંટ્યું એટલે તે એક ભવ્ય હાથી થઈ ગયો.

આપણો હાથી અરણ્યમાં આમતેમ ભટકતો હતો એટલામાં શિકાર કરવા નીકળેલો રાજા ત્યાં આવી પહોંચ્યો. રાજા પોતાને પકડીને તેના હાથીખાનામાં લઈ જાય એવા ખાસ હેતુથી તે હાથીએ રાજા જે તરફ આવતો હતો તે તરફ ચાલવા માંડ્યું. રાજાએ દૂરથી તે હાથીને જોયો. તેનું સૌંદર્ય જોઈ તે છક થઈ ગયો. તે હાથીને પકડી, હાથીખાનામાં લઈ જવાનો રાજાએ તેના માણસોને હુકમ કર્યો. આપણો હાથી સરળતાથી પકડાયો અને તેને રાજાના હાથીખાનામાં લઈ જવામાં આવ્યો. એક દિવસ રાણીએ પવિત્ર ગંગા નદીના જળમાં સ્નાન કરવા જવાની ઇચ્છા રાજાને દર્શાવી. રાજાની ઇચ્છા પણ પોતાની રાણી સાથે સ્નાન કરવા જવાની થઈ તેથી પેલો નવો પકડેલો હાથી જેને કેળવી તૈયાર કર્યો હતો તેને લઈ આવવાનો રાજાએ પોતાના માણસને હુકમ કર્યો. રાજા અને રાણી તે હાથીની અંબાડીમાં બેઠાં અને તે હાથીની જે આકાંક્ષા હતી તે પૂર્ણ થઈ. પણ આથી તેનું મન સંતોષ પામ્યું નહિ. તે પોતાને એક ભવ્ય પ્રાણી સમજતો હતો એટલે એક સ્ત્રી–ગમે તો તે રાણી હોય તોય શું થઈ ગયુ–તેનાપર સવારી કરે તે તેને મુદ્દલ ગમ્યું નહિ. તેના મનમાં હાથીના જીવન વિષે જે ઉચ્ચ વિચાર હતો તે જતો રહ્યો. તે એકદમ કૂદ્યો અને રાજા તથા રાણીને નીચે જમીનપર નાખી દીધાં. રાજાએ ઉઠી તત્કાળ રાણીને ઉઠાડી પોતાના હસ્તમાં લીધી, તેને ઇજા થઇ છે કે નહિ તે વિષે પૂછ્યું, તેના વસ્ત્રપરની ધૂળ પોતાના રૂમાલવડે લૂછી નાખી અને તેની સારવાર કરવા લાગ્યો. હાથીએ આ સઘળું જોયું. પછી તે પોતાના ચારે પગે દોડાય એટલા જોરથી ત્યાંથી દોડ્યો અને દોડતાં દોડતાં પોતાના મનમાં વિચારવા લાગ્યો:–"હવે આખરે મને ખબર પડી કે રાણી સૌથી સુખીમાં સુખી પ્રાણી છે. તેની સાથે કેટલા બધા માનથી વર્તવામાં આવે છે! જ્યારે તે પડી ગઈ ત્યારે રાજાએ તેને પોતાના હાથથી ઝાલી ઉઠાડી, ઘણી જ કોમળતાથી તેને ઇજા થઈ છે કે નહિ તે પૂછ્યું, તેના પોતાના રૂમાલવડે તેના વસ્ત્રને વળગેલી ધૂળ ખંખેરી નાખી અને પંડે તેની સારવાર કરવા મંડ્યો! ખરેખર, રાણી થવામાં કેટલું બધું સુખ સમાયલું છે!" આવો વિચાર કરતાં કરતાં તેણે અરણ્યમાં પ્રવેશ કર્યો અને ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. રાતે જ્યારે ઋષિ પર્ણકુટીરમાં આવ્યા ત્યારે તેમણે પૂછ્યું: "કેમ, શા સમાચાર છે? રાજાની ગજશાળા છોડી તું અહીં કેમ આવ્યો છે?" હસ્તીએ કહ્યું:–"મહારાજ! હું આપને શું કહું? આપે મારા પર અત્યન્ત કૃપા કરી છે અને મેં જે જે ઇચ્છા કરી તે આપે પૂર્ણ કરી છે. હવે મારે એક વધારે આશીર્વાદ

માગવો છે અને તે છેલ્લો જ છે. હાથી થવાથી કેવળ મારા શરીરનું કદ જ મોટું થએલું મેં જોયું છે; પણ મને જે સાચું સુખ જોઇએ છે તે પ્રાપ્ત થયું નથી. મને હવે માલૂમ પડ્યું છે કે આ અવનીમાં રાણી સૌથી સુખીમાં સુખી પ્રાણી છે; માટે પવિત્ર પિતાજી! મને રાણી બનાવો."

"મૂર્ખ!" તે ઋષિએ કહ્યું; "હું કઈ રીતે તને રાણી બનાવી શકું! હું તારા માટે ક્યાંથી રાજ્ય અને રાજા ઉત્પન્ન કરું! હું જે કરી શકું તે એટલું જ છે કે તને એક રૂપસુંદરી નારી બનાવું. પછી જો તારા નસીબમાં હશે તો કોઈ રાજકુંવર અહીં આવશે અને તારું સ્વરૂપ જોઈ તારાપર મોહી પડશે!' હાથીએ કહ્યું; "ભલે, મહારાજ! આપ મને રૂપસુંદરી સ્ત્રી બનાવો!" ઋષિએ અંજલિ ભરી પાણી તેના ઉપર નાખ્યું એટલે તત્કાળ તે એક સુન્દરી થઈ ગઈ! ઋષિએ એ રમણીનું નામ પોસ્તમણી રાખ્યું.

પોસ્તમણી ઋષિની કુટીરમાં રહી અને ત્યાં પુષ્પ છોડ વગેરે ઉછેરવામાં પોતાના દિન વ્યતીત કરવા લાગી. એક દિવસ ઋષિની ગેરહાજરીમાં તે કુટીરના દ્વાર પાસે બેઠી હતી એવામાં તેણે ઘણાં કીમતી વસ્ત્ર પરિધાન કરેલા એક પુરુષને કુટીર તરફ આવતો જોયો. તેને જોઈ પોસ્તમણી ઉભી થઈ અને તે પાસે આવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું. "આપ કોણ છો! અને અહીં કેવી રીતે આવી ચઢ્યા છો!" તે આગન્તુકે કહ્યું; "હું આ ભૂમિભાગમાં શિકાર કરવા આવ્યો છું. એક મૃગની પાછળ દોડતાં દોડતાં હું અહીં આવી પહોંચ્યો છું. અત્યારે મને ઘણી તૃષા લાગેલી છે તેથી જળપાન કરવા તથા વિશ્રામ લેવાની ઇચ્છા હું રાખું છું." પોસ્તમણીએ કહ્યું: "આગન્તુક! આપ આ કુટીરને આપના ગૃહ સમાન જ ધારજો. મારાથી આપની જે બરદાસ્ત થઈ શકશે તે કરવા હું તૈયાર છું. આપના પોશાકપરથી હું ધારું છું કે આપ આ ભાગના ભૂપતિ હો એમ જણાય છે. પરન્તુ મને જે દિલગીરી થાય છે તે એજ છે કે આપ જેવા ભારે દરજ્જાના માણસનો આદરસત્કાર કરવાને જેટલાં સાહિત્ય જોઇએ તેટલાં મારી પાસે નથી."

પોસ્તમણીનું આવું વિનયયુક્ત ભાષણ સાંભળી રાજાના મુખારવિન્દમાં સ્મિત ઉત્પન્ન થયું. પછી પોસ્તમણી એક જળપાત્ર લઈ આવી અને તે રાજઅતિથિના પગ ધોવા જવા લાગી એટલે રાજાએ કહ્યું: "ઋષિકન્યા! મારા ચરણને સ્પર્શ કરતાં નહિ; કારણ કે, હું ક્ષત્રિય છું અને આપ ઋષિતનયા છો."

પોસ્તમણીએ કહ્યું કે: "રાજન્! હું ઋષિતનયા નથી તેમ બ્રહ્મકન્યા

પણ નથી. આપ મારા અતિથિ છો, એટલે અતિથિસત્કારના નિયમ પ્રમાણે આપના પાદકમળ ધોવાનો મને અધિકાર છે."

રાજાએ કહ્યું કે: "કાંઈ અસભ્યતા થતી હોય તો માફ કરશો. જો આપ ઋષિતનયા કે બ્રહ્મકન્યા નથી તો પછી આપ કઈ જાતિનાં છો?"

પોસ્તમણી કહેવા લાગી કે: "ઋષિ મને કહેતા હતા કે મારાં માતપિતા ક્ષત્રિય હતાં." જો તેમ હોય તો બેશક કોઈ રાજકુળમાં જ તમો જન્મ્યાં હશો; કારણ કે, તમારું અતુલનીય સૌન્દર્ય અને શ્રેષ્ઠ વર્તન એ વાતની સાક્ષી પૂરે છે." રાજાએ કહ્યું.

રાજાનું આ કથન સાંભળી પોસ્તમણી નિરુત્તર રહી. તે કુટીરમાં ગઈ અને એક પાત્રમાં સ્વાદિષ્ટ પાકાં ફળ લાવી તેણે રાજાના મોં આગળ મૂક્યાં. જ્યાં સુધી પોતાના પ્રશ્નનું બરોબર ઉત્તર ન આપે ત્યાં સુધી ફળાહાર નહિ કરવાની રાજાએ જિદ્દ લીધી. જ્યારે રાજાએ બહુ જિદ્દ કરી ત્યારે પોસ્તમણીએ કહ્યું કે: "ઋષિ મહારાજ મને કહેતા હતા કે મારા પિતા એક રાજા હતા પરન્તુ દુસ્મનના હાથે પરાભવ પામવાથી તે અરણ્યમાં મારી મા સહિત નાસી આવ્યા હતા. એક દિવસ મારા પિતાને વાઘે ફાડી ખાધા અને જે પળે મારો જન્મ થયો તે જ પળે મારી માતા આ સંસાર છોડી પરલોકમાં પોતાના પતિને મળવા ચાલી ગઈ. દૈવવશાત્ જે વૃક્ષ નીચે હું પડેલી હતી તે વૃક્ષઉપર એક મધપૂડો હતો તેમાંથી મધના બિન્દુ મારા મુખમાં પડતા હતા તેથી જ હુ જીવતી રહી. થોડીવારમાં આ કુટીરવાળા ઋષિરાજ ત્યાં આવી ચઢ્યા. તેમણે મને જોઈ અને દયાથી તેમનું હૃદય દ્રવીભૂત થવાથી મને આ કુટીરમાં લાવી રાખી. જે દીન અને અભાગિની બાળા આપના સમીપ ઉભી છે તેનો સાચો ને સરળ ઇતિહાસ આ છે."

રાજા તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે: "તમે પોતાને દીન ને અભાગિની ન કહો. તમે આ અવનીપટપર ઘણાં જ સ્વરૂપવતી સુંદરી છો અને મોટા ભૂપાતના રાજપ્રાસાદને શોભાવવાને લાયક છો."

પરિણામ એ થયું કે રાજા અને તે સુંદરી પ્રેમમાં પડ્યાં અને ઋષિએ તેમને લગ્નની પવિત્ર ગાંઠથી બાંધી દીધાં. રાજા તેને પોતાના આસાદમાં લઈ ગયો અને તેને પોતાની માનીતી રાણી બનાવી, તોપણ પોસ્તમણીનું સુખ અલ્પાયુષી જ હતું. એક દિવસ તે એક કૂવા આગળ ઉભી હતી તેવામાં તેને તમર આવ્યાં અને કૂવામાં પડી મરણ પામી. આ વાતની રાજાને ખબર પડી કે તત્કાળ તે કૂવા પાસે ગયો અને અત્યન્ત આક્રંદ કરવા લાગ્યો. તે વખતે ઋષિ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે રાજાને આશ્વાસન આપતાં કહ્યું: "રાજન્! જે ભાવિ નિર્મિત હતું તે થઈ

ગયું છે એટલે હવે શોક કરવો અસ્થાને છે. તારી આ રાણી જે ડૂબીને મરી ગઈ છે તે કોઈ રાજકુળમાં જન્મેલી ન હોતી. તે મૂષકયોનિમાં જન્મી હતી અને તેની ઇચ્છા પ્રમાણે મેં તેને પ્રથમ બિલાડી, પછી કૂતરો, પછી ભૂંડ, પછી હાથી અને આખરે એક રૂપસુંદરી નારી બનાવી દીધી હતી. હવે તે મરણ પામી છે તો તું તેનામાટે શોક કર નહિ. તારી પહેલાંની રાણીઓ જેમની તું હાલમાં કાંઈ ખબર અંતર પણ પૂછતો નથી, તેમને સુખી કરી તું સુખમાં તારું જીવન વ્યતીત કર. ઈશ્વરકૃપાથી હું મારી પુત્રીનું નામ અમર કરીશ. તેના શરીરને આ કૂવામાં જ રહેવા દે અને તેને માટી, ઝાંખરાં વગેરે નખાવી પૂરાવી નાખ. તેના શરીરમાંથી એક વૃક્ષ ઉગી નીકળશે કે જે પોસ્ત અથવા પોપ કહેવાશે. તે ઝાડમાંથી અફીણ નામની એક વસ્તુ ઉત્પન્ન થશે. તે સર્વ યુગમાં એક અદ્‌ભુત ઔષધ મનાશે અને લોકો તેને આખું ખાશે, ઓગાળીને પીશે કે ચુસશે અથવા ચલમમાં મૂકીને તેનું ધૂમ્રપાન કરશે. તે એક અચૂક નિદ્રાજનક વસ્તુ મનાશે. પોસ્તમણીએ જે જે જનાવરનાં સ્વરૂપ ધારણ કર્યાં હતાં તેમાંથી દરેક જનાવરનાં ગુણ અફીણ ખાનારા તથા પીનારામાં દૃષ્ટિગોચર થશે. તે ઉંદરના જેવો તોફાની તથા નુકસાન કરનાર, બિલાડીના જેવો દૂધનો શોખીન, કુતરાના જેવો કજીઆ કરનાર, વાંદરાના જેવો ગંદો, ભૂંડના જેવો જંગલી અને રાણીના જેવો તુંદમિજાજી થશે."



## શ્વેત વસંત

એક વખત એક ધનવાન વેપારી હતો. તેને ફક્ત એક જ પુત્ર હતો ને તેને તે અત્યન્ત ચહાતો હતો. છોકરો જે કાંઈ માગતો તે તેને આણી આપતો. એક દિવસ તે વેપારીના પુત્રે એક સુંદર ઘર અને તેની આસપાસ એક ભવ્ય બાગ બનાવવાની ઇચ્છા કરી. પિતાએ પુત્રના રહેવામાટે એક સુંદર ઘર બંધાવ્યું અને તેની આસપાસ એક રમણીય બાગ બનાવ્યો. એક દિવસ તે વેપારીનો પુત્ર બાગમાં ફરતો હતો તેવામાં તેણે તુનતુની નામના એક નાના પક્ષીનો માળો જોયો. તે માળામાં તેણે પોતાનો હાથ ઘાલ્યો. ત્યાં તેણે એક ઈંડું જોયું. તે તેણે લઈ લીધું અને પોતાને ઘેર લઈ જઈ ભીંતમાં બનાવેલા એક કપાટમાં મૂક્યું. પછી તેણે કપાટનું કમાડ ખાલી બંધ કર્યું અને કોઈ દિવસ પેલા ઈંડાવિષે વિચાર કર્યો નહિ.

તે વેપારીના પુત્રે જો કે પોતામાટે જૂદું ઘર બનાવરાવ્યું હતું; તોપણ તેમાં દરેક પ્રકારના નોકર રાખ્યા ન હોતા અને ખાસ કરીને તેમાં રસોઇ-

આનો અભાવ હતો. દરરોજ તેની મા તેના માટે નાસ્તો તથા બપોર સાંજનું ભોજન નોકર સાથે મોકલી આપતી હતી. એક દિવસ ભીંતના કપાટમાં તેણે જે ઇંડું મૂક્યું હતું, તે ફાટયું અને તેમાંથી એક સ્વરૂપવતી બાળા નીકળી. વેપારીના પુત્રને આ વાતની ખબર ન હોતી; કારણ કે ઇંડાની તેને સર્વથા વિસ્મૃતિ થઈ ગઈ હતી. જ્યારે તે બાળા ચાલતાં શીખી ત્યારે એક દિવસ તેણે કપાટનું બારણું ઉઘાડયું. જમીન ઉપર થાળીમાં કેટલુંક ભોજન–જે વેપારીની સ્ત્રીએ પોતાના પુત્રના નાસ્તામાટે મોકલ્યું હતું તે–જોઈ તે કપાટમાંથી બહાર નીકળી અને તેમાંથી થોડોક ખોરાક ખાઈ તે કપાટમાં તેના નિવાસસ્થાનમાં ચાલી ગઈ. વેપારીની સ્ત્રી દરરોજ તેના પુત્રને જોઇએ તેથી કાંઈ વિશેષ ખોરાક મોકલતી હતી તેથી વેપારીના પુત્રને ખોરાક ઓછો થએલો જણાતો નહોતો. પેલા કપાટમાંથી બાળા દરરોજ બહાર નીકળતી અને કેટલોક ખોરાક ખાતી અને પછી તે તેના રહેઠાણમાં ચાલી જતી. જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ તે વધારે ને વધારે ખાવા લાગી તેથી વેપારીના પુત્રને તેનો ખોરાક ઓછો જણાવા લાગ્યો. તેના ઘરમાંના કપાટમાં એક બાળા છે ને તે તેનો ખોરાક ખાઈ જાય છે એનું તેને સ્વપ્ન પણ નહિ હોવાથી તેની મા તેના માટે ઓછો ખોરાક મોકલે છે એમ તેણે ધારી લીધું. તેની માએ આમ ખોરાક ઓછો કેમ મોકલવા માંડ્યો એ વિષે તેને આશ્ચર્ય થવા માંડ્યું. તેણે તેની માને કહાવી મોકલ્યું કે તેને જોઇએ તેટલું ભાણું આવતું નથી અને થાળીમાં ખોરાક ઘણી જ બેદરકારીથી ભરવામાં આવે છે! કારણ કે પેલી કપાટમાંની બાળા ભાત, કઢી અને ખોરાકની બીજી વસ્તુઓ ખાતી અને રખેને કોઈ તેને જોઈ ન લે માટે તે હમેશાં ઉતાવળી ઉતાવળી ચાલી જતી અને થાળીમાંથી ખોરાક ખાધા પછી ભાત આદિ વસ્તુઓને બરાબર રીતસર મૂકવાનો તેને વખત મળતો નહિ. પુત્રના આ સંદેશાથી માને આશ્ચર્ય લાગ્યું; કારણ કે, દરરોજ પોતાના હાથે ખોરાક રૂપાની થાળીમાં બરાબર ગોઠવીને ને તેને જોઇએ તેથી વિશેષ તે પંડે મોકલતી હતી. પુત્રની આ ફરિયાદ રોજ ને રોજ ચાલૂ રહેવા લાગી એટલે તેણે ધાર્યું કે આમાં કાંઈ ગોટાળો થતો હોવો જ જોઇએ. તેણે તેના પુત્રને ખાવાનું આવે એટલે તે કોઈ ખાય છે કે નહિ તે છુપાઇને જોવા કહ્યું. એક દિવસ જ્યારે નાસ્તાની થાળી આવી એટલે તે વેપારીના પુત્રે દરરોજની માફક એક સ્વચ્છ સ્થળે મૂકાવી ને પોતે નહાવા જવાને બદલે સંતાઈ રહ્યો. થોડી વારમાં ભીંતના કપાટનું બારણું ઉઘડયું અને એક સુંદરી તેમાંથી બહાર નીકળી. થાળી આગળ નાખેલી શેતરંજી ઉપર બેસી તેણે ખાવા માંડ્યું એટલે છુપાઈ રહેલો વેપારીનો

પુત્ર એકદમ બહાર નીકળ્યો. તે સુંદરી નાસી જઈ શકી નહિ. વેપારીના પુત્રે તેને પૂછ્યું; "સુંદરી તમે કોણ છો? તમે આ પૃથ્વીપરનાં પ્રાણી હો તેમ જણાતું નથી. શું તમે કોઈ દેવકન્યા છો?" તે સુંદરીએ કહ્યું. "હું કોણ છું તેની મને પોતાને પણ ખબર નથી. હું ફક્ત એટલુંજ જાણું છું કે મારા જન્મથી હું આ કપાટમાં રહું છું."

સુંદરીનું આ કથન સાંભળી તે વેપારીના છોકરાને ઘણી નવાઈ લાગી. સોળ વર્ષની વાત ઉપર તેણે તે કપાટના ખાનામાં એક પક્ષીનું એક ઇંડું મૂક્યું હતું તે તેને યાદ આવ્યું. સુંદરીનું અતુલનીય સૌંદર્ય જોઈ વેપારીનો છોકરો તેનાપર મોહી પડ્યો. તેણે તેના મનમાં તે સુંદરી સાથે લગ્ન કરવાનો નિર્ધાર કર્યો. નાસ્તો ખાઈ રહ્યા પછી તે સુંદરીને કપાટમાં જવાની હવે કાંઈ જરૂર રહી નહિ. વણિક્પુત્રે તેના નિવાસમાટે એક ખંડ જૂદો કાઢી આપ્યો.

બીજે દિવસે વેપારીના પુત્રે તેની માને કહાવી મોકલ્યું કે, "મારી હવે પરણવાની ઇચ્છા થઈ છે." પુત્રનો આ સદેશો સાંભળી વેપારીની સ્ત્રી પોતાના મનમાં કહેવા લાગી કે, છોકરો આટલી બધી મોટી ઉમરનો થયો ત્યાં સુધી તેને પરણાવવાનો વિચાર સુદ્ધાં તેણે કર્યો ન હોતો એ તેમની મોટી ભૂલ હતી. તેણે પુત્રને કહાવી મોકલ્યું કે, "આવતી કાલે ગોરને યોગ્ય કન્યા શોધી લાવવા માટે મોકલવામાં આવશે." આ ઉપરથી પુત્રે તેની માને કહાવી મોકલ્યું કે તેણે તેના માટે એક સુંદરી કન્યા શોધી કાઢી છે ને જો તેમને વાંધો ન હોય તો તે તેમને બતાવી તેની સાથે લગ્ન કરે. માતાપિતાએ કાંઈ વાંધો દર્શાવ્યો નહિ એટલે તે વેપારીનો પુત્ર પેલી સુંદરીને તેના પિતાની હવેલીએ લઈ ગયો. સુંદરીનું સ્વરૂપ જોઈ વેપારી અને તેની સ્ત્રી છક્ થઈ ગયાં અને તેથી તેના જન્મ વિષે કાંઈ પણ પૂછપરછ કર્યા વિના જ તેમણે તેને પોતાના પુત્ર સાથે પરણાવી દીધી.

આ બનાવને કેટલોક સમય વીતી ગયો. વેપારીના પુત્રને તે સુંદરીથી બે પુત્ર થયા, મોટાનું નામ શ્વેત ને નાનાનું નામ વસન્ત રાખવામાં આવ્યું હતું. વૃદ્ધ વેપારી અને તેની સ્ત્રી પુત્રને ઘેર પુત્ર જોઈ જીવનસાર્થક્ય માની વૈકુંઠનિવાસી થયાં હતાં. શ્વેત અને વસન્ત ઘણા રૂપાળા છોકરા હતા. યોગ્ય વયે શ્વેતને પરણાવવામાં આવ્યો. તેના લગ્ન પછી થોડેક મહિને કપાટની સુંદરી દેવલોક સીધાવી. વેપારીએ—આપણે તેને વેપારીનો પુત્ર કહી શકતા નથી; કારણ કે વૃદ્ધ વેપારી ક્યારનોય મરી ગયો હતો અને તે પોતે વેપાર ચલાવતો હતો—એક બીજી રૂપવતી સ્ત્રી શોધી કાઢી તેની સાથે લગ્ન કર્યું. શ્વેતની સ્ત્રી તેની ઓરમાન સાસૂ કરતાં મોટી હતી તેથી ઘરનો કારભાર તે ચલાવતી હતી. હિંદુ સંસારમાં

નવી સ્ત્રી જેવી રીતે તેની શોક્યનાં છોકરાંને ધિક્કારે છે તેવી જ રીતે વેપારીની આ નવી સ્ત્રી શ્વેત અને વસન્તને ધિક્કારતી હતી. આથી વેપારીના ઘરમાં સાસુ વહૂને બનતું ન હોતું.

એક દિવસ એવું બન્યું કે એક ઢીમર તે વેપારીને ત્યાં એક વિચિત્ર અને સુંદર માછલી લઈ આવ્યો. સાધારણ બજારુ માછલી કરતાં આ માછલી જૂદાજ પ્રકારની હતી. ઢીમરે વેપારીને કહ્યું. "આ માછલીમાં એક અદ્દભુત ગુણ છે. અને તે એ કે, જે કોઈ આ માછલી ખાશે તે જ્યારે હસશે ત્યારે તેના મોંમાંથી માણેક વરસશે અને રોશે ત્યારે તેની આંખોમાંથી આંસૂને બદલે મોતી ખરશે!"

આ માછલીમાં આવો ગુણ છે એમ સાંભળી વેપારીએ એક હજાર રૂપીઆ આપી તે વેચાતી લીધી અને શ્વેતની સ્ત્રી કે જે ઘરનો કારભાર ચલાવતી હતી તેને તે માછલી બરાબર રાંધી પોતાને ખવડાવવાનું કહીને આપી. ઢીમર અને વેપારી વચ્ચે જે વાતચીત થઈ હતી તે શ્વેતની સ્ત્રીએ સાંભળી હતી તેથી તેણે તે માછલી તેના ધણી તથા દીયરને ખવડાવવાનો અને વેપારીને એક સ્વાદિષ્ટ દેડકો ખવડાવવાનો નિશ્ચય કર્યો. જ્યારે તે માછલી તથા દેડકો રાંધી રહી ત્યારે તેણે તેની સાસૂ તથા દીયરને બોલંબોલા કરતાં સાંભળ્યાં. વસન્ત હજી બરાબર સમજણો થયો ન હોતો. તે કબૂતરનો બહુ શોકીન હતો તેથી તેણે બહુ કબૂતર પાળ્યાં હતાં. આમાંનું એક કબૂતર ઉડીને તેની ઓરમાન માના ઓરડામાં ગયું હતું. ઓરમાન માએ તેને પોતાના લુગડામાં સંતાડી દીધું હતું. વસન્ત દોડતો દોડતો તેના ઓરડામાં ગયો અને કબૂતર માગ્યું. તેની ઓરમાન માએ કહ્યું કે; તેનું કબૂતર ક્યાં હતું તેની તેને ખબર નથી. બંને બોલંબોલા કરતાં હતાં એવામાં શ્વેત બહાર ગયો હતો તે આવી ચડ્યો. તેણે તેની ઓરમાન માના લુગડામાંથી કબૂતર લઈને કઢાવ્યું અને તે તેના નાના ભાઇને આપ્યું. તે ઓરમાન માએ તેમનાપર ગાળોનો વર્ષાદ વર્ષાવ્યો. તે બોલી; "ઠીક છે, ઠીક છે; ઘરના ધણીને તો આવવા દો. તમે બંને ભેગા મળી મને દરરોજ હેરાન કરો છો પણ આજ જો તમારી વેતરણ ન કરાવું તો મારું નામ ફેરી પાડજો. બસ, આજથી તમે આ ઘરમાં નહિ કે હું નહિ. જ્યાં સૂધી તમારાં પગલાં આ ઘરમાંથી અળગાં ન થાય ત્યાં સૂધી આ ઘરનું અન્ન ખાવું હરામ છે!" શ્વેતની સ્ત્રીએ તેને પોતાની પાસે બોલાવી કહ્યું; "પતિરાજ! તમારી મા ઘણી દુષ્ટ છે અને તમારા બાપપર તેનું ઘણું ચલણ છે એટલે તેણે જે ધમકી આપી છે તે પ્રમાણે કરાવ્યા સિવાય તે નહિ જ રહે. માટે ચાલો, આપણે ત્રણે જણાં રસોઈ તૈયાર છે તે ખાઈ લઇએ અને પછી આ

મરને નવગજના નમસ્કાર કરી ચાલ્યાં જઇએ!" શ્વેતે વસન્તને બોલાવ્યો અને તેની સ્ત્રીએ તેને જે કહ્યું હતું તે તેને કહી સંભળાવ્યું. ત્રણે જણે નિશ્ચય કર્યો કે સાંજ પડ્યા પહેલાં તેમણે તે ઘરમાંથી ન્હાસી જવું–શ્વેતની સ્ત્રીએ તેના ધણી અને દીયરને પેલી અદ્દભુત ગુણવાળી માછલી પીરસી. તેમણે તે ઘણા સ્વાદથી ખાધી. પછી શ્વેતની સ્ત્રીએ તેનાં બધાં ઘરેણાં એક દાબડામાં ભરી લીધાં. તેમને ઘેર ફક્ત એક જ ઘોડો હતો પણ તે ઘણો તેજ અને ઝડપી ચાલનો હતો. ત્રણે જણાં તે ઘોડાપર બેઠાં. શ્વેત લગામ પકડી આગળ બેઠો. ઘરેણાંનો દાબડો લઈ તેની સ્ત્રી મધ્યમાં બેઠી અને સહુની પાછળ વસન્ત બેઠો.

ઘોડો પૂરપાટ ઝડપથી ચાલવા લાગ્યો. તેમણે ઘણાં શહેર અને ઘણાં મેદાન વટાવી દીધાં અને આગળ ને આગળ ચાલવા માંડ્યું. આખરે મધ્ય રાત્રિએ તેઓ જંગલમાં એક નદી આગળ આવી પહોંચ્યાં. અહીં એક અણધારેલો બનાવ બન્યો. શ્વેતની સ્ત્રી ગર્ભવતી હતી, તેને દુઃખવા માંડ્યું. તેઓ અશ્વપરથી નીચે ઉતર્યાં અને બે કલાકમાં શ્વેતની સ્ત્રીને એક પુત્ર પ્રસવ્યો. અરણ્યમાં તે બાઇની આ બે ભાઇઓ શી ચાકરી કરી શકે! મા અને નવા જન્મેલા બાળકને તપાડવાને અગ્નિની જરૂર હતી પણ તે ક્યાંથી પ્રાપ્ત થાય! એટલામાં મનુષ્યનિવાસનું કોઈ પણ સ્થાન દૃષ્ટિગોચર થતું ન હોતું. અગ્નિની તો ખાસ જરૂર હતી; કારણ કે માર્ગશીર્ષ મહિનાની ટાઢ કકડીને પડતી હતી. શ્વેતની સ્ત્રી તથા છોકરાને તાપણી કરી તપાવવામાં ન આવે તો તેમને શરદી લાગૂ પડી જાય એવો સંભવ સોએ સો ટકા હતો, માટે શ્વેતે વસન્તને કહ્યું; "ભાઇ! તું તારી ભાભીની સારવાર કર. આટલામાં ક્યાંય દેવતા મળે છે કે નહિ તેની હું તપાસ કરું છું અને જો મળે છે તો હમણાં લઈ આવું છું;" આમ કહી શ્વેત અગ્નિનો શોધ કરવા અંધારી રાત્રિએ નીકળી પડ્યો.

અંધકારમાં ને અંધકારમાં શ્વેતે કેટલાક ગાઉની મુસાફરી કરી નાખી તો પણ મનુષ્યનું કોઈ નિવાસસ્થાન દૃષ્ટિગોચર થયું નહિ. આખરે શુક્રનો આશાજનક પ્રકાશ પડવા માંડ્યો તેથી તેને માલૂમ પડ્યું કે તે એક મોટા શહેર નજીક આવી પહોંચ્યો હતો. તેની મુસાફરીનો અંત આવેલો જોઈ તથા કડકડતી ટાઢમાં ઠુંઠવાઈ જતી તેની સ્ત્રીને તાપણી કરી ગરમ કરવામાટે તેને અગ્નિ મળી શકશે એમ વિચારી તે પોતાના મનમાં આનંદિત થવા લાગ્યો. એટલામાં એકાએક કીમતી શાલોથી વિભૂષિત થયેલો એક હાથી ત્યાં આવી ચઢ્યો. તેણે પોતાની સૂંઢવડે શ્વેતને ઉપાડ્યો અને તેને પોતાની પીઠ ઉપરના બહુમૂલ્ય હોદ્દા ઉપર બેસાડીને શહેર તરફ ચાલવા માંડ્યું. શ્વેત તો આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ ગયો હતો. હાથીએ

આ શું કર્યું અને એમ કરવામાં તેનો હેતુ શો હતો તે તે સમજી શક્યો નહિ અને ભવિષ્યમાં તેનું શું થશે એનો વિચાર કરવા લાગ્યો. હાથી તેને જે નગરમાં લઈ જતો હતો તે નગરમાં દરરોજ સવારમાં નવો રાજા ચૂંટી કાઢવામાં આવતો હતો; કારણ કે દરરોજ પ્રભાતમાં ગત દિનનો રાજા રાણીના શયનાગારમાં મરણ પામેલો દેખાતો હતો. રાજાનું મરણ શાથી થતું હતું તે કોઈ જાણી શકતું ન હોતું. રાણી પોતે–કારણ કે જે નવો રાજા થતો તે તેને પોતાની પત્ની બનાવતો–પણ આનું કારણ જાણી શકતી ન હોતી. જે હાથી શ્વેતને ઉચકી ગયો તે રાજા પસંદ કરનાર હાથી હતો. દરરોજ પ્રભાતમાં તેને છૂટો મૂકી દેવામાં આવતો. તે જે માણસને પોતાના હોદ્દામાં બેસાડી લાવતો તેને લોકો રાજા તરીકે માનતા. લોકોથી ઉભરાઈ જતા રસ્તા ઉપર હાથી ભવ્ય રીતે ચાલવા લાગ્યો અને લોકો શ્વેતને અભિનંદન આપવા લાગ્યા. નગરજનોની આ ચર્યાને જોઈ શ્વેત તો પત્થરના પૂતળા જેવો જડ ભરત થઈ ગયો. હાથીએ મહાલયમાં પ્રવેશ કર્યો અને શ્વેતને હોદ્દા ઉપરથી ઉચકી ગાદી ઉપર બેસાડ્યો. કેટલાક માણસના આનંદ અને કેટલાકની દિલગીરી વચ્ચે તેને રાજા જાહેર કરવામાં આવ્યો. તે દેશના દરેક ચૂંટી કાઢેલા રાજા ઉપર રાત્રિએ જે આફત આવી પડતી હતી તે વાતની તેને ખબર પડી. તેનામાં બહુ ધૈર્ય તથા હિંમત હોવાથી તે ગભરાઈ ગયો નહિ પણ દરેક રાજા ઉપર જે આફત આવી પડતી હતી તે પોતાપર પણ આવી ન પડે એટલા માટે સાવચેત રહેવાનો તેણે નિશ્ચય કર્યો. તે આફત કેવા પ્રકારની હતી તેથી તે અજ્ઞ હોવાથી આપત્તિના નિવારણમાટે શો ઉપાય યોજી મૂકવો તે તે સમજી શક્યો નહિ. તેણે તેના મનમાં બે બાબતનો નિશ્ચય કરી લીધો. એક તો એ કે રાણીના શયનાગારમાં હથિયારથી સજ્જ થઈનેજ જવું અને બીજી એ કે આખી રાત જાગતા રહેવું. રાણી યુવતી તથા અત્યન્ત સ્વરૂપવતી હતી. તેના વદનની રૂપરેખા એવી ઉદાર અને કપટરહિત હતી કે રાત્રિના વખતે તે તેના વદનની કોઈ નીચ પ્રયોગનો ઉપયોગ કરતી હોય તે સર્વથા ન ધારી શકાય તેવું હતું. રાણીના શયનાગારમાં શ્વેતે રાત્રિનો પ્રથમ ભાગ આનંદમાં ગાળ્યો; પણ ધીમેધીમે રાત્રિ વીતવા લાગી એટલે રાણી ઉંઘમાં પડી. પણ શ્વેત તો તેની પાસે જાગ્રદવસ્થામાં અને સાવધજ બેઠો હતો અને શયનગૃહના દરેક ભાગ તરફ ચપળ નેત્રથી જોતો હતો. મધ્યરાત્રિ થઈ એટલે રાણીના ડાબા નસકોરામાંથી પાતળી દોરી જેવું કાંઈ બહાર નીકળતું તેની નજરે પડ્યું. તે દોરી એટલી બધી ઝીણી હતી કે ખુલ્લી આંખે એકદમ જણાઈ શકે તેમ ન હોતું. તે દોરી ઘણી ફૂટ લાંબી હતી અને હજી રાણીના નસકોરા-

માંથી બહાર નીકળતી હતી. જ્યારે તે દોરી તમામ બહાર આવી રહી એટલે જાડી થવા લાગી અને થોડા વખતમાં તો તેણે એક મોટા સર્પનું સ્વરૂપ ધારણ કર્યું. જેવી તે દોરી સર્પસ્વરૂપમાં બદલાઈ ગઈ કે તરત જ તે તરવારથી તેના માથા આગળનો ભાગ ઉડાવી નાખ્યો. સર્પના શરીરભાગે કેટલાક વખત સુધી તરફડા કર્યું અને પછી તે શાન્ત થઈ ગયો.

હવે બીજું શું બને છે તે જોવાના આતુર અંતઃકરણથી શ્વેત શયનાગારમાં શાન્ત બેઠો, પણ કાંઈ બનાવ બન્યો નહિ. દરરોજ કરતાં આજ રાણીને વિશેષ ઉંઘ આવી; કારણ કે તેના પેટમાં મોટા સર્પે ઘર કરવાથી તેને જે દુઃખ થતું હતું તેમાંથી આજ તે મુક્ત થઈ હતી. બીજે દિવસે પો ફાટતાં જ નિત્યના નિયમ અનુસાર રાજાના મૃત્યુના સમાચાર સાંભળવાની આશાથી પ્રધાનો રાજપ્રાસાદમા આવ્યા; પણ જ્યારે દાસીઓએ રાણીને ઉઠાડવા શયનાગારનાં દ્વાર ખખડાવ્યાં ત્યારે તેમના ભારે આશ્ચર્ય વચ્ચે શ્વેતે તે ઉઘાડ્યાં. મહાલયના એક ખૂણાથી બીજા ખૂણા સુધી એકદમ ખબર પ્રસરી ગઈ કે રાજા જીવતા છે. દાસીઓએ રાણીને ઉઠાડી. શ્વેતને જીવતો જોઈ તેને પણ ભારે આશ્ચર્ય તેમજ આનંદ થયાં. પછી રાણીના નસકોરામાંથી દરરોજ રાત્રિએ સર્પ કેવી રીતે બહાર નીકળતો અને નિદ્રાવશ થયેલા રાજાને દંશીને કેવી રીતે મારી નાખતો, આજ આખી રાત તે પોતે કેવી રીતે જાગતો રહ્યો હતો અને સર્પને તેણે કેવી રીતે મારી નાખ્યો હતો, એ સર્વ વૃત્તાંત શ્વેતે લોકોને કહી સંભળાવ્યો. હવે પોતાના ઉપર એક રહ્યાથી રાજા રાજ્ય કરશે એ ખબરથી આખા દેશમાં આનંદ વર્તાઈ રહ્યો; પણ વિચિત્ર ઘટના તો એ બની કે રાજા થયા પછી શ્વેત અરણ્યમાં પડી રહેલાં તેની સ્ત્રી તથા છોકરો અને તેમની સંભાળ રાખવા મૂકેલા તેના ભાઈને સર્વથા ભૂલી ગયો. રાજ્યપ્રાપ્તિની સાથે જ તે તેના ભૂતકાળનો ઇતિહાસ ભૂલી ગયો હોય એમ દેખાવા લાગ્યું.

ભાઈ પોતાને તેની સ્ત્રી અને છોકરાની સંભાળ રાખવાનું કહી આમ લેવા ગયો છે તે હમણાં આવશે, અત્યારે આવશે એવી આશાથી ઘણો વખત સુધી વસન્ત ત્યાં બેસી રહ્યો. આખી રાત્રિ પસાર થઈ ગઈ તોપણ તે પાછો આવ્યો નહિ. સૂર્યોદય થયો એટલે વસન્ત નદીતીરે તેના ભાઈને શોધવા લાગ્યો પણ તે નજરે પડ્યો નહિ. તેનું હૃદય ભરાઈ આવ્યું અને નદીતીરે બેસીને રડવા લાગ્યો. તે નદીમાંથી એક વેપારીનું વહાણ જતું હતું. વહાણ કિનારાથી ઝાઝું દૂર ચાલતું ન હોવાથી વેપારીએ વસન્તને રડતો જોયો. વસન્તના મોં આગળ મોતીનો ઢગલો પડ્યો હતો તે ઉપર તેની નજર પડી. તેણે વહાણ કિનારે લંગરાવ્યું અને એક હોડીમાં બેસી કેટલાક માણસ સાથે તે કિનારાપર આવ્યો. વસન્ત પાસે જઈ

તેના મોં આગળ પડેલા મોતી તેણે હાથમા લઈ તપાસી જોયા તો તે સાચા–ઉંચા પાણીના–કીમતી મોતી જણાયા વિશેષમા તેણે જોઈ લીધુ કે જેમ જેમ વસન્તના ચક્ષુમાથી અશ્રુબિંદુ જમીનપર પડતા હતા તેમ તેમ મોતીની સખ્યામા વધારો થતો હતો આ વેપારી ઘણો લોભી અને નિર્દય હતો પોતાનો સ્વાર્થ સરતો હોય તો મનુષ્યનું ખૂન કરતાં પણ બીએ તેવો ન હોતો વસન્તને રડતો જોઈ તેની દયા ખાવાને અને દિલાસો દેવાને બદલે તેને પકડી પોતાના દેશમા લઈ જઈ પુષ્કળ દુ ખ દઈ રડાવી રડાવીને ધનવાન્ થવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે મોતી એકઠાં કરી વહાણમા મોકલી દીધા અને પછી પાચ ૭ માણસે મળીને વસન્તને પકડી વહાણમા લઈ જવાનો પ્રયત્ન કરવા માંડ્યો. આ દુષ્ટોના પજામાથી છૂટવાને વસન્તે ઘણી ખેંચતાણ કરી પણ ઘણા માણસ આગળ એક છોકરાનું શુ ચાલી શકે! જોર જુલમથી તેને વહાણ પર ઘસડી લઈ જવામા આવ્યો અને ત્ય એક થાભલા સાથે બાધવામાં આવ્યો તેના ભાઈ, ભાભી અને ભત્રીજાનો અને પોતાના બધનનો વિચાર આવતાં વસન્ત પહેલાં કરતા પણ વિશેષ રડવા લાગ્યો આથી દુ ખી થવાને બદલે પેલા દુષ્ટ વેપારીને વિશેષ આનદ થતો હતો, કારણ કે જેમ જેમ વસન્ત વધારે રોતો તેમ તેમ તેની સપત્તિમા વધારો થતો હતો સ્વદેશમાં ગયા પછી પેલા વેપારીએ વસન્તને તેની હવેલીના એક અધારા ઓરડામા કેદ કર્યો વસન્તના ચક્ષુમાંથી અશ્રુ સરે અને પોતે વિશેષ ધનવાન્ થાય એટલામાટે તે તેને દરરોજ અમુક વખતે ચાબુકના ફટક મારતો હતો એક દિવસ તેણે તેના નોકરને કહ્યુ, "આ છોકરાએ રડી રડીને મને પૈસાદાર બનાવ્યો છે, હવે ચાલો આપણે જોઇએ કે હસીને તે આપણને શો લાભ કરી આપે છે." પછી તેણે વસન્તને ગલીપચી કરી એટલે તે હસ્યો અને તેના મુખમાથી નીલમ તથા માણેક જમીનપર પડવા લાગ્યા આથી બિચારા વસન્તને દરરોજ મારવામા આવતો તેમ જ હસાવવામા આવતો આ પ્રમાણે કેટલાક વર્ષ સુધી ચાલ્યુ. તે વેપારી તે દેશમા એક મોટો ધનાઢ્ય થઈ પડ્યો એવી કિંવદન્તી ચાલવા લાગી કે તેના ઘરમાં જેટલુ જવાહિર છે તેટલુ રાજાના પોતાના ખજાનામા પણ નહિ હોય! વસન્તને આ દુષ્ટ વેપારીને ત્યાં ચાબૂકના ફટકા ખાતો અને ગલીપચીથી હેરાન થતો છોડી, વાચક! ચાલો, આપણે શ્વેતની સ્ત્રી તથા તેના તરતના જન્મેલા બાળકનું શુ થયુ તે જોવા જઈએ

તેનો ધણી અને દીયર બને તેને દુ ખમાં ત્યજી ચાલ્યા ગયા એ જોઈ શ્વેતની સ્ત્રીને ઘણુંજ ખોટુ લાગ્યુ. અલ્પકાળ પૂર્વે જ તેને પુત્ર-પ્રસવ થયો હતો. આવો પ્રસગ તેને આ પહેલ વ્હેલો જ હતો. તે જગ

લમાં એકલી હતી. પાસે કોઈ જનસ્થાન જણાતું ન હોતું. તેના દુઃખની કાંઈ સીમા જ ન હોતી. રોઈ રોઈ તેણે આંખો લાલચોળ કરી નાખી. દુઃખમાં અતિશય રડવાથી પણ મનુષ્યનું હૃદય કાંઈ હલકું થાય છે. એક હાથમાં છોકરું પકડી શ્વેતની સ્ત્રી રોતી પડેલી હતી. રોતાં રોતાં તેની આંખ મળી ગઈ. તે વખતે એવું બન્યું કે તે દેશનો કોટવાળ ત્યાંથી જતો હતો. તેને કાંઈ સંતાન ન હોતું. તેની સ્ત્રીને જેટલાં છોકરાં જન્મતાં તે સર્વે જન્મ્યા પછી થોડા વખતમાં જ મરી જતાં હતાં. હાલમાં તેની સ્ત્રીએ એક બાળકને જન્મ આપ્યો હતો પણ તે બાળક જન્મ્યા પછી તરત જ મરણ પામ્યું હતું. અત્યારે તે તેને નદીતીરે દાટવા જતો હતો. જે વખતે તે જતો હતો તે વખતે તેણે એક સ્ત્રીને રસ્તામાં હાથમાં છોકરા સાથે સૂતેલી જોઈ. છોકરો આકાશ સામું ટગર ટગર જોઈ રહ્યો હતો. કોટવાળે તે તેજસ્વી અને સ્વરૂપવાન્ છોકરાને જોયો. બાળકે કોટવાળ સામું જોયું, હવે કોટવાળનું મન ઝાલ્યું રહ્યું નહિ. તેણે પોતાનું મૃત બાળક પેલી સ્ત્રીના હસ્તમાં મૂકી દીધું અને તેના જીવતા છોકરાને ઉપાડી લીધો. પછી તેણે ઘર તરફ પ્રયાણ કરવા માંડયું. ઘેર જઈ તેણે સ્ત્રીને કહ્યું. "પ્રિયે! આપણો બાળ ખરેખર મૃત્યુ પામ્યો ન હોતો કિંતુ તે અચેત થઈ ગયો હતો. નદીતીરે પહોંચી ખાડો ખોદાવી હું આ છોકરાને દાટવા જતો હતો એવામાં મને જણાયું કે તે મૃત્યુ પામેલો નથી પરન્તુ જીવતો જ છે. માટે હું તેને ઘેર પાછો લાવ્યો છું." જ્યારે શ્વેતની સ્ત્રી જાગી ત્યારે તેણે તેના હાથમાંના છોકરાને મરણ પામેલો દીઠો. કોટવાળે કરેલું કપટ પોતે નહિ જાણતી હોવાથી તેણે માની લીધું કે તેનો પુત્ર મરણ પામ્યો હતો! ધણી તથા દીયર તેને એકલીને જંગલમાં રવડતી મૂકી ચાલ્યા ગયા અને તેનો પુત્ર મરણ પામ્યો આથી તેના મનની સ્થિતિ કેવી થઈ હશે તે કહ્યા વિના જ સારી રીતે સમજી શકાય તેમ છે. દુઃખથી તે બેબાકળી થઈ ગઈ. આખું જગત્ તેને અંધકારમય ભાસવા લાગ્યું. દુઃખમાં ને દુઃખમાં તેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. નદી કાંઈ ઝાઝી દૂર ન હોતી તેથી તેણે તેમાં ઝંપાપાત કરી જળસમાધિ લેવાનો નિશ્ચય કર્યો. ઘરેણાંનો જે દાબડો તેની પાસે હતો તે તેણે લઈ લીધો અને નદીના તીરપ્રતિ જવા લાગી. તે વખતે એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં સ્નાન કરવા આવ્યો હતો તેણે તેને નદીના પાણીમાં જતી જોઈ ધાર્યું કે તે નહાવા જતી હશે પણ જ્યારે તેણે તેને નદીના ઉંડા જળમાં ઉતરતી જોઈ ત્યારે તેના મનમાં સંશય ઉત્પન્ન થયો. મંત્ર જપવાનું બંધ કરી મોટેથી બૂમ પાડી તે બાઇને તેણે પોતાની પાસે બોલાવી. તેને બોલાવનાર એક વૃદ્ધ બ્રાહ્મણ હતો એમ

તે વિચાર કરતો હતો તેવામાં તે ગૌશાળામાં બે વાછરડાં વચ્ચે નીચેની વાતચીત થતી તેણે સાંભળી.

પ્રથમ વાછરડાએ કહ્યું કેઃ—"મનુષ્ય આપણા ઉપર તહોમત મૂકે છે કે પશુ અજ્ઞાન છે અને નીતિને સમજતાં નથી; પણ મારા સમજવા પ્રમાણે તો તેઓ હજાર દરજ્જે આપણા કરતાં વધારે ખરાબ છે."

બીજું વાછરડું બોલ્યું કેઃ—"ભાઈ! તું મનુષ્યપર આવું દોષારોપણ કેમ કરે છે? તેમની અનીતિનો કોઈ દાખલો તેં આજે જોયો છે કે શું?"

પ્રથમ વાછરડાએ જણાવ્યું કેઃ—"આપણા માથા ઉપરના છાપરા ઉપર જે છોકરો આ પળે ઉભો છે તે જેવું રાક્ષસી કામ કરવા જાય છે તેવું તો પશુ પણ ભાગ્યે જ કરતાં હશે."

બીજા વાછરડાએ કહ્યુ કેઃ—"એ છોકરો તો આપણી પડોશમાં રહેનાર કોટવાળનો પુત્ર છે. એની ચાલચલગત અનીતિભરેલી છે એવું મેં કદાપિ સાંભળ્યું નથી."

"જો તેં પહેલાં ન સાંભળ્યું હોય તો અત્યારે સાંભળ." આ દુષ્ટ છોકરો પોતાની માની સાથે જ પરણવાની ઇચ્છા કરે છે. બોલ, આના કરતાં બીજી કોઈ મોટી અનીતિ આ સંસારમાં અસ્તિત્વ ધરાવે છે! પ્રથમ વાછરડાએ દાખલો બતાવી દીધો.

તે બ્રાહ્મણની પુત્રી કોટવાલપુત્રની મા કયી રીતે છે એ વિષે બીજા વાછરડાએ પૂછતાં, શ્વેત વસન્ત કોણ હતા, તેમની ઓરમાન માના જુલમથી છૂટવા કેવી રીતે તેમણે પોતાના પિતાનું ઘર ત્યજ્યું, નદી તીરે અરણ્યમાં શ્વેતની સ્ત્રીને કેવી રીતે પુત્ર પ્રસવ્યો, શ્વેતને હાથીએ કેવી રીતે રાજા બનાવ્યો ને સર્પને મારી કેવી રીતે તે રાજ્યનો ભોક્તા થયો, વસન્તને વેપારી કેવી રીતે લઈ ગયો અને અંધારા કેદખાનામાં રાખી તેની તે કેવી રીતે દુર્દશા કરે છે, શ્વેતની સ્ત્રીના હાથમાં મુએલું બાળક મૂકી કોટવાળે તેના પુત્રને કેવી રીતે લઈ લીધો, શ્વેતની સ્ત્રી આત્મઘાત કરતાં કેવી રીતે બચી અને બ્રાહ્મણને ઘેર કેવી રીતે આવી, કોટવાળે લાવેલો પુત્ર કેવી રીતે મોટો થયો અને પોતાની જ માતામાં તે કેવી રીતે મોહાસક્ત થયો અને અત્યારે તે છાપરા ઉપર શા હેતુથી આવ્યો હતો તે સર્વ વૃત્તાન્ત પહેલા વાછરડાએ બીજા વાછરડાને કહી સંભળાવ્યો. છાપરા ઉપર ઉભેલા કોટવાળના પુત્રે આ સર્વ વૃત્તાન્ત સાંભળ્યો અને એકદમ છાપરા ઉપરથી નીચે ઉતરી તે તેના બાપ કોટવાળ પાસે ગયો. તેણે તેને કહ્યું કે તે એકાન્તમાં રાજા સાથે કાંઈ ગુપ્ત વાત કરવા ઇચ્છા ધરાવતો હતો. કોટવાળે તેને કહ્યુ કે રાજા સાથે વાતચીત કરવાને હજી

તે લાયક ઉમરનો થયો નથી. તેણે તેને ઘણો સમજાવ્યો તોપણ તે છોકરો સમજ્યો નહિ. એક દિવસ પ્રસંગ સાધી તે રાજાના મહાલયમાં ગયો અને ગૌશાળાના છાપરા ઉપરથી જે વાત તેણે સાંભળી હતી તે સર્વ તેણે તેને કહી સંભળાવી. શ્વેતને તેની દીન સ્ત્રીની દશાનું ભાન આવ્યું. બ્રાહ્મણને ઘેરથી તેણે તેને પોતાના પ્રાસાદમાં બોલાવી લીધી અને બ્રાહ્મણને પુષ્કળ ધન ઇનામમાં આપ્યું. કોટવાળને ત્યાં રહી ઉછરેલો છોકરો પોતાનો જ પુત્ર છે અને તેના પછી તે જ ગાદીનો વારસ છે એમ તેણે જાહેર કરાવ્યું. વસન્તને કારાગૃહમાંથી છોડાવવામાં આવ્યો અને દુષ્ટ વેપારીને પકડી મંગાવી જીવતો ભોંયમાં દાટવામાં આવ્યો. આ પછી શ્વેત, તેની સ્ત્રી, પુત્ર તથા વસન્ત તે નગરમાં અમન ચમન કરી પોતાના દિવસ વીતાડવા લાગ્યાં.



## શિક્ષા અને શાન્તિ

જૂના જમાનામાં એક રાજા હતો અને તેને ત્રણ પુત્ર હતા. એક દિવસ તેની પ્રજાએ તેની પાસે આવી અર્જ કરી કે "ધર્માવતાર! આપના રાજ્યમાં ચોર અને લુંટારાનો ઉપદ્રવ ઘણો વધી પડવાથી અમારી માલમિલકતની સલામતીમાટે અમને ઘણી ચિંતા થયા કરે છે અને તેથી જ અમે એકત્ર મળી આપને પ્રાર્થના કરીએ છીએ કે આ ચોરને પકડી સજા કરો." રાજાએ તેના પુત્રને બોલાવી મંગાવી કહ્યું: "કુંવરો! હું ઘરડો થઈ ગયો છું પણ તમે તો હજી યુવાન છો. મારા જીવતાં જ તમે રાજ્યમાં આવું અંધેર ચાલવા દ્યો છો તો મારા મરી ગયા પછી તમે શું કરી શકશો એ વિચાર મારા મનમાં ઘણું દુઃખ ઉપજાવે છે. પ્રજા ફરિયાદ કરે છે કે ઠેર ઠેર ચોરીઓ થાય છે, ધાડો પડે છે અને તેથી જાનમાલની સલામતી જળવાતી નથી. મારા રાજ્યમાં ચોર લુટારા આટલો બધો ઉપદ્રવ કરે છે એ શું? હું આશા રાખું છું કે તમે કાલથી જ આ ચોરને પકડી કાઢી યોગ્ય શાસન આપવાનો પ્રબંધ કરવા માંડશો." રાજાના આ ઉપાલંભથી ત્રણે કુંવરને જબરો ચાટકો લાગ્યો. રાત્રિએ શહેરમાં રોન મારી ચોરને પકડી કાઢવાનો ત્રણે રાજકુંવરે નિશ્ચય કર્યો. આ હેતુથી તેમણે શહેરની ભાગોળે એક સ્થાન નિયત કર્યું. ત્યાં તેમણે પોતાના અશ્વ રાખ્યા. રાત્રિના પ્રથમ ભાગમાં વડો રાજકુંવર અશ્વપર સ્વાર થયો અને આખા શહેરમાં ચક્કર મારી આવ્યો પણ તેણે કોઈ પણ ચોરને જોયો નહિ. મધ્ય રાત્રિની લગભગમાં બીજો કુંવર ઘોડાપર સ્વાર થઈ શહેરમાં આંટો મારી આવ્યો; તેણે પણ કોઈ ચોર જોયો નહિ અને તેથી તે પણ નિયત સ્થાને પાછો આવ્યો. મધ્યરાત્રિ પછી કેટલીકવારે

સૌથી નાનો રાજકુંવર રોન મારવા નીકળ્યો. ફરતો ફરતો તે તેના પિતાના મહેલના દરવાજા પાસે આવ્યો. ત્યાં તેણે એક રૂપસુંદરી સ્ત્રીને મહેલમાંથી બહાર નીકળતી જોઈ. રાજકુંવરે તે સ્ત્રીને રોકીને પૂછ્યું કે તે કોણ હતી ને રાત્રિના એ વખતે ક્યાં જતી હતી. તે બાઈએ જવાબ આપ્યો: "હું આ મહેલની રક્ષા કરનાર રાજલક્ષ્મી છું. હમણાં જ રાજા ઉપર એક ભયંકર ઘાત આવી પડનાર છે. તેમાંથી તેનો બચાવ થાય એવો સંભવ ન હોવાથી હું આ મહેલ ત્યજી ચાલી જાઉં છું." દેવીના આ કથન વિષે શું સમજવું તે તે કુંવર સમજી શક્યો નહિ. એક પળ સુધી વિચાર કરી તે બોલ્યો: "દેવી માતા! જો આ ઘાતમાંથી રાજાનો કોઈ બચાવ કરવા ઇચ્છતો હોય, તો તે રાજાને ઘાતમાંથી બચાવી શકે તેમ છે કે નહિ?" દેવીએ હકારમાં જવાબ આપ્યો એટલે કુંવર બોલ્યો: "દેવી માતા! રાજાના જીવનું રક્ષણ કરવા હું મારા જીવના જોખમે તૈયાર છું. આ ઘાતમાંથી રાજાને બચાવવા હું મારાથી બનશે તેટલો યત્ન કરીશ; માટે આપ મહેલમાં જઈ તેમાં જ નિવાસ કરો!" દેવીએ મહેલમાં પ્રવેશ કર્યો અને એક પળ માત્રમાં અંતર્ધાન થઈ ગયાં.

રાજકુંવર મહેલમાં સીધો રાજાના પલંગ પાસે ગયો. ત્યાં રાજા ભર ઉંઘમાં પડ્યો હતો. તેની પાસે શય્યા ઉપર નવી રાણી—આ રાજકુંવરની ઓરમાન મા—સૂતી હતી. દીવો ઝાંખો ઝાંખો બળતો હતો. જે સોનાના પલંગ ઉપર રાજા સૂઈ રહ્યો હતો તે પલંગની આસપાસ એક મોટા સર્પને ફરતો જોઈ રાજકુંવરને કેટલું બધું આશ્ચર્ય થયું હશે! ખરી અણીની વખતે જ પ્રભુએ તેને તેના પિતાનો જીવ બચાવવામાટે મોકલેલો હોવાથી તેણે પરમેશ્વરનો આભાર માન્યો. તેણે એકદમ મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી કાઢી અને સર્પના બે કકડા કરી નાખ્યા. માત્ર એટલાથી જ સંતોષ ન પામતાં તે રાજકુંવરે તેના પિતાના દુશ્મનના રજ રજ જેવડા સેંકડો ટુકડા કર્યા અને શયનાગારમાં એક પાનદાની હતી તેમાં ભર્યા. જે વખતે કુંવર સર્પના ટુકડા કરતો હતો ત્યારે તેના લોહીનો એક છાંટો નવી રાણી જે પાસે જ સૂઈ રહી હતી તેની છાતી ઉપર પડ્યો. કુંવર મોટા સંકટમાં આવી પડ્યો. તે તેના મનમાં બોલ્યો:— "મેં મારા પિતાની જિંદગી બચાવી છે; પરન્તુ મારી માતાના જીવનનો અંત આણ્યો છે." તે ઓરમાન માની છાતી ઉપરથી ઝેરી લોહીનો છાંટો કઈ રીતે લઈ શકાય તેનો તે વિચાર કરવા લાગ્યો. કુંવરે તેની જીભ ઉપર લુગડાના સાત પડ વીંટાળ્યા. પછી તેણે પેલું લોહીનું ટીપું ચાટી લીધું. કુંવર આ ક્રિયા કરતો હતો તેવામાં રાણી જાગી ઉઠી.

ચક્ષુ ખોલી તેણે જોયું તો સર્વથી નાનો કુંવર તેની દૃષ્ટિએ પડયો. કુંવર એકદમ ઉતાવળો ઉતાવળો શયનગૃહમાંથી બહાર જતો રહ્યો. નવી રાણી આ કુંવરને ખરા અંતઃકરણથી ધિક્કારતી હોવાથી તેને ખરાબ કરવાના ઇરાદાથી તે બોલી:–"મહારાજ, મહારાજ! આપ જાગો છો કે ઉંઘો છો? ઉઠો, ઉઠો અને ઉઠીને આમ જુઓ તો ખરા." રાજા એકદમ ઉંઘમાંથી ઝબકી જાગી ઊઠયો અને શી બીના છે તે વિષે રાણીને પૂછવા લાગ્યો. રાણીએ કહ્યું; "શી બીના છે! આપનો કુળદીપક નાનો કુંવર જેનાં આપ દરરોજ આટલાં આટલાં વખાણ કરો છો તે અત્યારે આપણા શયનાગારમાં આવ્યો હતો. તેણે મારી છાતી ઉપર હાથ નાખ્યો એટલામાં હું જાગી ઉઠી. આ મહેલમાં નક્કી તે ભૂંડી દાનતથી જ આવ્યે હતો. જોયો, તમારો આ શાણો કુંવર કેવો છે તે!" રાણીનું આ કથન સાંભળી રાજા તો દિગ્મૂઢ જ થઈ ગયો. રાજકુંવર મહેલમાંથી નીકળી સીધો શહેરની ભાગોળે ગયો અને તેના ભાઇને મળ્યો. રાજમહેલમાં જે બનાવ બન્યો હતો તે તેણે તેમને કહ્યો નહિ.

પહો ફાટતાં જ રાજાએ પાટવી કુંવરને પોતાની પાસે બોલાવ્યો અને તેને કહ્યું:–"કુંવર! કોઈ માણસ ઉપર વિશ્વાસ આવવાથી હું તેને મારાં માન આબરૂ તથા જિંદગીના રક્ષણ કરવાના કામ ઉપર નીમું અને પછી તે માણસ બેવફા નીવડી વિશ્વાસનો ભંગ કરે તો મારે તેને શી શિક્ષા કરવી?" પાટવી કુંવરે કહ્યું:–"પિતાજી! તે માણસનું શિર ધડથી જૂદું જ કરી નાંખવું જોઇએ; પણ તેને આ સજા કરતાં પહેલાં આપે તપાસ કરવી જોઇએ કે તેણે ખરેખર બેવફા થઈ વિશ્વાસનો દુરુપયોગ કર્યો છે કે નહિ?" રાજાએ કહ્યું:–"તપાસ કરવી એમ કહી તું શું કહેવા ઇચ્છે છે?" પાટવી કુંવરે કહ્યું:–"પિતાજી! પૂર્ણ તપાસ કર્યાં વિના કેવળ ક્રોધના આવેશમાં શિક્ષા કરવાથી પુત્રવધૂનો ઘાત કરનાર સોની પ્રમાણે પસ્તાવું પડે છે. તે સોનીની વાત હું આપને કહું છું તે કૃપા કરી સાંભળો."

"એક જમાનામાં એક સોની હતો અને તેને એક ઉંમર લાયક પુત્ર હતો. આ છોકરાની સ્ત્રી પશુની ભાષાને સમજવાની અદ્ભુત વિદ્યા ભણી હતી; પણ તેના ધણી અથવા સસરાને આ બાબતની ખબર નહોતી. એક દિવસ તે સ્ત્રી તેના ઘરમાં પતિપાસે ખાટલાપર સૂઈ રહી હતી. તેનું ઘર નદીથી ઝાઝું દૂર નહોતું. સોનીનો છોકરો આંખો મીંચી પડ્યો હતો ને તેની સ્ત્રી જાગતી પડી હતી. એટલામાં તે સ્ત્રીએ એક શિયાળને રડતું સાંભળ્યું. શિયાળ બોલતું હતું; "આ નદીમાં એક મડદું તણાતું આવે છે. આટલામાં કોઈ એવું મનુષ્ય છે કે જે તે મડદાની ટચલી આંગળીએ

હીરાની વીંટી છે તે કાઢી લઈ મડદું મને ખાવા આપે!" શિયાળનું કહેવું સોનારણ સમજી. તે ખાટલા ઉપરથી ઉઠી અને નદી તરફ જવા લાગી. તેનો પતિ આંખો મીંચી પડ્યો હતો, તેને પોતાની સ્ત્રીને આટલી મોડી રાત્રિએ બહાર જતી જોઈ વહેમ પડ્યો એટલે તે જોઈ ન શકે તેટલે દૂર તેની પાછળ પાછળ જવા લાગ્યો. સોનારણ નદીતીરે ગઈ. ત્યાં એક મડદું પાણીમાં તણાઈ આવતું તેની દૃષ્ટિએ પડ્યું. નદીના જળમાં પ્રવેશ કરી તે મડદાને તે કિનારે ઘસડી લાવી. મડદાને જમીન-પર નાખી તેણે તેના જમણા હાથની ટચલી આંગળીને તપાસી જોઈ તો એક હીરાની વીંટી તેની નજરે પડી. મડદું ફૂલી ગયું હતું એટલે તેણે ઘણા પ્રયત્ન કર્યો તોપણ વીંટી નીકળી નહિ. તેથી તેણે પોતાના દાંત-વડે આંગળી કાપી નાંખી અને વીંટી લઈ ઘેર આવી. તેનો પતિ તેના પહેલાં જ ઘેર ગયો હતો. ઘેર જઈ સોનારણે જોયું તો તે ખાટલા ઉપર લસલસાટ ઉંઘતો હતો. સોનીના છોકરાએ જે દૃશ્ય જોયું હતું તેથી તે ભયભીત થઈ ગયો હતો. તેણે તેના મનમાં ધારી લીધું કેઃ-"મારી સ્ત્રી માનવી નથી પણ રાક્ષસી છે." તે વખતે તો તેણે લસલસાટ ઉંઘી જવાનો દેખાવ કર્યો પણ અંદરથી તેનું હૃદય ભયનું માર્યું ધડકી રહ્યું હતું. બાકીની રાત તેને મુદ્દલ ઉંઘ આવી નહિ. તે રાત્રિ તેણે પાસાં બદલી બદલી પરાણે પૂરી કરી. પ્રભાત થતાં જ તેણે તેના બાપને કહ્યુંઃ-"પિતાજી! આપે મને જે સ્ત્રી પરણાવી છે, તે માનવી નથી પણ રાક્ષસી છે. ગઈ રાત્રિએ હું તેની સાથે સુઈ રહ્યો હતો એવામાં એકા-એક એક શિયાળ ઘણી વિકરાળતાથી રોતું સંભળાયું. મને ઉંઘી ગએલો ધારી તે ઉઠી બારણું ઉઘાડી નદીતીરે ગઈ. મધ્ય રાત્રિએ તેને આમ બહાર જતી જોઈ મને અચંબો થયો અને તેની ચાલચલગત વિષે મને વહેમ આવ્યો તેથી તે મને જોઈ ન શકે એટલે દૂર હું તેની પાછળ પાછળ ગયો. તમે શું ધારો છો કે નદીતીરે તેણે શું કર્યું હશે! બેધડક તે નદીમાં પેઠી અને એક પુરુષનું મડદું તણાતું જતું હતું તેને બહાર ઘસડી લાવી અને ખાવા લાગી. આ કાંઈ હું કોઈનું કહેલું કે અનુમાનથી કહેતો નથી. એ મેં મારી આંખે જોયું છે. પછી હું ઘેર આવ્યો અને ખાટલા-પર સુઈ રહ્યો. થોડા વખતમાં તે પણ પાછી આવી અને મારી પાસે સુઈ રહી. પિતાજી! કહો, આ રાક્ષસીની સાથે હું ગૃહસંસાર કેવી રીતે ચલાવું! મને તો ભય રહે છે કે કોઈ દિવસ આ રાક્ષસી સ્ત્રી મને મારી ખાશે."

પુત્રનો આ વૃત્તાન્ત સાંભળી સોની પણ કાંઈ ઓછો ગભરાયો નહોતો. બાપદીકરાએ નિશ્ચય કર્યો કે તેને ઘોર જંગલમાં લઈ જવી અને ત્યાં તેને એકલી છોડી પોતે ગરજન્તી કરવી એટલે જંગલનાં રાની પશુ તેને ફાડી

મારો. પછી સોનીના છોકરાએ તેની સ્ત્રીને કહ્યું:–"મારી વ્હાલી! તારા માબાપનો કાગળ આવ્યો છે કે ઘણા દિવસ થયાં તું તેમની પાસે ગઈ નથી; માટે તેઓ તને જોવા આતુર થઈ રહ્યાં છે તેથી જલદી જલદી ચોખા રાંધી નાખ કારણ કે, હું આજ ને આજ તને તારા પિયર મૂકવા આવવાનો છું." ઘણા દિવસે આજ પોતે પોતાના પિયર જશે અને માબાપનું મોં જોઈ શકશે એ વિચારથી સોનારણને ઘણો આનંદ થયો. ઉતાવળથી તેણે ભાત રાંધી નાખ્યો અને ભાત ગોળ ખાઈ ઘણી ઘણીઆણી મુસાફરીએ નીકળી પડ્યાં. રસ્તામાં એક ધાડું જંગલ આવતું હતું ત્યાં તે સ્ત્રીને એકલી મૂકી ચાલ્યા આવવાનો સોનીના છોકરાએ નિશ્ચય કર્યો હતો. તે જંગલમાંથી જતાં હતાં એવામાં એક અજગરને ફુંફાટા મારતો તેમણે જોયો. અજગર તેની ભાષામાં બોલતો હતો કે:–"હે વટેમાર્ગુ! પેલા દરમાં દેડકો દડૂક દડૂક કરી રહ્યો છે, તે દરમાં પુષ્કળ જવાહિર છે તે. જવાહિર લઈ દેડકો મને ખાવા આપશો તો હું આપનો અત્યંત આભાર માનીશ." અજગરનું આ કથન સાંભળી સોનારણ એકદમ તે દર પાસે ગઈ ને લાકડીથી તેને ખોદવા લાગી. તે રાક્ષસી સ્ત્રી તેનો વિચાર પામી જઈ તેને મારી નાખવાની પેરવી કરતી હતી એમ ધારી પેલો સોનીનો છોકરો તો ભયથી થરથર કંપવા લાગ્યો. સોનારણે તેને ઉદ્દેશીને કહ્યું:–"વ્હાલા! અહીં આવો અને આ દરમાંથી તમારાથી લેવાય તેટલું જવાહિર લઈ લ્યો." તેનું આ કહેલું સત્ય માનવું કે નહિ તે તે સોનીનો છોકરો સમજી શક્યો નહિ. બીતો બીતો અને ભયથી વાયુમાં વૃક્ષપત્રની માફક કંપતો તે દર પાસે ગયો. તે દરને જવાહિરથી ભરેલું જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બન્ને જણાંથી લેવાયું તેટલું જવાહિર તેમણે લઈ લીધું અને પછી સોનીના છોકરાએ તેની સ્ત્રીને પૂછ્યું કે:–"આ દરમાં જવાહિર છે તેની તને ખબર ક્યાંથી પડી." તેની સ્ત્રીએ તેને કહ્યું:–"જનાવરની ભાષા સમજવાની અદ્ભુત વિદ્યા હું એક ઋષિની કૃપાથી શીખી છું. પેલા ફુંફાટા મારતા અજગરે મને ખબર આપી હતી કે આ દરમાં જવાહિર ભરેલું છે." ભાગ્યદેવીની પૂર્ણ કૃપાથી જ પોતાને આવી સ્ત્રી પ્રાપ્ત થઈ હતી એ વાત હવે સોનીના છોકરાના જાણવામાં આવી. તેને જંગલમાં એકલી છોડી પોતે ચાલ્યા જવાનો જે વિચાર તેણે પોતાના મનમાં કર્યો હતો તેમાટે તેને પસ્તાવો થવા લાગ્યો. તેણે કહ્યું:–"વ્હાલી! આજ ઘણું અસુરું થઈ ગયું છે, અને રાત્રિ પહેલાં તારા પિતાને ગામ પહોંચી શકાય તેવો સંભવ નથી. આપણું ગામ તારા માબાપના ગામ કરતાં પાસે હોવાથી રાત્રિ પહેલાં આપણે ત્યાં પહોંચી શકીશું; માટે ચાલો, આપણે આ જવાહિર ઉચકી લઈ પાછાં જઈએ. જો સાંજ પડ્યા પહેલાં આપણે વસ્તીમાં નહિ જઈએ

અને આપણને આ અરણ્યમાં જ રાત્રિ રહેવાનો પ્રસંગ આવશે તો મને ભય છે કે આપણે આ અરણ્યના જંગલી પશુના શિકાર થઈ જઇશું." સોનારણને તેના પતિનો આ વિચાર ગમ્યો. બન્ને જણાંએ પુષ્કળ જવાહિર લઈ લીધું અને પોતાના ગામ તરફ ગમન કરવા લાગ્યાં. પુષ્કળ જવાહિર લીધેલું હોવાથી ઘેર પહોંચતાં તેમને ઘણો સમય લાગ્યો. ઘર પાસે આવતાં સોનીના છોકરાએ તેની સ્ત્રીને કહ્યું:-"વ્હાલી! તું પાછલા બારણેથી જા અને મારા પિતા દુકાનમાં બેઠા હશે તેમને આ જવાહિર બતાવી હું આગલે બારણેથી આવું છું." આથી સોનારણે પાછલે બારણેથી ઘરમાં પ્રવેશ કર્યો. જે વખતે તેણે ઘરમાં પગ મૂક્યો તેજ વખતે વૃદ્ધ સોની તેના હાથમાં હથોડો લઈ તે તરફ કાંઈ કામમાટે આવ્યો હતો. પુત્રવધૂને ઘરમાં પ્રવેશ કરતી જોઈ તેણે મનમાં ધાર્યું કે,-"નક્કી આ રાક્ષસીએ મારા પુત્રને મારી ખાધો છે, અને મારું ભક્ષણ કરવા તે અહીં આવી છે; નહિ તો તેના માબાપને ગામ નહિ જતાં એકલી અહીં શામાટે આવે!" આ વિચાર આવતાંની સાથેજ તેણે તેના હાથમાંનો હથોડો તે સ્ત્રીના કપાળમાં ઘ્રુટ્રો લગાવી દીધો. ધમ દઈ તે સ્ત્રી એકદમ જમીનપર તૂટી પડી અને મૃત્યુ પામી. બરાબર તે જ વખતે સોનીનો છોકરો તેના પિતાની દુકાનમાં થઈ તે સ્થળે આવી પહોંચ્યો. પણ જે બનવાનું હતું તે બની ગયું હતું. તે સ્ત્રીનો પ્રાણ-પક્ષી તેના દેહપિંજરમાંથી ઉડી ગયો હતો! આવી દૈવી વિદ્યા જાણ-નાર સ્ત્રીને મરણ પામેલી જોઈ સોનીના પુત્રે પુષ્કળ કલ્પાંત કર્યો અને તે સ્ત્રીનો સઘળો વૃત્તાંત તેણે તેના પિતાને કહ્યો એટલે તે વૃદ્ધ સોનીને આ સાહસમાટે અનિવાર્ય પશ્ચાત્તાપ થયો. આટલામાટે જ હું આપને કહું છું કે કોઈ પણ માણસના શિરચ્છેદનો હુકમ ફરમાવતાં પહેલાં પૂર્ણ તપાસ કરવી જોઇએ કે તે સાચે સાચો ગુનાહગાર છે કે નહિ."

આ પછી રાજાએ બીજા કુંવરને બોલાવી મંગાવ્યો અને તેને પૂછ્યું:-"જો કોઈ મનુષ્યમાં પૂર્ણ વિશ્વાસ રાખી તેના હસ્તમાં હું મારાં માન આબરૂ તથા જીવન મૂકું અને પછી જો તે મનુષ્ય મારો દ્રોહ કરી કૃતઘ્ન નીવડે તો મારે તેને શી શિક્ષા કરવી?" બીજા પુત્રે કહ્યું:-"જો આવો કોઈ મનુષ્ય આ પૃથ્વીપટ ઉપર અસ્તિત્વ ધરાવતો હોય તો તે ખરેખર શિરચ્છેદની શિક્ષાને જ પાત્ર છે; પણ તેને દેહાંત-દંડને પાત્ર ઠરાવવા પૂર્વે સંપૂર્ણ તપાસ કરી ખાતરી કરી લેવી જોઇએ કે તેણે આવો ભયંકર અપરાધ ખરેખર કર્યો છે કે નહિ?" રાજાએ કહ્યું:-"સંપૂર્ણ તપાસ કરવી, એ શબ્દથી તું શું કહેવા માગે છે?" કુંવરે કહ્યું:-"પિતાજી! બરાબર તપાસ કર્યા વિના સાહસકર્મ કરવાથી

કેટલીકવાર કેવુ આકું ચેતરાઈ જાય છે તે વિષે હું આપને એક વાર્તા કહું છુ તે સાંભળો."

"એક કાળમાં એક રાજા હતો. તેને શિકારનો ઘણો શોખ હતો. એક વખત એક મૃગની પાછળ દોડતાં દોડતાં તે પોતાના અનુયાયીઓથી છૂટો પડી ગયો અને તેણે તેના અશ્વને આગળ ને આગળ હાંક હાંક કર્યો પણ કોઈ ગામ કે શહેર દૃષ્ટિગોચર થયું નહિ. રાજાનો કંઠ તૃષાથી સુકાઈ જતો હતો, પણ કોઈ તળાવ, ઝરો કે નદી તેની દૃષ્ટિએ પડતા નહોતાં આખરે તેણે એક વૃક્ષની ટોચપરથી કાંઈ ઝરતું જોયું. તે અશ્વને તે વૃક્ષ નીચે લઈ ગયો અને એક સોનાના પ્યાલામા તે ઝરણ ઝીલી લીધુ. તે વરસાદનું પાણી નહોતું પણ એક વિકરાળ સર્પ તે વૃક્ષની ટોચપર હતો અને ક્રોધના આવેશમા પોતાની ફેણને તે વૃક્ષ સાથે અફાળતો હોવાથી તેનું ઝેર બહાર નીકળતું હતું અને તેના છાંટ તે વૃક્ષની નીચે પડતા હતા પરન્તુ રાજાએ ધાર્યું કે તે વર્ષાનું જળ છે. સત્ય વસ્તુસ્થિતિ શી હતી તે તેના અશ્વે જોઈ લીધુ હતું. જે સમયે પાત્ર પ્રવાહી ઝેરથી ભરાયુ અને રાજા તે મોઢે માંડવા જતો હતો તે જ સમયે અશ્વે રાજાના હાથને ધક્કો મારવાથી રાજાના હસ્તમાંનુ પાત્ર ભૂમિપર પડી ગયું અને પ્રવાહી પદાર્થ બધો ઢળી ગયો રાજાને એટલો બધો ક્રોધ ચઢ્યો કે એકદમ મ્યાનમાથી તરવાર બહાર ખેંચી કાઢી તેણે અશ્વની ડોકપર મારી અશ્વના ધડ અને શિર જૂદાં થઈ ગયાં. આટલામાટે જ હું આપને કહું છુ કે કોઈ દિવસ દેહાતદંડનો હુકમ સહસા ફરમાવશો નહિ. જે મનુષ્યને આપ અપરાધી ધારી બેઠા હો તે ખરેખર અપરાધી છે કે નિર્દોષ છે તેની પાકી તપાસ આપે કરવી જોઇએ."

આ પછી રાજાએ તેના ત્રીજા એટલે સર્વથી નાના કુંવરને બોલાવી મગાવ્યો અને તેને કહ્યુ-"મારા વ્હાલા કુંવર! એક ગંભીર બાબતમા તારો અભિપ્રાય જાણવામાટે અત્યારે તને બોલવવામા આવ્યો છે. જો કોઈ મનુષ્ય ઉપર વિશ્વાસ રાખી હું તેના હસ્તમા મારા માન આબરૂ તથા જીવન સુદ્ધાં મુકુ અને તે જો બેવફા નીવડી વિશ્વાસનો ભંગ કરે તો મારે તેને શી શિક્ષા કરવી!" કુંવરે કહ્યુ-"પિતાજી! જો આવો કોઈ મનુષ્ય અવનીતળ ઉપર અસ્તિત્વ ધરાવતો હોય તો ભયંકર રાજદ્રોહમાટે તેનો શિરચ્છેદ જ થવો જોઈએ, પણ તેને આ શિક્ષા કરતાં પહેલા આપે સંપૂર્ણ તપાસ કરવી જોઇએ કે તે ખરેખરો અપરાધી છે કે નહિ!" રાજાએ કહ્યું-"સંપૂર્ણ તપાસ કરવી એ શબ્દોથી તુ શું કહેવા માગે છે?" કુંવરે કહ્યુ-"પિતાજી! કેટલીક વખત એવુ બની જાય છે કે જે કાર્ય કરવામાટે કોઈ મનુષ્યને આપણે અપરાધી ધારી બેઠા હોઇએ છીએ તે કાર્ય તેણે

શુદ્ધબુદ્ધિથી આપણા ભલામાટે જ કર્યું હોય છે; પણ ક્રોધના આવેશમાં આપણે તેને અપરાધી સમજી લઇએ છીએ અને વગર તપાસે તેને સજા કરી દઇએ છીએ; પરન્તુ જ્યારે ખરી વસ્તુસ્થિતિ આપણા જાણવામાં આવે છે ત્યારે સાચી સેવા બજાવનાર નિમકહલાલ મનુષ્યને અપરાધી સમજી સજા કરવામાટે આપણને પશ્ચાત્તાપ જ કરવો પડે છે અને તેમાં વળી જો દેહાંતદંડ જ અપાયો હોય છે તો આ ભૂલ મરણ પર્યંત આપણને દુઃખ દીધા કરે છે; માટે જ હું આપને કહું છું કે કોઈ પણ મનુષ્યને દેહાંત શિક્ષા ફરમાવતાં પહેલાં સંપૂર્ણ તપાસ થવી જોઇએ. આ બાબતમાં એક રાજાની વાત લોકોમાં પ્રચલિત છે તે હું કહું છું તે કૃપા કરી સાંભળો."

"પૂર્વે એક દેશમાં એક રાજા રાજ્ય કરતો હતો. તેના મહાલયમાં એક વિશિષ્ટ પ્રકારનો ઉત્તમ પોપટ હતો. એક વખત ઉડતો ઉડતો તે શુક ખેતરોમાં ગયો. ત્યાં તેને તેનાં માતાપિતા મળ્યાં. તેમણે આગ્રહ કરીને કહ્યું કેઃ—"પુત્ર! ઘણા સમય પછી તું અહીં આવ્યો છે માટે અમારી સાથે અમારાં માળે ચાલ. થોડા દિવસ રહી પછી પાછો જજે." તેમનો માળો ઘણા દૂર દેશમાં આવેલો હતો માટે શુકે કહ્યુંઃ—"માતાપિતા! મને પોતાને પણ આપના માળે આવવાની ઘણી ઇચ્છા થાય છે; પણ શું કરું? મારા રાજાની રજા સિવાય મારાથી આવી શકાય તેમ નથી. જો કાલ આ વખતે તમે અહીં આવો તો મારા રાજાની રજા લઈ હું આપના માળે આવું." આમ કહી તે શુક રાજાના મહાલયમાં પાછો ફર્યો અને જ્યારે રાજા અન્ય સર્વ કાર્યોથી પરવારી પોતાના ઓરડામાં આવી શાંત બેઠો ત્યારે શુકે કહ્યું કેઃ—"અન્નદાતા! મારાં માતાપિતા અહીં આવ્યાં છે તેમની સાથે જો આપ રજા આપો તો થોડા દિવસ તેમને માળે મહેમાન દાખલ જાઉં. એક પખવાડીઆ પછી હું અહીં પાછો આવીશ." રાજા આ શુકને પ્રાણથી પણ અધિક ચહાતો હતો, તોપણ ઘણાં વર્ષે તેણે તેના માતાપિતાના માળે જવાનું કહેલું હોવાથી અને થોડા દિવસમાં પાછા આવવાનું વચન આપવાથી તેણે તેને જવાની રજા આપી. બીજે દિવસે સવારમાં ઠરાવેલે સ્થળે શુક તેનાં માતાપિતાને મળ્યો અને તેમની સાથે દૂર દેશમાં એક ઉંચા ઝાડ ઉપર આવેલા તેમના માળામાં ગયો. એક પખવાડીઆ સુધી ત્રણે પોપટ સુખ ચેનમાં રહ્યાં. પખવાડીયું પૂરું થયું એટલે રાજાના શુકે તેનાં માતાપિતાને કહ્યું કેઃ—"મારાં વ્હાલાં માતાપિતા! મારા રાજાએ મને ફક્ત એક પખવાડીઆનીજ રજા આપી છે. અને આજે એક પખવાડીયું પૂરું થતું હોવાથી કાલ સવારમાં મારા રાજાના નગરમાં જવા માટે નીકળવું જ જોઇએ." તે શુકના

માબાપ સમજૂ હોવાથી તેમણે કહ્યું કેઃ–"ભલે, પણ અમારે તારા રાજાને કાંઈ ભેટ મોકલવી જોઇએ." પછી તેમણે કેટલાક વખત સુધી વિચાર કર્યો કે રાજાને શી ભેટ મોકલવી; બીજે દિવસે વહેલાં ઉઠી તેઓ અજરામર વૃક્ષ પાસે ગયાં અને એક અમરફળ તોડી લાવ્યાં. તે પોતાના પુત્રને આપીને તેમણે કહ્યું કેઃ–"પુત્ર! અમારા તરફથી રાજાને પુષ્કળ આશીર્વાદ દઈ આ અમરફળ ભેટ તરીકે આપજે અને કહેજે કે, જે મનુષ્ય આ ફળનો આહાર કરશે તે જન્મમરણના ભયથી મુક્ત થશે." માતાપિતાનો આશીર્વાદ અને તે ફળ લઈ શુક રાજાના નગર તરફ જવા નીકળ્યો. ફળનો ભાર લઈને જવાનું હોવાથી રાત્રિ પહેલાં તે રાજાના નગરમાં પહોંચી શક્યો નહિ. રસ્તામાં જ રાત્રિ પડી ગઈ. તે એક વૃક્ષપર જઈ બેઠો અને પેલું અમરફળ ક્યાં મૂકવું તેનો વિચાર કરવા લાગ્યો. તે પોતાના મનમાં બોલ્યોઃ–"જો આ ફળ મારી ચાંચમાં લઈ હું ઉંઘી જાઉં તો અવશ્ય ઉંઘમાં તે નીચે પડી જાય અને કોઈ પશુ પક્ષી તેને ખાઈ જાય તો?" તે આવા વિચાર કરતો હતો એવામાં તેની દૃષ્ટિ વૃક્ષમાં એક બાકું હતું તે ઉપર ગઇ. તેણે તે ફળ બાકામાં મૂક્યું અને આખી રાત્રિ પોતે વૃક્ષ ઉપર આરામ લીધો. બનાવ એવો બન્યો કે જે બાકામાં શુકે પેલું અમરફળ મૂક્યું હતું તેમાં એક સર્પ રહેતો હતો. આખી રાત્રિ સર્પે તેની ફેણ તે ફળ ઉપર પછાડી અને તેથી તે ફળનો ગર્ભ વિષમય થઈ ગયો. બીજે દિવસે પ્રભાતમાં કાગડા કા કા બોલવા લાગ્યા તે વખતે શુકે પેલું અમરફળ તેની ચાંચમાં પકડી લીધું અને આકાશવાટે નગર તરફ જવા લાગ્યો. રાજા મહેલમાં તેના પ્રધાનો સાથે બેઠા હતો તે વખતે શુક ત્યાં આવ્યો. પોતાના પ્રિય શુકને પાછો આવેલો જોઈ રાજાને અત્યન્ત હર્ષ થયો અને તે જે સુંદર ફળ ભેટ દાખલ લાવ્યો હતો તેનાં વખાણ કરવા લાગ્યો. તેણે કહ્યું કેઃ–"મારો પ્રિય શુક મારા માટે આ જે ફળ ભેટ લાવ્યો છે તે ફળ વિશ્વનાં બીજાં ફળ કરતાં વિશેષ સુંદર છે ને તે અમરફળ હોવાથી તેનો જે આહાર કરે તે અમર થાય તેમ છે; માટે તેનો આહાર હું અહીં જ કરીશ!" રાજા તે ફળ ખાવા જતો હતો તેવામાં પ્રધાનોએ તેને વાર્યો અને કહ્યું કેઃ–"મહારાજ! જેટલાં ફળ સુંદર દેખાય છે તેટલાં બધાં ખાવામાં કાંઈ મિષ્ટ હોતાં નથી. કેટલાંક ફળ એવાંય હોય છે કે તે દેખાય છે સુંદર પણ જો ખાવામાં આવે તો એકદમ જીવની હાનિ થાય. પોપટ આને અમરફળ કહે છે પણ એના બોલવાનો શો ભરોસો! માટે આપે તપાસ કર્યા પછી જ આ ફળ ખાવું એવો અમારો અભિપ્રાય છે." તે વખતે એક કાગડો દીવાલ ઉપર બેઠો હતો તેને રાજાએ તે ફળનો

એક કકડો નાખ્યો. કાગડાએ તે ફળનો કકડો ખાધો અને એક પળ માત્રમાં તો તમ્મર ખાઈ નીચે જમીનપર પડ્યો અને મૃત્યુ પામ્યો. પોપટ કપટ રમતો હતો અને તેની જિંદગી લેવા માગતો હતો, એ વાતની હવે રાજાને ખાતરી થઈ ગઈ. તેણે પોપટને પકડી ડોક મચડીને મારી નાખ્યો. રાજાએ ધાર્યું કે તે કોઈ વિષફળ છે માટે નવાઇની ચીજ દાખલ બાગમાં એકાંત સ્થળે તે ફળનો ઠળીઓ તેણે વાવવા નાખ્યો.'

વખતના વહેવા સાથે તે ઠળીઆમાંથી છોડ અને છોડમાંથી એક વૃક્ષ થયું અને તેમાં સુંદર ફળો આવ્યાં. રખેને તે સુંદર ફળ ખાઈ કોઈ માણસ મરણ ન પામે માટે રાજાએ તે વૃક્ષની આસપાસ એક વાડ કરાવી અને તેની ચોકી કરવા પહેરો બેસાડ્યો. તે શહેરમાં એક વૃદ્ધ બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહેતાં હતાં અને ભિક્ષા માગી પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. એક દિવસ બ્રાહ્મણે તેની સ્ત્રીને કહ્યું-"આમ ભીખ માગી જીવન પૂરું કરવા કરતાં મરણ હજાર દરજ્જે સારું છે. આના કરતાં તો રાજાની વાડીમાંનું વિષફળ ખાઈ આ સંસારમાંના દુઃખમય જીવનનો અંત આણવો અધિક સારો છે." રાત્રિએ બ્રાહ્મણ રાજાની વાડીએ જવા બિછાનામાંથી ઉઠ્યો. તેની સ્ત્રી સતી હતી. તેને વહેમ પડ્યો તેથી તે પણ તેની પાછળ પાછળ ગુપ્ત રીતે રાજાના બાગમાં ગઈ. મધ્ય રાત્રિનો વખત હતો; આખું જગત્ નિદ્રાને આધીન થઈ ગયું હતું અને તે વૃક્ષના ચોકીદારો પણ ભર ઉંઘમાં પડ્યા હતા. તે વૃદ્ધ બ્રાહ્મણ પેલા વૃક્ષ પાસે ગયો. તેણે એક ફળ તોડી લીધું અને તે ખાઈ ગયો. બ્રાહ્મણીએ જાહેર થઈ તેના પતિને કહ્યું કે:-"જો આપ પરલોકમાં સીધાવવા તત્પર થઈ ગયા હો તો પછી મારી આ સંસારમાં શી જરૂર છે? હું પણ આ ફળ ખાઇશ અને આપની પાછળ પાછળ સ્વર્ગમાં આવીશ." આમ કહી તેણે પણ એક ફળ ચૂંટયું અને ખાઈ ગઈ. કેટલીક વાર સુધી તે ત્યાં થોભ્યાં પણ વિષ ચડ્યું નહિ. તેમણે ધાર્યું કે ઝેર ચડતાં કાંઈક વાર લાગશે તેથી તે ઘેર ગયાં અને બિછાનામાં સૂઈ ગયાં. બીજી સવારે મરણ પામવાને બદલે પોતાને વધારે બળવાન્ અને યુવાન્ થએલાં જોઈ તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમના શરીરમાં એટલો બધો ફેરફાર થઈ ગયો હતો કે તેમનાં પાડોશી સુદ્ધાં તેમને ઓળખી શક્યાં નહિ! તે વૃદ્ધ બ્રાહ્મણ યુવાન્ અને બળવાન્ થઈ ગયો હતો. તેના શ્વેત કેશ કાળા ભ્રમર જેવા થઈ ગયા હતા. તેના ગોપરના ખાડા પૂરાઈ ગયા હતા અને તેના મુખમાં દાડમની કળી જેવા નવા દાંત ફૂટ્યા હતા. તેની સ્ત્રીપણ રાજાના મહેલની રાણી જેવી રૂપસુંદરી બની હતી. જોત-જોતાંમાં આ વિચિત્ર વાર્તા આખા શહેરમાં પથરાઈ ગઈ અને લોકોનાં

ધાડે ધાડાં તે બ્રાહ્મણુ બ્રાહ્મણીને જોવા આવવા લાગ્યાં. આ વાત રાજાના કાને પણ પહોંચી. તેણે તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તેના સ્વરૂપમાં આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો તે તેણે પૂછ્યું. બ્રાહ્મણે સઘળી બીના અથથી ઇતિ સુધી કહી સંભળાવી. હવે રાજાના મનની ખાતરી થઈ કે તેના પ્રિય શુક જે ફળ લાવ્યો હતો તે વિષફળ નહોતું પણ વસ્તુતઃ અમરફળ જ હતું. તેણે તેના જે હાલ કર્યાં હતા તે માટે હવે તેને પસ્તાવો થયો અને વગર તપાસે તેને મારી નાખવામાટે તે પોતાને ઠપકો આપવા લાગ્યો.

આ પછી કુંવરે વધારામાં કહ્યું કેઃ—"પિતાજી! આટલામાટે જ હું આપને કહું છું કે જે મનુષ્યનો શિરચ્છેદ કરવાનો આપ હુકમ કરો તે ખરેખરો અપરાધી છે કે નહિ તેની સંપૂર્ણ તપાસ કરજો. આપના આ સવાલ પૂછવાનું કારણ હું એમ ધારું છું કે આપ એમ ધારો છો કે ગત રાત્રિએ હું આપના શયનાગારમાં દુષ્ટ હેતુથી આવ્યો હતો. પણ ખરી વસ્તુસ્થિતિ એમ નથી. મને શિક્ષા કરતાં પહેલાં મારો બચાવ સાંભળો એવી મારી પ્રાર્થના છે. ગઈ રાત્રિએ ફેરા ફરતો ફરતો હું આપના મહેલ પાસે આવ્યો ત્યારે એક સ્ત્રીને આપના મહેલમાંથી બહાર નીકળતી મેં જોઈ. તેને ટોકતાં તેણે કહ્યું કે, તે આપના મહેલની રક્ષા કરનાર રાજલક્ષ્મી હતાં. અને રાત્રિએ આપનો જાન જોખમમાં હોવાથી રાજમહેલમાંથી ચાલી જતાં હતાં. મેં તેમને મહેલમાં પાછાં જવા પ્રાર્થના કરી અને કહ્યું કે, હું રાજાના પ્રાણનું રક્ષણ કરીશ. હું સીધો આપના શયનગૃહમાં આવ્યો અને જોયું તો એક ભયંકર સર્પને આપના સુવર્ણ પલંગની આસપાસ વીંટળાયલો જોયો. મેં તે સર્પને મારી નાખ્યો અને તેના શતાવધિ કકડા કરી પાનદાનીમાં ભર્યા છે. પણ જે સમયે હું તે સર્પના કકડા કરતો હતો તે સમયે તેના રક્તનો એક બિંદુ મારી માતાની છાતીપર પડ્યો. મેં ધાર્યું કે પિતાના જીવનું રક્ષણ કરવા જતાં મેં મારી માતાના જીવને જોખમમાં નાખ્યો હતો. પછી મેં મારી જીભની આસપાસ લૂગડાના સાત પડ વીંટાળ્યા અને તે રક્તબિંદુને ચાટી ગયો. જે પળે હું તે બિંદુ ચાટતો હતો તે જ પળે મારી માતાએ આંખો ઉઘાડી અને મને જોયો. હું સ્વીકારું કરું છું કે આ અપરાધ મેં કર્યો છે અને તેથી આપ મને જે શિક્ષા કરવા ઇચ્છતા હો તે સુખેથી કરો."

હર્ષ અને ઉપકારથી રાજાનું અંતઃકરણ ઉભરાઈ જવા લાગ્યું. તે તેના કુંવરને પ્રેમથી ભેટ્યો અને તે સમયથી તેને પૂર્વ કરતાં પણ વિશેષ ચહાવા લાગ્યો.

---

## ભૂત બ્રાહ્મણ

એક વખત એક શહેરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો અને તે કુલીન ન હોવાથી તેનામાટે કન્યા મેળવવાનું કાર્ય ઘણું દુર્ઘટ થઈ પડયું હતું. તે ધનવાન્ માણસોને ઘેર જઈ ટેલ નાખતો કે જેથી પૈસા મળે અને પોતે પરણી શકે. તેને પરણવાને ઘણા ધનની જરૂર હતી; કારણ કે લગ્નના ખર્ચ ઉપરાંત કન્યાના બાપને સારી રકમ આપ્યા વિના કોઈ તેને કન્યા દે તેમ નહોતું. તેણે એક ઘેરથી બીજે ઘેર ટેલ નાંખી અને ઘણા ધનવાન્ માણસોની ખુશામદ કરી પરણવાને જોઇએ તેટલી રકમ એકઠી કરી. યોગ્ય સમયે લગ્ન થઇ ગયું અને તેની સ્ત્રી તેની માતા પાસે આવી પગે પડી. આ પછી થોડા કાળે તે બ્રાહ્મણે પોતાની માને કહ્યું કેઃ—"માતા! તમારું અને મારી સ્ત્રીનું ભરણપોષણ કરવાને મારી પાસે પૂરતાં સાધન નથી; માટે ગમે તે રીતે ધન ઉપાર્જન કરવા મારે કોઈ દૂર દેશમાં જવું જ જોઇએ. હું પરદેશમાં કેટલાં વર્ષ રહીશ તે હાલમાં મારાથી કહી શકાય તેમ નથી; કારણ કે, યોગ્ય ધન કમાયા વિના પાછા નહિ આવવાનો મેં નિશ્ચય કર્યો છે. હું પરદેશમાં હોઉં તે સમયે તમારું ગુજરાન ચલાવવા મારી પાસે જે કાંઈ સાધનો છે તે હું તમને સોંપું છું. તેનો સારો વ્યય કરજો અને મારી સ્ત્રીની સંભાળ રાખજો." આ પછી માતાનો આશીર્વાદ લેઈ તે બ્રાહ્મણ મુસાફરીએ નીકળી પડ્યો. તે જ દિવસે રાત્રિના સમયે એક ભૂત તાદ્રશ્ય તે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી તેને ઘેર આવ્યો. બ્રાહ્મણની સ્ત્રીએ તેને પોતાનો પતિ જ ધાર્યો અને પૂછયુંઃ—"તમે તો કહેતા હતા કે કેટલાંક વર્ષ સુધી તમે પરદેશમાં રહેશો તો પછી આજના આજ પાછા કેમ આવ્યા? તમે તમારો વિચાર શામાટે ફેરવી નાખ્યો?"—ભૂતે કહ્યુંઃ—"આજનો દિવસ ચોખ્ખો નથી અને મને કેટલુંક ધન પ્રાપ્ત થયું છે તેથી જ હું પાછો આવ્યો છું." તે ભૂત બ્રાહ્મણનું સ્વરૂપ બ્રાહ્મણ સાથે એટલું બધું મળતું આવતું હતું કે તેની મા પણ ભૂલાવો ખાઈ ગઈ. તેણે પણ તેને પોતાનો પુત્ર ધાર્યો. આથી તે ભૂત તે બ્રાહ્મણની માતાના પુત્ર તરીકે, સ્ત્રીના પતિ તરીકે અને ગૃહના સ્વામી તરીકે રહેવા લાગ્યો. એક ચણાની બે ફાડ જેવી રીતે સર્વ બાબતમાં મળતી હોય છે તેવી જ રીતે આ ભૂત બ્રાહ્મણ સર્વ બાબતમાં બ્રાહ્મણને મળતો જ હતો તેથી તે બ્રાહ્મણનાં આડોશી પાડોશી તે ભૂત ખરો બ્રાહ્મણ છે એમજ સમજતાં હતાં. કેટલોક કાળ વ્યતીત થઈ ગયા પછી ખરો બ્રાહ્મણ પરદેશથી કમાઇને ઘેર આવ્યો અને પોતાના ઘરમાં પોતાના જેવાજ એક બીજા બ્રાહ્મણને બેઠેલો જોઈ તેને અત્યંત આશ્ચર્ય થવા લાગ્યું! ભૂત બ્રાહ્મણે બ્રાહ્મણને પૂછયું કેઃ—"તું

ધાડે ધાડાં તે બ્રાહ્મણ બ્રાહ્મણીને જોવા આવવા લાગ્યાં. આ વાત રાજાના કાને પણ પહોંચી. તેણે તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તેના સ્વરૂપમાં આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો તે તેણે પૂછ્યું. બ્રાહ્મણે સઘળી બીના અથથી ઇતિ સુધી કહી સંભળાવી. હવે રાજાના મનની ખાતરી થઈ કે તેનો પ્રિય શુક જે ફળ લાવ્યો હતો તે વિષફળ નહોતું પણ વસ્તુતઃ અમરફળ જ હતું. તેણે તેના જે હાલ કર્યાં હતા તે માટે હવે તેને પસ્તાવો થયો અને વગર તપાસે તેને મારી નાખવામાટે તે પોતાને ઠપકો આપવા લાગ્યો.

આ પછી કુંવરે વધારામાં કહ્યું કેઃ—"પિતાજી ! આટલામાટે જ હું આપને કહું છું કે જે મનુષ્યનો શિરચ્છેદ કરવાનો આપ હુકમ કરો તે ખરેખરો અપરાધી છે કે નહિ તેની સંપૂર્ણ તપાસ કરજો. આપના આ સવાલ પૂછવાનું કારણ હું એમ ધારું છું કે આપ એમ ધારો છો કે ગત રાત્રિએ હું આપના શયનાગારમાં દુષ્ટ હેતુથી આવ્યો હતો. પણ ખરી વસ્તુસ્થિતિ એમ નથી. મને શિક્ષા કરતાં પહેલાં મારો બચાવ સાંભળજો એવી મારી પ્રાર્થના છે. ગઈ રાત્રિએ રૌન ફરતો ફરતો હું આપના મહેલ પાસે આવ્યો ત્યારે એક સ્ત્રીને આપના મહેલમાંથી બહાર નીકળતી મેં જોઈ. તેને ટોકતાં તેણે કહ્યું કે, તે આપના મહેલની રક્ષા કરનાર રાજલક્ષ્મી હતાં. અને રાત્રિએ આપનો જાન જોખમમાં હોવાથી રાજમહેલમાંથી ચાલી જતાં હતાં. મેં તેમને મહેલમાં પાછાં જવા પ્રાર્થના કરી અને કહ્યું કે, હું રાજાના પ્રાણનું રક્ષણ કરીશ. હું સીધો આપના શયનગૃહમાં આવ્યો અને જોયું તો એક ભયંકર સર્પને આપના સુવર્ણ પલંગની આસપાસ વીંટળાયલો જોયો. મેં તે સર્પને મારી નાખ્યો અને તેના શતાવધિ કકડા કરી પાનદાનીમાં ભર્યા છે. પણ જે સમ હું તે સર્પના કકડા કરતો હતો તે સમયે તેના રક્તનો એક બિંદુ માતાની છાતીપર પડ્યો. મેં ધાર્યું કે પિતાના જીવનું રક્ષણ કરવા મેં મારી માતાના જીવને જોખમમાં નાખ્યો હતો. પછી મેં મારી જીભ આસપાસ લૂગડાના સાત પડ વીંટાળ્યા અને તે રક્તબિંદુને ચાટી ગ જે પળે હું તે બિંદુ ચાટતો હતો તે જ પળે મારી માતાએ આં ઉઘાડી અને મને જોયો. હું સ્વીકારું કરું છું કે આ અપરાધ મેં કર્યો અને તેથી આપ મને જે શિક્ષા કરવા ઇચ્છતા હો તે સુખેથી કરો."

હર્ષ અને ઉપકારથી રાજાનું અંતઃકરણ ઉભરાઈ જવા લાગ્ તે તેના કુંવરને પ્રેમથી ભેટ્યો અને તે સમયથી તેને પૂર્વ કરતાં પ વિશેષ ચહાવા લાગ્યો.

---

## ભૂત બ્રાહ્મણ

એક વખત એક શહેરમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો અને તે કુલીન ન હોવાથી તેનામાટે કન્યા મેળવવાનું કાર્ય ઘણું દુર્ઘટ થઈ પડચું હતું. તે ધનવાન્ માણસોને ઘેર જઈ ટેલ નાખતો કે જેથી પૈસા મળે અને પોતે પરણી શકે. તેને પરણવાને ઘણા ધનની જરૂર હતી; કારણ કે લગ્નના ખર્ચ ઉપરાંત કન્યાના બાપને સારી રકમ આપ્યા વિના કોઈ તેને કન્યા દે તેમ નહોતું. તેણે એક ઘેરથી બીજે ઘેર ટેલ નાંખી અને ઘણા ધનવાન્ માણસોની ખુશામદ કરી પરણવાને જોઇએ તેટલી રકમ એકઠી કરી. યોગ્ય સમયે લગ્ન થઇ ગયું અને તેની સ્ત્રી તેની માતા પાસે આવી પગે પડી. આ પછી થોડા કાળે તે બ્રાહ્મણે પોતાની માને કહ્યું કે:-"માતા! તમારું અને મારી સ્ત્રીનું ભરણપોષણ કરવાને મારી પાસે પૂરતાં સાધન નથી; માટે ગમે તે રીતે ધન ઉપાર્જન કરવા મારે કોઈ દૂર દેશમાં જવું જ જોઇએ. હું પરદેશમાં કેટલાં વર્ષ રહીશ તે હાલમાં મારાથી કહી શકાય તેમ નથી; કારણ કે, યોગ્ય ધન કમાયા વિના પાછા નહિ આવવાનો મેં નિશ્ચય કર્યો છે. હું પરદેશમાં હોઉં તે સમયે તમારું ગુજરાન ચલાવવા મારી પાસે જે કાંઈ સાધનો છે તે હું તમને સોંપું છું. તેનો સારો વ્યય કરજો અને મારી સ્ત્રીની સંભાળ રાખજો." આ પછી માતાનો આશીર્વાદ લેઈ તે બ્રાહ્મણ મુસાફરીએ નીકળી પડ્યો. તે જ દિવસે રાત્રિના સમયે એક ભૂત તાદૃશ્ય તે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી તેને ઘેર આવ્યો. બ્રાહ્મણની સ્ત્રીએ તેને પોતાનો પતિ જ ધાર્યો અને પૂછ્યું:-"તમે તો કહેતા હતા કે કેટલાંક વર્ષ સુધી તમે પરદેશમાં રહેશો તો પછી આજના આજ પાછા કેમ આવ્યા? તમે તમારો વિચાર શામાટે ફેરવી નાખ્યો?"-ભૂતે કહ્યું-"આજનો દિવસ ચોખ્ખો નથી અને મને કેટલુંક ધન પ્રાપ્ત થયું છે તેથી જ હું પાછો આવ્યો છું." તે ભૂત બ્રાહ્મણનું સ્વરૂપ બ્રાહ્મણ સાથે એટલું બધું મળતું આવતું હતું કે તેની મા પણ ભૂલાવો ખાઈ ગઈ. તેણે પણ તેને પોતાનો પુત્ર ધાર્યો. આથી તે ભૂત તે બ્રાહ્મણની માતાના પુત્ર તરીકે, સ્ત્રીના પતિ તરીકે અને ગૃહના સ્વામી તરીકે રહેવા લાગ્યો. એક ચણાની બે ફાડ જેવી રીતે સર્વ બાબતમાં મળતી હોય છે તેવી જ રીતે આ ભૂત બ્રાહ્મણ સર્વ બાબતમાં બ્રાહ્મણને મળતો જ હતો તેથી તે બ્રાહ્મણનાં આડોશી પાડોશી તે ભૂત ખરો બ્રાહ્મણ છે એમ જ સમજતાં હતાં. કેટલોક કાળ વ્યતીત થઈ ગયા પછી ખરો બ્રાહ્મણ પરદેશથી કમાઈને ઘેર આવ્યો અને પોતાના ઘરમાં પોતાના જેવાજ એક બીજા બ્રાહ્મણને બેઠેલો જોઈ તેને અત્યંત આશ્ચર્ય થવા લાગ્યુ! ભૂત બ્રાહ્મણે બ્રાહ્મણને પૂછ્યું કે:-"તું

કોણ છે અને આ ઘરમાં કેમ આવ્યો છે!" આશ્ચર્યયુક્ત મુદ્રાથી બ્રાહ્મણે કહ્યું:–"હું કોણ છું! હું તને જ પૂછું છું કે તું કોણ છે? આ ઘરનો માલિક તો હું જ છું. આ મારી માતા છે અને પેલી મારી જ પત્ની છે!" બ્રાહ્મણનું આ કથન સાંભળી વિકટ હાસ્ય કરી ભૂત બ્રાહ્મણે કહ્યું કે:–"વાહ! આ તો વૈચિત્ર્ય જ દેખ્યું! દરેક માણસ જાણે છે કે આ મારું ઘર છે, પેલી મારી માતા છે અને ઓલી મારી પત્ની છે. આજ કાલ કરતાં કેટલાંક વર્ષથી હું અહીં રહું છું અને તું એવો ઉઠાઉગીર કયાંથી નીકળી આવ્યો કે મારું ઘર તારું કહે છે, મારી માતાને તારી માતા બનાવે છે અને મારી પત્ની તારી ભાર્યા હોવાનો દાવો કરે છે? અલ્યા બ્રાહ્મણ! તારું મગજ ઠેકાણે છે કે કાતરીયું ગેબ થઈ ગયું છે? રસ્તે જતા કોઈ નાણાવટીની કોથળીને બાઝી પડજે અને કહેજે કે એ તો મારા બાપની જ છે!"

આમ કહી ભૂત બ્રાહ્મણે તે ખરા બ્રાહ્મણને ઘરમાંથી ધક્કા મુક્કા મારી હાંકી કાઢયો. પેલો બ્રાહ્મણ તો આશ્ચર્યથી દિગ્મૂઢ જ થઈ ગયો હતો. હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો. આખરે રાજા આગળ જઈ ફરિયાદ કરવાનો તેણે નિર્ધાર કર્યો. રાજાએ બન્ને બ્રાહ્મણને પોતાની સમીપ ઉભા રાખ્યા તો બન્નેનાં સ્વરૂપ એક સરખાં જ જણાયાં. જાણે એક જ બીબામાંથી બે છાપો બહાર નીકળી ન હોય! રાજા ગુચવાડામાં પડી ગયો અને કયો બ્રાહ્મણ સાચો છે ને કયો કૃત્રિમ છે તે બાબતનો તે નિર્ણય કરી શકયો નહિ. દરરોજ સવારમાં પેલો ખરો બ્રાહ્મણ રાજાના દરબારમાં જતો અને પોતાનાં ઘર, સ્ત્રી અને માતા પોતાને પાછાં અપાવવા પ્રાર્થના કરતો. આ બાબતમાં શો નિર્ણય કરવો તેની કાંઈ સમજણ નહિ પડવાથી રાજા તેને બીજે દિવસે આવવાનો વાયદો કરતો. બીજે દિવસે બ્રાહ્મણ જતો એટલે 'કાલ આવજે' એવો જવાબ મળવાથી તે કપાળ કૂટતો તથા રડતો રડતો દરબારમાંથી બહાર નીકળતો. તે બોલતો કે:–"આ દુનિયા કેવી દુષ્ટ છે! મને ઘરના માલિકને હાંકી કાઢી કોઈ ઉઠાઉગીર મારી સ્ત્રી તથા ઘરનો કબજો કરી બેઠો છે! આ રાજા પણ કેવો વિચિત્ર છે. વડનગરના ભાટની માફક તેની આવતી કાલનો કદાપિ અંત આવતો જ નથી. રાજાનો ધર્મ છે કે તેણે નિષ્પક્ષપાતપણે સાચો ઇન્સાફ કરવો જોઇએ પણ આ રાજા મને કાંઈ ન્યાય આપતો નથી એ શું?"

હવે એવું બન્યું કે તે બ્રાહ્મણ દરબારમાંથી નીકળ્યા પછી નિઃશ્વાસ નાખતો ઢીલે લમણે શહેર બહાર જતો ત્યારે એક મેદાનમાં થઇને જતો. તે મેદાનમાં ગોવાળનાં કેટલાંક બાળકો રમતાં હતાં. તેઓ ગાયોને મેદાનમાં ચરવા મૂકી એક વૃક્ષ નીચે એકઠાં થતાં અને રાજાની રમત

રમતાં. દરરોજ એક છોકરાને રાજા તરીકે ચૂંટી કાઢવામાં આવતો, બીજાને પ્રધાન બનાવવામાં આવતો, ત્રીજાને સેનાધિપતિ નીમવામાં આવતો અને ચોથાને કોટવાળું સોંપવામાં આવતું અને બાકીના સિપાહી બનતા. એક દિવસ તે ગોવાળનાં બાળકોના રાજાએ તેના પ્રધાનને પૂછ્યું કેઃ–"આ બ્રાહ્મણ દરરોજ આ વખતે અહીંથી રડતો રડતો જાય છે એ વાત ખરી છે કે?" આ પ્રશ્નનું ઉત્તર પ્રધાને આપ્યું નહિ એટલે તે બાળરાજાએ એક સિપાહીને હુકમ કર્યો કેઃ–"જા, પેલા બ્રાહ્મણને એકદમ બોલાવી લાવ." એક બાળ સિપાહી તે બ્રાહ્મણ પાસે જઇને બોલ્યોઃ–"મહારાજ! આપને રાજા એકદમ બોલાવે છે." છોકરાનું આ કથન સાંભળી આશ્ચર્યથી ચકિત થઈ બ્રાહ્મણે પૂછ્યું કેઃ–"શામાટે? હું હમણાં જ રાજા પાસેથી ચાલ્યો આવું છું. તેણે મને કાલે તેની પાસે જવાનો હુકમ કરેલો છે, તો પછી અત્યારે મને શું કરવા બોલાવે છે?" તે બાળ સિપાહી બોલ્યો કેઃ–"મહારાજ! તમને આ શહેરના રાજા નહિ, પણ અમારા રાજા બોલાવે છે." બ્રાહ્મણે પૂછ્યું કેઃ–"તમારો રાજા કોણ છે?" છોકરાએ કહ્યું કેઃ–"તે તો આવીને જુઓ." બ્રાહ્મણ તે ગોવાળ છોકરાના રાજા પાસે ગયો. બાળ ગોવાળરાયે તેને પૂછ્યું કેઃ–"મહારાજ! દરરોજ આ વખતે તમે અહીંથી રડતા રડતા કેમ જાઓ છો? તમને શું દુઃખ છે તે મને કહો." દુઃખથી ડસડસી રહેલા બ્રાહ્મણે ગોવાળના છોકરાના રાજા આગળ પોતાનો બધો વૃત્તાંત કહ્યો. તેનું કથન સંપૂર્ણ સાંભળી લીધા પછી તે રાજાએ કહ્યું કેઃ–"મહારાજ! તમારો દાવો હું સંપૂર્ણ સમજી ગયો છું. તમારા જે સઘળા હક લૂટાઈ ગયા છે તે હું તમને અવશ્ય પાછા અપાવીશ. આવતી કાલે તમારું કામ ચુકાદામાટે મારી પાસે રાજા પાસેથી મોકલાવજો એટલે સહુ સારાં વાનાં થશે." ડૂબતા મનુષ્યને એક તરણાનો આશ્રય મળે તોપણ તેનું હૃદય આનંદથી પ્રફુલ્લિત થઈ જાય છે તેવી રીતે બ્રાહ્મણનું મન આનંદથી ઉભરાઈ જવા લાગ્યું. પોતાના લૂટાયલા હક આવતી કાલે પાછા મળશે એ વિચારમાં લીન થઈ તે એકદમ રાજા પાસે પાછો ગયો અને પોતાનું કામ સુનાવણીમાટે પેલા ગોવાળના છોકરાના રાજા પાસે મોકલી આપવાની રાજાને અર્જ કરી. રાજા તો આ ગુંચવાડાભરેલા કામમાંથી મુક્ત થવા ઇચ્છતો જ હતો એટલે એકદમ તેણે તે કામ ગોવાળના બાળરાજા ઉપર મોકલી આપ્યું. ગોવાળના બાળરાજાએ કામની સર્વ બીના જાણી લીધી હતી એટલે બીજી સવારે તે પેલા વૃક્ષ પાસે આવ્યો ત્યારે એક શીશી લેતો આવ્યો. બન્ને બ્રાહ્મણો તેના મોં આગળ આવી હાજર થયા. વાદી પ્રતિવાદી તરફની જબાનીઓ લેવાઈ અને દલીલો થઈ. પછી તે ગોવાળ

નૃપ બોલ્યો કેઃ–"મહારાજ! હું તમો બન્નેની તકરારને સંપૂર્ણ સમજી ગયો છું. અને તકરારનો નિકાલ એકદમ કરી નાખવાની હું ઇચ્છા રાખું છું. જુઓ અહીં આ શીશી છે. તમારામાંથી જે મનુષ્ય આ શીશીમાં પ્રવેશ કરી શકશે તે તકરારી મિલકતનો માલિક થશે એમ ન્યાયાસનથી જાહેર કરવામ આવે છે. ચાલો, તમારામાંથી કોણ આ શીશીમાં પ્રવેશ કરવાની હિંમ્ કરી શકે છે?" આ છોકરાનો આવો ન્યાય જોઈ ખરો બ્રાહ્મણ પોકાર્ ઉઠ્યો કેઃ–"આખર ગોવાળીઆનો છોકરો તે ગોવાળીઆનો છોકરો જ ને આખો દિવસ ઢોર ચરાવેલાં, તને તે ન્યાય કરતાં શું આવડે? આવ નાની શીશીમાં માણસથી કઈ રીતે પ્રવેશ કરી શકાય?" ગોવાળનો બાળ રાજા બોલ્યો કેઃ–"મહારાજ! જો તમે આ શીશીમાં ઉતરી ન શકો તો તમે તકરારી મિલકતના હકદાર માલિક નથી." પછી ભૂત બ્રાહ્મણ તરફ ફરીને કહ્યું કે–"કેમ મહારાજ! તમારું આ બાબતમાં શું કહેવું છે? જો તમે આ શીશીમાં ઉતરી શકશો તો તકરારી મિલકતના માલિક ઠરશો." ભૂતે પ્રત્યુત્તર આપ્યું કે–"જો તેમ હોય તો આ શીશીમાં ઉતરવા હું તૈયાર છું." પછી બધાના આશ્ચર્ય વચ્ચે તે એક નાના જીવડા જેવડો થઈ ગયો અને શીશીમાં પેઠો. જેવો તેણે શીશીમાં પ્રવેશ કર્યો કે તરત જ ગોવાળના બાળરાજાએ શીશીને બુચ લગાવી દીધો અને તેથી ભૂત બહાર આવી શક્યો નહિ. ત્યાર પછી ખરા બ્રાહ્મણને ઉદ્દેશીને તેણે કહ્યું કે–"મહારાજ! આ શીશી લઈ જઈને સમુદ્રના ઉંડા જળમાં નાખી આવજો. જાઓ, હવે તમારી માતાને ભેટો અને તમારાં ઘર અને સ્ત્રીનું સ્વામીત્વ તમારા હસ્તમાં લ્યો." બ્રાહ્મણે તેમ કર્યું અને ગોવાળના આ બાળકને આશીર્વાદ દેતો સંસારમાં તે સુખી જીવન ગાળવા લાગ્યો.

## ખાડો ખોદે તે પડે!

એક સમયે એક રાજા હતો. તેને કોઈ સંતાન નહોતું. એક દિવસ એક યોગીએ તેની પાસે આવીને કહ્યું કે–"હે રાજા! મેં સાંભળ્યું છે કે તારે કાંઈ સંતાન ન હોવાથી પુત્રપ્રાપ્તિમાટે તું અનેક ફાંફાં મારે છે. મારી પાસે એક એવી જડીબુટ્ટી છે કે જેના સેવનથી તારી રાણીને એકી સાથે બે પુત્ર થાય. તે બે પુત્રમાંથી એક તારા માટે રાખી બીજો મને આપવા તું બંધાતો હોય તો જ હું તને તે જડીબુટ્ટી આપું." રાજાને યોગીની આ શરત ઘણી ભારે લાગી પણ તેની પાછળ તેનું નામ રાખનાર અને તેના વિશાળ રાજ્ય અને ધનનો ઉપભોગ કરનાર કોઈ ન હોવાથી અને તે મેળવવામાટે તે ઘણો આતુર હોવાથી યોગીની